શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २०

प्रेमानंदकृत.

# मार्कंडेयपुराण.

## भाग ५ मो.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

વડોદરા.

સંવત ૧૯૪૬-૪૭ સન ૧૮૯૦-૯૧.
કીમત રૂ ૧—૦—૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series.

Vol. XX.

POET PREMANAND'S

MARKANDEYA PURAN

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1890-91.

Price Re 1-0-0

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂં ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે, તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહર લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, બાજોભક્ત, મીરાંભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. રાધાબાઇ તથા દીવાળીબાઇ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઈશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બારહજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે, એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઇશ્વિરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and enternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાં કોટ. રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્થંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણુસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બહાદુર મણિભાઈ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણુસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફથી છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થે કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જરકવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.



માર્કંડેય પુરાણનો આ છેલ્લો અને પાંચમો ગ્રંથ છે. એમાં મુખ્યત્વે કરીને મોટા મોટા રાજાઓનાં બોધકારક ચરિત્રો અને આખ્યાનો છે. ચોથા ગ્રંથમાં મન્વંતરકથાઓ કહેવામાં આવી હતી તેમાંના બે—રૌચ્ય અને ભૌત્ય નામે મન્વંતરનું કથન પણ આમાં કરેલું છે. દુનીઆદારીમાં વસનાર જ્યારે સંસાર ન માંડતાં વૈરાગી જેવા થઇ ભટકતા ફરે છે ત્યારે તેથી પિતૃરૂપી પરમેશ્વર રાજી થતા નથી. અર્થાત્ ગૃહસ્થાશ્રમી થઇને સંતાન ઉત્પન્ન કરી તેવડે આ લોકને તથા પરલોકને ઉપકારી થવું એવો ગૃહસ્થનો ધર્મ છે. એ ધર્મ બજાવ્યા શિવાય કોઇ મનુષ્ય ઉદાસીનપણાથી બીજાની મેહેનત ઉપર જીવિકા ચલાવી ભટકતા ફરવા ઇચ્છે તો તે પ્રવૃત્તિ માર્ગના આચાર્યોને પસંદ પડતું નથી. એ વાત સમજાવવાને રૂચિ પ્રજાપતિની કથા કહી છે. એ રૂચિ પ્રજાપતિનો પુત્ર જે મનુ થયો તે રૌચ્ય નામે મનુ કહેવાય છે. એની વાત પાછળ આવી ગઇ છે.

ભૂતિ નામે મહાક્રોધી બ્રાહ્મણનો પુત્ર મનુ થયો તેનો મન્વંતર તે ભૌત્ય મન્વંતર કહેવાય છે. આ મન્વંતરની કથાદ્વારા ક્રોધથી સર્વે કોઇ કેવા ત્રાસે છે તથા ક્રોધ એ બીજાનું તથા પોતાનું પણ કેટલું અહિત કરનારો છે તે બતાવી આપ્યું છે. કદાચિત્ કોઇ મહાતેજસ્વી પુરૂષના ક્રોધથી ભય પામેલા બીજા મનુષ્યો કે પ્રાણીઓ તેના વિરૂદ્ધ કાંઇ પ્રતીકાર કરવાને પણ ડરે છે એ વાત ખરી છે, પણ સર્વે કોઇ તેવા ક્રોધીને મળવાને કે તેની સાથે કામ પાડવાને રાજી હોતાં નથી; અને તેના સંબંધી જે કાર્ય સંપાદન કરવાનું માથે આવી પડ્યું હોય છે તે વેઠની પેઠે માથેથી ઉતારી નાખી તેનાથી દૂર રહેવાને સદા રાજી હોય છે. એ વાત ભૂતિ મુનિના ક્રોધથી ભય પામેલી ઋતુઓ અને વાયુના કર્તવ્યથી સ્પષ્ટ થાય છે. ગુરૂ આવા ક્રોધી છતાં પણ ઉત્તમ શિષ્ય તેને કેવા અનુવર્તે છે તે ભૂતિ મુનિના શિષ્યના દૃષ્ટાંતથી બહુ ઉત્તમ રીતે બતાવ્યું છે. વિનય ગમે તેવા ક્રોધીને

વશ કરે છે અને ગુરૂની આજ્ઞા સંપાદન કરવાથી પરિણામે લાભજ થાય છે, એ સંબંધી આ ભૂતિ ઋષિનો શિષ્ય એ ઉત્તમ નિદર્શન છે.

આ ગ્રંથમાં એ પછી સૂર્યવંશના મોટા મોટા રાજાઓનાં ચરિત્ર કહેવા માટે સૂર્યની ઉત્પત્તિ કહી છે અને સૂર્યના સંબંધથી કશ્યપ મહામુનિથી સઘળી સૃષ્ટિ કેમ પ્રકટ થઈ તે કહ્યું છે. સૂર્ય અને સંજ્ઞાની કથા પાછળ કહેવાઈ ગઇ છે એમ છતાં પુરાણકર્તાએ તેની તેજ કથા ફરીને દાખલ કરી છે તે મહાકવિ પ્રેમાનંદને પસંદ પડયું નહિ; તેમ છતાં ભાષાંતર કરવાના ગ્રંથમાંથી કોઇ ભાગ પડયો મૂકવો તેને ઊચિત નહિ લાગ્યાથી પોતે તેની પણ કવિતા લખી છે. તથાપિ તે સઘળું લખી રહ્યા પછી તે લખે છે કે—

"પિષ્ટ પેષણ કરવું પડયું, પુરાણીકેરે માટ;
કે'શે કઠિન ભાગ એ હતો, તેણું તજ્યો પામી ઉચાટ."

સૂર્યની કથા કહી રહ્યા પછી રાજ્યવર્ધન નામે રાજાની કથા કહી છે અને તે દ્વારા આ લોકનું વિનાશિત્વ બતાવી આપ્યું છે. રાજ્યવર્ધનની સ્ત્રીએ રાજાના માથામાં એક પળિયું જોયું તેથી તેને મોટો ખેદ ઉપન્યો અને એ વાત રાજાના જાણવામાં આવતાં તેણે સ્ત્રીને સંસારની ક્ષણિકતા અને અસ્થિરતા વિષે બોધ કરી પોતાના વૈરાગ્યનું એ કારણ છે એમ જણાવ્યું તથા વાનપ્રસ્થ આશ્રમમાં જવાની ઇચ્છા કરી. પણ તે રાજાના રાજ્ય કારભારથી પ્રસન્ન થયેલી પ્રજા રાજાના તેવા ઠરાવથી દિલગીર થઇ અને રાજાને જવા દેવાની સાફ ના પાડી. પ્રજાએ સૂર્યનું તપ કરીને રાજાને દશ હજાર વર્ષનું આયુષ્ય પ્રાપ્ત કરી આપ્યું. રાજા તેથી ઉલટો સંતપ્ત થયો. એવા વિચારથી કે જે પ્રજા મારા ઉપર આટલી બધી આસક્ત છે તે મારા દેખતાં મરણ પામે અને મારે જીવવું એ કેવળ વિડંબના છે. આથી રાજાએ પણ સૂર્યનું તપ કરી પોતાની સમગ્ર પ્રજાને દશ હજાર વર્ષનું આયુષ્ય સંપાદન કરી આપ્યું !!

ઉપરના દૃષ્ટાંતથી રાજા પ્રજાને કેટલો બધો બોધ લેવાનો છે ! પ્રજાને પોતાની પ્રજા તુલ્ય ગણી તેમને સુખે સુખી અને તેમને દુઃખે દુઃખી એવા રાજ્યવર્ધન જેવા રાજા, અને રાજા પ્રતિ પિતા સમાન પ્રેમાળ પ્રજા, એ બન્ને વાનાં જો કે દુર્લભ છે તથાપિ તે અસંભાવ્ય નથી. કોઈ મહાન્ રાજા

ધારે તો રાજ્યવર્ધન જેવો પ્રજાહિતને માટે પોતાનું સમગ્ર હૃદય સમર્પણ કરી શકે અને તેમ થાય તો પછી પ્રજા તેનાપ્રતિ કૃતઘ્ન હોવાનું દૃષ્ટાંત નથી.

એના પછી સુદ્યુમ્ન રાજાની કથા છે. આ અદ્ભુત કથાને પ્રેમાનંદે પણ અદ્ભુત રીતે વર્ણી છે. સુદ્યુમ્નના બાપે પુત્ર ઉત્પન્ન કરવાને યજ્ઞ કર્યો તેમાં ઋત્વિજની ભૂલથી પુત્રી ઉત્પન્ન થાય એવું કાંઈ બની ગયું, જેથી તે પુત્રી થઇ. તેને મુનિઓએ પોતાનાં સામર્થ્યથી પાછો પુત્ર કર્યો અને વળી દૈવયોગથી અરણ્યમાં ફરતાં તે પાછી સ્ત્રી થઇ ગઇ! પુરૂષ મટીને થએલી આ સ્ત્રીને બુધ નામે દેવે જોઇ તથા તે બન્નેની પરસ્પર પ્રીતિ થતાં તેને પેટે એક છોકરો થયો. આ છોકરો તે વિક્રમોર્વશી ત્રોટકમાં શ્રીમન્મહાકવિ કાલિદાસે વર્ણેલો રાજા પુરૂરવા. સુદ્યુમ્ન સ્ત્રીએ યજ્ઞ કર્યો અને તેથી વળી તેને પુરૂષત્વ પ્રાપ્ત થયું. આ આખ્યાન આવું ચમત્કારિક છે ત્યારે પ્રેમાનંદે પણ તેને ઘટતું વર્ણીને શોભાવ્યું છે.

મનુષ્યે વગર વિચાર્યે કાંઇ કાર્ય કરવું નહિ, એવો બોધ કરવાને પૃષધ્ર રાજાનું આખ્યાન લખ્યું છે. આ રાજાએ એક બ્રાહ્મણની ગાયને વનમાં ચરતી જોઇને મૃગયાના આવેશમાં તેને વરાહ જાણી તેનો વધ કર્યો હતો અને તેથી તે શૂદ્રત્વને પામ્યો હતો. ગાય જેવા ઉપયોગી પ્રાણીને આર્યો મૂળથી પૂજ્ય અને પવિત્ર ગણતા આવેલા છે, તેનું આ દૃષ્ટાંત છે.

નાભાગનું ચરિત્ર વાંચનારના મનને વધારે આનંદ આપે એવી રીતે વર્ણાયું છે. નાભાગની હઠીલાઇનું પ્રથમ વર્ણન કરી પછી તેવી હઠનો પ્રસંગ આણ્યો છે. એવી રીતે કે એક વૈશ્યકન્યા અતિ સુંદર હતી તેને જોઇને તે મોહિત થયો. તેના પિતા વગેરેએ તેને તે કન્યા સાથે પરણવાને ના પાડી પણ તે તેણે પોતાની હઠીલાઇને લીધે માન્યું નહિ, અને એમ કરીને રાજ્ય ઉપરનો પોતાનો હક તેણે ખોયો. પિતાની આજ્ઞા ન માનવાથી અને પોતાના હઠાગ્રહને વળગી રહેવાથી મનુષ્ય કેવી રીતે અધમતા પામે છે તે સંબંધી એમાંથી બોધ મળે છે. એમાં વૈશ્યકન્યાના રૂપનું વર્ણન મહાકવિ પ્રેમાનંદે ઘણું સરસ કર્યું છે. વૈશ્યકન્યાથી નાભાગને ભનંદન નામે પુત્ર થયો તેને તેની માએ કહ્યું કે દીકરા, "ગોપાળ થા." ગોપાળ (ગોવાળ) થવું એ વૈશ્યવૃત્તિને ઉચિત કર્મ છતાં આ ક્ષત્રિયપુત્રના સમજવામાં 'ગોપાળ'નો તેવો

અર્થ આવ્યો નહિ, પણ ગોપાળ એટલે પૃથ્વી પાળનાર થા, એવી માતાની આજ્ઞા છે એમ તે સમજ્યો. કેટલેક કાળે શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં પ્રવીણ થઈને પોતાના પિત્રાઈઓ પાસેથી રાજ્ય જીતીને તેણે પોતાના બાપને નિવેદિત કર્યું. પણ નાભાગે કહ્યું કે, રાજ્ય લેવા કરતાં રાજ્ય ન લેવા રૂપ મારા બાપની આજ્ઞા મારે માનવી એજ હું શ્રેષ્ઠ માનું છું. અને એવી રીતે તેણે પિતાની આજ્ઞાને ખાતર રાજ્યનો ત્યાગ કર્યો.

એજ બાબતમાં સુદેવ અને નળ એ નામના બે રાજાઓની વાત આવે છે. એ બન્ને પરમ મિત્ર હતા. એમાંના નળે કોઈ બ્રાહ્મણનો અપરાધ કર્યો હતો તેથી તે બ્રાહ્મણે સુદેવ રાજાને કહ્યું કે તું અપરાધી નળને શિક્ષા કર. પણ સુદેવના મનમાં ક્ષત્રિયધર્મ કરતાં મિત્રપ્રેમ વધારે વજનદાર લાગવાથી તેની તેણે અવગણના કરી, જેથી તે બ્રાહ્મણે નળનો નાશ કરી સુદેવને વૈશ્ય બનાવી દીધો ! આ વૈશ્ય તે ઉપર કહેલા નાભાગના ચરિત્રમાંની નાયિકા વૈશ્યકન્યાનો રક્ષક પિતા હતો.

આ કથા પછી વત્સપ્રી નામે રાજાનું આખ્યાન વર્ણવ્યું છે. ઉપરના જેવીજ આ પણ સરસ કથા છે. કથાની સંકળના મહાકવિ પ્રેમાનંદે ઠીક શોભાવી આપી છે. દૈત્યના મુસલને બહાને કવિએ અથવા ગ્રંથકારે મનુષ્યને ઇંદ્રિયજિત થવાનો ઉત્તમ બોધ કર્યો છે. એ આખ્યાન સંપૂર્ણ થવાની સાથે એક ભલા રાજાનું આખ્યાન શરૂ થાય છે. એ રાજાનું નામ ખનિત્ર હતું. તે શત્રુ કે મિત્ર સર્વનું ભલું ઈચ્છતો હતો. પણ ભલાની દુનિયા નથી, એ ન્યાય તે બિચારાને પણ લાગુ પડ્યો. તેના ભાઈઓ જે જૂદા જૂદા દેશના રાજાઓ હતા તેમના મંત્રીઓએ તેમને ભંભેરીને એકસંપ કરીને ખનિત્રનો પ્રાણ લેવાને કાવતરૂં કર્યું. પણ તે કાવતરાનું પરિણામ એ થયું કે તે કાવતરૂં કરનારા મંત્રીઓજ નાશ પામ્યા ! ભલા ખનિત્રે આ વાત જાણી ત્યારે તે પોતાનો ધિક્કાર કરીને સંતાપ કરવા લાગ્યો કે અરે ! મારૂં ભૂંડું કરતાં બિચારા મંત્રીઓ માર્યા ગયા !! જો હું ન જન્મ્યો હોત, તો એ મંત્રીઓને મારા નિમિત્ત મરવા વારો ન આવત ! માટે મારા જન્મને ધિક્કાર છે, ઇત્યાદિ. દુષ્ટ મંત્રીઓ કેવાં કાવતરાં કરે છે, તથા પોતાના રાજા જે ધર્મ પ્રમાણે વર્તનારા હોય છે તેમનું મન ભમાવીને તેમની પાસે કેવા અનર્થ કરાવે છે, તે સર્વનો યથાર્થ ચિતાર આમાં મહાકવિ પ્રેમાનંદે આપ્યો છે.

ખનિત્ર પછી ક્ષુપ રાજાનું ચરિત્ર છે. એણે ઘણા યજ્ઞ કર્યા હતા તથા પ્રજાના તમામ કર એણે માફ કર્યા હતા, એ વિના એમાં વિશેષ જાણવા જેવું નથી. વિવિંશ રાજા પણ ભલો હતો તેને શત્રુઓએ કપટથી માર્યો. ખનીનેત્રના ચરિત્રમાં બે હરણની વાત બહુ રમૂજ ઉપજાવનારી છે. એક હરણ વાંઝિયું હોવાથી મરવાને તૈયાર થાય છે ત્યારે બીજું હરણ બોહોળું કુટુંબી હોવાથી મરવાને આર્જવ કરે છે. આ ઉપરથી બન્ને સ્થિતિઓ દુઃખદાયક છે એમ બોધ કર્યો છે. કરંધમના પુત્ર અવેક્ષિતનું ચરિત્ર વાંચનારની મનોવૃત્તિને લગાર વધારે વિસ્મિત કરે એવું છે. અવેક્ષિતની માતાનું નામ વીરા હતું. વીરા રાજ્યકાજમાં કુશળ હતી, તે જણાવવાને તેની કિમિચ્છક વ્રતની યુક્તિ વર્ણી છે. જે કોઇ જે કાંઇ માગે તે આપવું, એવી પ્રતિજ્ઞા કરવી તેને કિમિચ્છક વ્રત કહે છે. તેનો પુત્ર એક સ્વયંવરમાં ગયો હતો ત્યાં બીજા રાજાઓથી હાર્યો હતો તે દિવસથી પ્રતિજ્ઞા કરી બેઠો હતો કે મારે સ્ત્રી પરણવી નહિ. પણ તેની માની ઉપરની યુક્તિથી તે પ્રતિજ્ઞાનો ભંગ કરીને તેને સ્ત્રી પરણવાની ફરજ પડી હતી. વેદનાં ઉપનિષદોમાં પ્રખ્યાતિ પામેલો મરૂત્ત રાજા એ અવેક્ષિતનો પુત્ર હતો. મરૂત્ત રાજાએ મોટા મોટા યજ્ઞ કર્યા હતા. એની મા જ્યારે વનમાં તપ કરતી હતી ત્યારે નાગલોકો એ તેના ઉપર ઉપકાર કર્યો હતો તેના બદલામાં પ્રસંગ આવ્યે તેના પુત્રથી બચવાનું વરદાન નાગલોકોએ મેળવ્યું હતું. આથી ઉન્મત્ત થયેલા નાગલોકોએ મરૂત્તના રાજ્યમાં વસનારા ઋષિઓને દંશ કર્યો તેથી તે મરી ગયા. મરૂત્તે તે જાણીને નાગલોકોને શિક્ષા કરવાને તૈયારી કરી તે વારે તેના બાપ અવેક્ષિતે તેને વાર્યો. પણ તે તેણે ન માન્યું અને કહ્યું કે, પિતાનું વચન માનવા કરતાં પ્રજાનું રક્ષણ કરવું એ હું ઉત્તમ ક્ષત્રિયધર્મ માનું છું. આથી બાપ દીકરા વચ્ચે યુદ્ધ પ્રસંગ ઉપસ્થિત થયો, પણ બીજાઓએ વચમાં પડી તે માંડી વાળ્યો. નરિષ્યંત અને દમ રાજાનાં ચરિત્ર પણ તેવાંજ બોધક છે. 'પિતાનું વેર લેવું એ ક્ષત્રિયનો ધર્મ છે એવો બોધ દમરાજાના ચરિત્રમાંથી મળે છે. છેવટે ગ્રંથના શ્લોકની સંખ્યા, પુરાણ સાંભળવાનું ફળ વગેરે લખી પુરાણ સંપૂર્ણ કર્યું છે.

આ ગ્રંથ આદિથી અંત સુધી વાંચનારને સમજાશે કે એમાં ઠામઠામ પ્રવૃત્તિ માર્ગનો ઉપદેશ કર્યો છે તથા તેની સાથે નિવૃત્તિ

માર્ગને પણ વખાણ્યો છે ત્યારે એ ઉપરથી એમ સમજવામાં આવે છે કે મનુષ્યે "વ્યવહારમાં રહીને વ્યવહારે પ્રતિપાદન કરેલા નીતિના ધારાઓનો અભ્યાસ કરવો, ગૃહસ્થ થવું, ન્યાયથી ધન ઉપાર્જન કરવું, ઉપાર્જેલું ધન કુટુંબપોષણાર્થે અને પરોપકારાર્થે ખરચવું, નીતિને માર્ગે વર્તવું, સંસારનો તમામ પસારો સ્વપ્નવત્ જાણીને તેમાં વૃધ્ધિહાનિથી હર્ષ શોક ન કરવો અને મૃત્યુને માટે સદૈવ તયાર રહેવું, એ આ ગ્રંથનો સારરૂપ ઉપદેશ છે. આખા ગ્રંથને એક વાર ફરીથી ફેરવી જોઇએ તો આપણને તેમાં શું દેખાય છે? પક્ષીઓની કથા, તેમને કરેલા જૈમિનિના પ્રશ્ન, હરિશ્ચંદ્રાખ્યાન (સત્યવ્રત), જડની કથા (પરલોકજ્ઞાન), મદાલસાખ્યાન (દંપતીની પરસ્પર અચળ પ્રીતિ) અલર્કાખ્યાન (માતાનું મમતા સહિત શિક્ષણ) મન્વંતરની કથાઓ, અને રાજાઓનાં ચારિત્ર. સઘળાં વર્ણનમાં પ્રેમાનંદની આદિથી અંતસુધી એકજ શૈલી માલમ પડે છે. આ પુસ્તક સંવત્ ૧૭૬૫ ની સાલમાં લખાયું છે એમ કવિ કહે છે, તે ઉપરથી માલમ પડે છે કે પ્રેમાનંદની મધ્યકાળની આ કવિતા છે અને તેથીજ પરિપક્વ વિચારવાળી છે. એકજ વર્ષમાં આવડા મોટા આખા પુરાણનું ભાષાંતર કવિએ સ્થિરપણે કરી નાખ્યું છે અને તે પણ તે પોતેજ એક જગોએ કહે છે તેમ ધન વગેરેની ઇચ્છા રહિત. એ બહુ આશ્ચર્ય ઉપજાવનારૂં છે. કવિની દૃઢતા, ટેક, ધીરજ વગેરે ગુણોને બતાવનારૂં એ મોટું દૃષ્ટાંત છે. આ ગ્રંથ દેશીબદ્ધ છે તથા દેશીઓમાં ચરણો નાનાં મોટાં જણાય છે તેથી કવિતા કરવાની કેટલીક ત્વરા કવિએ કરી હશે એમ લાગે છે પણ તે સાથે આશ્ચર્ય એ છે કે જ્યાં કવિને જરૂર લાગી છે ત્યાં તેણે છંદ, વૃત્ત, પણ લખ્યાં છે અને તેમાં કોઇ જગોએ લેશ વધતું ખૂટતું નથી. ગાનશાસ્ત્રને જાણનારા કહે છે કે એ દેશીઓ પ્રમાણે ગાતાં કાંઇ વધઘટ બાધ કરતી નથી, અને પ્રેમાનંદને ગાનશાસ્ત્રનું સારૂં જ્ઞાન હતું એ તો તેના ગ્રંથો વાંચનારના જાણવામાં આવ્યું હશેજ, તો એ ઉપરથી એમ લાગે છે કે ત્વરાથી કવિતા કરવા માટે નહિ પણ દેશીઓ જે અમુક રાગ પ્રમાણે ગવાય છે તેમાં તેવો વધારો બાધ કરતો ન હોવાથી બુદ્ધિપૂર્વકજ એવો વધારો થવા દેવામાં કવિએ હરકત લીધી નથી. જો એમ ન હોય, અને ત્વરાના કારણથીજ પદો નાનાં મોટાં થયાં છે એમ માનીએ, તો તેવા ત્વરાના કામમાં અક્ષરમેળ અને માત્રામેળ છંદો તે દાખલ કરત નહિ.

આ ગ્રંથમાં જ્યાં જ્યાં પ્રસંગ મળ્યા છે ત્યાં ત્યાં કવિએ તે તે રસ વર્ણવવાને ખામી કરી નથી. હરિશ્ચંદ્રાખ્યાનમાં કરૂણ, મદાલસાખ્યાનમાં વિપ્રલંભ શૃંગાર, અલર્કાખ્યાનમાં વત્સલ, પતિવ્રતાની કથામાં પતિવિષયા રતિભાવ, નરકવર્ણનમાં બીભત્સ, શ્રાદ્ધાદિ કથનમાં દેવવિષયારતિ, ઋતુધ્વજ અને નાગપુત્રોના સંબંધમાં મિત્રવિષયારતિ અને વત્સલ, જે બુદ્ધીપાદિ વર્ણનમાં ઉદ્દબુધ્ધ માત્ર વિસ્મય સ્થાયિભાવ, વરૂથિનીના આખ્યાનમાં દર્શનપૂર્વરાગ, દમ વગેરેનાં ચરિત્રમાં યુદ્ધવીર, મરૂત્ત વગેરેનાં ચરિત્રમાં દાનવીર, ખનિત્ર વગેરેનાં ચરિત્રમાં દયાવીર, ખનીનેત્ર વગેરેનાં ચરિત્રમાં ધર્મવીર, વત્સપ્રીના ચરિત્રમાં અદ્ભૂત, નરિષ્યંતના ચરિત્રમાં રૌદ્ર, વગેરે ઠામઠામ રસ અને ભાવથી મનોહર વર્ણનો છે. એમ છતાં પણ આ પુરાણનોજ ગ્રંથ હોવાથી તથા તેનું ભાષાંતરજ કરવું એવો બહુધા આગ્રહ હોવાથી તેને અનુસરવાની જરૂર કવિને પડી છે. શા માટે આ ગ્રંથ કવિએ લખ્યો છે એ તેના વાંચનારને સૂક્ષ્મ વિચારથી જણાય એવુંજ છે માટે તે વિષે વધારે લખી વિસ્તાર ન કરતાં પ્રેમાનંદકૃત માર્કંડેય પુરાણનો આ છેલ્લો ગ્રંથ વાંચનારની સેવામાં રજુ કરી તેમને આનંદ આપવા ઇચ્છીએ છીએ.



# रौच्यमन्वंतराख्यान.

## કડવું ૧૬૫ મું.

### રાગ સામેરી.

નમું ગુરૂ ગણનાયક દેવ, સાધુ ઉભયની સમ્યક્ સેવ;
તજી તન મનથી અહમેવ, પ્રસન્ન થાઓ ઉભય તતખેવ. ૧
શારદા માત કરૂં પ્રણામ, કરો કૃપા મુને મહાધામ;
કામના માર્કંડેય કરવા પૂર્ણ, આઇ કરો વિઘ્ન મારાં ચૂર્ણ. ૨
અંબિકા દંભિકા સંહારય, ભક્તિ વિપ્રની ધ્યાને ધારય;
નથી અર્થકાજે ઉદ્યોગ, કરવો પ્રાકૃત સંસ્કૃતનો સંજોગ. ૩
મોટું કામ લીધું મેં માથે, જાણી મૂઢમતિ સા' હાથે;
પૂર્ણ પ્રતિજ્ઞા કરાવે, આઇ તારો તો દ્વિજ કા'વે. ૪
લોક લાડીલો કે'તા આવે, સરસ્વતી ઉપાસક દ્વિજ કા'વે;
એવુ વેણ કરાવો સત્ય, માગું અલ્પમતિ મહામત્ય. ૫
હવાં કરૂં કથાનો આરંભ, કરજે નાશ અરિકેરો દંભ;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ્ય, રૌચ્ય મન્વંતર મહાપુણ્ય. ૬
ઊંચું મન કરે રખે તુંય, આ મન્વંતર કહું હુંય;
રૂચિ નામે પ્રજાપતિ પૂર્વે, અહંમમતા તજી અપૂર્વે. ૭
જેણે જીત્યાં નિદ્રા ને ભય, કરતા અટન અવનિપર મહાવય;
તેને અગ્નિહોત્ર વિનાના જોઈ, જેને ઘરબારકેરી નવ સોઇ. ૮
કરતા ભોજન મળતું તેહ, આશ્રમ બાંધી ન રે'તા જેહ;
સંગ રહિત રે'તા સદા, જોયા તેના પિતૃએ તેને કદા. ૯

---

૩ દંભિકા–દાંભિક મનુષ્યોને. અર્થકાજે–ધન મેળવવામાટે. ૫ લાડીલો —(સરસ્વતીનો). ૯ આશ્રમ ઇ૦–ગૃહસ્થાશ્રમ સ્વીકારીને કે અમુક સ્થાન વસવા માટે મુકરર કરીને.

પિતૃઓ મળી સર્વે ભાખ્યા, તેમણે ગૃહસ્થના ધર્મ દાખ્યા;
પિતૃઓ કહે સુણ્ય તું પુત્ર, કેમ તેં માંડ્યું નથી ઘરસૂત્ર. ૧૦
પુણ્યકારી પત્નીગ્રહણ કેમ, કર્યો નથી ધરી શું વે'મ;
સ્ત્રી પરણીને ગૃહસ્થ થાવું, છે એ હેતુ સ્વર્ગ મુક્તિએ જેને જાવું. ૧૧
નિરંતર સ્ત્રીરહિત રે'તા જેહ, પડે તે બંધનમાં નિઃસંદેહ;
ગૃહસ્થાશ્રમી નર નિર્વાણ, સમસ્ત સુર ઋષિ પૂજે જાણ. ૧૨
પિતૃ અતિથિ પૂજે તેહ, તેવડે પરલોકે સુખી કરે દેહ;
સ્વાહા ઉચ્ચારે કરી દેવ, કરે સ્વધા ઉચ્ચારે પિતૃની સેવ. ૧૩
અતિથિ ભૂતાદિક જેહ, અન્ન અર્પ્યે આનંદે તેહ;
તો ક્યમ તું રહ્યો આમ, ન સાધ્યું અમારા ઋણનું કામ. ૧૪
મનુષ્યઋણ જાળવી નવ જાણ્યું, દેવઋણ પૂરૂં ન પિછાન્યું;
ભૂતાદિકઋણ ભૂલી ગયો તુંય, દિન દિન પ્રત્યે બંધાયે શુંય. ૧૫
પુત્ર ઉત્પન્ન કર્યા પાખે, અલ્યા નાકે તુંને કોણ રાખે ?
દેવ પિતૃ ને ભૂતાદિક, તેં તૃપ્ત કર્યા ન ઠીકાઠીક. ૧૬
તોય મૂઢપણાથી શુંય, રૂડી ગતિ વાંચ્છે છે તુંય;
હે પુત્ર માનવું અમારૂં એવું, કહીએ સુણ્ય તને છે જેવું. ૧૭
તારે આ જન્મે મૃત્યુલોકે, રે'વું પડશે ભોગવી દુઃખ શોકે;
મૃત્યુ થયા પછી નિર્વાણ, થઇશ તું નરકભોક્તા પ્રમાણ. ૧૮
આવી મળશે અન્ય જન્મે દુઃખ, નહિ કોઇ ત્યાં જુએ તારૂં મુખ
રૂચિ કે' સુણો પિતૃદેવ, જે કરવો સંસાર ધરો અહમેવ. ૧૯
તે મહાદુઃખ ને પાપકેરો, સમજ્યો સાચેસાચો એ ફેરો;
છે અધોગતિનું કારણ એહ, થયો હું પૂર્વથી નિઃસંદેહ. ૨૦

---

૧૧ પત્નીગ્રહણ— સ્ત્રીનું ગ્રહણ કરવું—સ્ત્રી પરણવી. ૧૪ ન સાધ્યું ઇ૦—અર્થાત્ અમારૂં ઋણ કેમ અદા ન કર્યું ? ૧૬ નાકે—સ્વર્ગમાં. ૧૮ નરકભોક્તા—નરકનું દુઃખ ભોગવનારો.

એમ સમજી પાણિગ્રહણ નથી કર્યું, એમાં શું પુણ્ય મેં મારૂં હર્યું!
હું જે પ્રાણાયામ કરીને જાણ, કરૂં છું આત્માસંયમ પ્રમાણ. ૨૧
તે મુક્તિ આપનારૂં નિર્ધાર, નવ તારે કદાપિ નાર;
સ્ત્રીપાણિગ્રહણ કરવાથકી, આત્મસંયમ રે' નવ ટકી. ૨૨
મમતા રૂપ કર્દમે ખરડાયો જેહ, એવો થયો અજાણ આત્મા એહ;
તેને ત્યાગી પુરૂષો ચિત્તરૂપ જળે, નિત્યપ્રતિ ધુએ મહાબળે. ૨૩
એહ માર્ગ ઉત્તમ મેં માન્યો, જે નથી વેદાદિકમાં કંઈ છાનો;
અનેક જન્મથી સિંચાયલો જેહ, કર્મરૂપ કર્દમે ગુંફાયલો એહ. ૨૪
આત્મા જેહ મોટો અપાર, તેને ઈંદ્રિજીત જાણે નિર્ધાર;
પછે સમ્યક્ વાસનાજળે તેને, જાણે ધોવો જોઇએ જેને. ૨૫
કહે પિતૃ ઇંદ્રિયજીત નરે, જોઇએ આત્મા ધોવો એવું ધરે ઉરે;
એહ ખરી કથા કહી તેં સુત, પણ જે તું પથે ચાલેછે તે તૂત. ૨૬
નથી ઘટિત મારગ એહ, તેનો ટાળું સહુ સંદેહ;
ફલેચ્છા કર્યાવિના ઋણ પાંચ, સ્વાધીન કરવાં તારે સાચમાચ. ૨૭
પૂર્વ કર્મથી ઉપજેલાં જેહ, ભલાં ભુંડાં ફળ તો તેહ;
ભોગવવાવડે નિર્વાણ, પાપનાશક થાય પ્રમાણ. ૨૮
એ પેર ફલેચ્છા વિહીન, અહેતુક કર્મ કર્યે થવાય ન દીન;
એમ ધાર્યે બંધનમાં ન પડાય, ગૃહસ્થધર્મે ન કાંઇ અડાય. ૨૯
હે સુત નરે પૂર્વજન્મે કરેલાં પાપ, પુણ્યફળ સુખદુઃખ અમાપ;
જે પ્રાપ્ત થાયે છે પ્રમાણ, તે રોજ ભોગવ્યાથી નિર્વાણ. ૩૦
થાય પૂર્વકેરાં કર્મનો ક્ષય, એમ માન્યો શાસ્ત્ર પુરાણે ઉદય;

---

૨૪ ગુંફાયલો—ખરડાયલો. ૨૫ સમ્યક્ ઇ૦—સમ્યક્ (સારી) વાસના રૂપી જળથી. ૨૭ ફલેચ્છા ઇ૦—ફળની ઇચ્છા રાખ્યા વિના તારે પાંચ ઋણ સ્વાધીન કરવાં- અર્થાત્ અદા કરવાં. ૨૯ અહેતુક-ફળના હેતુવિનાનાં.

વિવેકીજન તો એવી રીત, કરે આત્માશુદ્ધિકેરી પ્રતીત. ૩૧
વળી કરે રક્ષણ આત્માનું એમ, સદા સર્વદા ધારી ક્ષેમ;
કિંતુ અવિવેકે કરી સૂત, પાપ રૂપ કર્દમે લેપાય ન નૂત. ૩૨
રૂચિ કહે સુણો પિતૃદેવ, વેદ કર્મમાર્ગ અવિદ્યા કહી છે એવ;
તો તમે કેમ કરો ઉપદેશ, મુને કર્મ માર્ગે કરાવવા પ્રવેશ. ૩૩
પિતૃઓ કહે તારી જે વાત, સર્વ સાચી છે પ્રખ્યાત;
કર્મ એ અવિદ્યા પણ સત્ય, અસત્ય નથી હે અપત્ય ! ૩૪
કિંતુ વિદ્યા પ્રાપ્તિ કરવાનો હેતુ, માન્ય નિશ્ચય કર્મ એ તું;
વિહિત કર્મ ન કરવાવડે, અસત પુરૂષો સંયમે અડે. ૩૫
એ સંયમ મુક્તિ ન આપે જાણ, નાખે અધોગતિએ નિર્વાણ;
હે સુત વિહિત કર્મનો કરી ત્યાગ, તું માને થયો મનથી મહાભાગ. ૩૬
હું કરૂં આત્માને શુદ્ધ સ્વરૂપી, પણ ખરૂં જોતાં તું કરે કુરૂપી;
તું તેનો લોપ કરવાવડે, ઉપજેલા પાપે લેપાઇ પડે. ૩૭
યુક્તિપુર:સર યોજ્યું વિષ, તેની પેરે કરી કંઇ મિષ;
અવિદ્યા યોજી જો હોય, તો નર ઉપકારકારી થાય સોય. ૩૮
કિંતુ અવિવેકે જો યોજાય, તો તો સત્ય બંધને પડાય;
એમ છે માટે સુત સાક્ષાત, કરચ વિધિપૂર્વક સ્ત્રીગ્રહણની વાત. ૩૯
પરલોક સિધ્ધિ કર્યા વિના તારો, જન્મ નિષ્ફળ આ જાઓ સારો;
રૂચિ કહે હો પિતૃદેવ, હું વયવૃદ્ધ થયો છું એવ. ૪૦
તેની કરે કયી કન્યકા સેવ, કે કોણ દે કન્યા તતખેવ;
પરણવી પત્ની દરિદ્રી નર, છે હે પિતૃઓ તે દુષ્કર. ૪૧

---

૩૨ નૂત—નવીન (કર્દમ). ૩૪ અપત્ય—પુત્ર ! ૩૫ વિહિત કર્મ—જે કર્મ કરવાની ફરજ છે એવી શાસ્ત્રે જેના વિષે આજ્ઞા આપી હોય એવાં કર્મ. સંયમે અડે- સંયમ સિદ્ધ થતો નથી.

પિતૃઓ કહે સુત તું'ય, અમારૂં વચન માને ન શું'ય?
હા ! તેથી પડવું પડશે અમારે, તું તેણે અધોગતિ નિશ્ચય ધારે. ૪૨
માર્કંડેય કહે મુનિસત્તમ, એ રીતે વચન કહી ઉત્તમ;
તેના પિતૃઓ આવ્યા હતા જેહ, તે તેના દેખતાં નિ:સંદેહ. ૪૩
જેમ વાયુએથી દીવો ઓલાય, તેમ એકાએક અદર્શ તે થાય;
આવું આવું પુરાણી ગાય, કર્મપુચ્છ સાહી મકલાય. ૪૪
કરે ઘેર ઉતરવા દ્દઢ ભાવ, સાધી લે સધાય તેટલો દાવ;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રૂચ્યુપાખ્યાને પ્રમાણે. ૪૫
થયો પંચનવતિતમોધ્યાય, જે દ્વિજ પુરાણી કાજે ગાય;

### વલણ.

દ્વિજ પુરાણી કાજે ગાય નિશ્ચે, પુરાણકેરી પેર રે;
માધવ ઉમાધવ દ્વિજ ઉપર, કરશે સમ્યક્ મે'ર રે. ૪૬

## કડવું ૧૬૬ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે દ્વિજરાજ જી, કથા કહું હું તારે કાજ જી;
રૂચિને પિતૃવેણે થયો ખેદ જી, સર્વાંગે થયો અતિ પ્રસ્વેદ જી. ૧

### ઢાળ.

પ્રસ્વેદ થાતો અંગ અતિશે, રૂચિને નિર્વાણ;
તે દ્વિજકન્યા ઇચ્છતો, ફરતો સકળ પૃથ્વી પ્રમાણ. ૨
કિંતુ કન્યા તેહને, નવ મળી કંઇથી વિપ્ર;

---

૪૨ પડવું પડશે-(અધોગતિમાં). ૪૪ અદર્શ-અંતર્ધાન. ૪૬ માધવ-લક્ષ્મીપતિ (વિષ્ણુ). ઉમાધવ—પાર્વતીપતિ (મહાદેવ). ૧ પ્રસ્વેદ-પરસેવો.

પિતૃવચન રૂપી અગ્નિ જેને, ક્ષણ ક્ષણ લાગ્યો ક્ષિપ્ર. ૩
તેવડે બળતો નથી ઠરતો, ઉદ્વેગ ધરતો મન;
ચિંતા ચતુર કરતો ઘણી તે, હું શું કરૂં કે' અનુદિન. ૪
હું ક્યાં જાઉં ને ક્યાં રહું, ક્યમ મળે સત્વર નાર;
પાણિગ્રહણ કરૂં કેઇ પેરે, જેણે પિતૃઉદય થાય નિર્ધાર. ૫
એ રીતે વિચારકરતાં, તે મહાત્માને ત્યાંહી;
મતિ સૂઝી સટ લેઈ, જાવું કમળભૂ જ્યાંહી. ૬
આ દેહવડે ક્યમ ત્યાં જવાયે, એમ વળી આવતો વિચાર;
પછે બ્રહ્માકેરૂં આરાધન કરવા, કર્યો તેણે નિર્ધાર. ૭
આસન વાળી સુખ ટાળી, બેઠો વિધિ આરાધવા;
નિયમ પાળી યમ ધારી, બેઠો નારી પામવા. ૮
શત સંવત્સર સુરકેરા, તે કરતો તપ નિર્વાણ;
જોઇ દુ:ખી તેને રીઝિયા, પછે પરમેષ્ઠી પ્રમાણ. ૯
જે જગ્તપિતામહ બ્રહ્મ ભારે, તેણે આપિયું દર્શન;
માગ્ય માગ્ય એમ કહ્યું મુખથી, હું થયોછું પ્રસન્ન. ૧૦
તવ જગ્તકેરી ગતિકર્ત્તા, જોયા બ્રહ્માદેવ;
શિરસાષ્ટાંગ નમી તેને, કરતો રૂચિ સમ્યક્ સેવ. ૧૧
પિતૃકેરા વેણથી જે, કરવાની ઇચ્છા હતી;
તે મનસા પોતાતણી, વિધિપાસ કરતો છતી. ૧૨
તેનું ઇચ્છિત સર્વ સાંભળી, રૂચિ દ્વિજને કે'તા દેવ;
વધ્યા બ્રહ્મા ભાવશુ, તું પ્રજાપતિ થઇશ તતખેવ. ૧૩
તારે પ્રજા ઉપજાવવી, કરવા પુત્ર ઉત્પન્ન;
કર્મ કરતાં અધિકારવાળો, તું સિદ્ધિપ્રાપ્ત થઇશ પાવન. ૧૪
તારા પિતૃઓએ કહ્યું તુજને, તે પ્રમાણે કરચ નારી;

---

૯ પરમેષ્ઠી—બ્રહ્મા.

એ મનોરથનું ધ્યાન ધરીને, કરજ્ય પિતૃપૂજા સારી. ૧૫
એમ સંતોષાશે પિતૃ તારા, ત્યારે તુંને આપશે પત્ની પુત્ર;
પિતામહ સંતોષાયલા તે, મંડાવી દે ઘરસૂત્ર. ૧૬
તે મનવાંચ્છિત સર્વે આપે, એમ વદે વેદ પુરાણ;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ એવી, અવ્યક્તજન્મા વિધિ ભાખે વાણ. ૧૭
એવું વચન બ્રહ્માનું સુણીને, તે દ્વિજ ગયો સરિતાતીર;
એકાંત સ્થળપર બેશી તેણે, પિતૃતર્પણ કર્યું ધરી ધીર. ૧૮
ભક્તિએ કરી નમાવ્યા છે, ઉભય જેણે સ્કંધ;
તેણે અપૂર્વ આદરે કરી, તોડયા અન્ય ધર્મના બંધ. ૧૯
એકાગ્રચિત્ત કરી અહરનિશ, આ સ્તોત્ર વદતો મુખ;
તેણે સ્તુતિ કરી જે પેર તે હું, સમ્યક્ જણાવું સુખ. ૨૦
રૂચિ કહે જે દેવથી પણ, ઉર્ધ્વ લોકે વસતા;
એવા પિતૃને હું ભક્તિભાવે, કરૂં નમસ્કાર ઉલ્લસતા. ૨૧
છે સ્વધા શબ્દ જેના અંતમાં, એવા મંત્રે કરી નિર્વાણ;
શ્રાદ્ધ સમયે શૂર જેનું, તર્પણ કરે પ્રમાણ. ૨૨
ભોગવૈભવ વા મુક્તિઇચ્છક, જે મહર્ષિ કે'વાય;
તે મનોમય શ્રાદ્ધે કરી જેમનું, તર્પણ સ્વર્ગે કરે સુખદાય. ૨૩
નમસ્કાર તે પિતૃઓને, મારો સદા સર્વદા હોય;
સ્વર્ગે શ્રાદ્ધ સમયે સિદ્ધ લોકો, જેને વીસરે નવ સોય. ૨૪
સર્વ અનુત્તમ દિવ્ય બલિદાને, જેમને તૃપ્ત કરતા સાર;
તેવા પવિત્ર પિતૃને સદા, હું કરૂં નમસ્કાર. ૨૫
આત્યંતિક સિદ્ધિને વાંચ્છતા, તે વળી સર્વ કરતાં શ્રેષ્ઠ;
એવા ગુહ્યકો પિતૃભક્તિએ, સહુ ત્યાગતા દુઃખ નેષ્ટ. ૨૬

---

૧૭ અવ્યક્તજન્મા—ગૂઢ જન્મવાળા.

શુદ્ધ અંતઃકરણ કરીને, જેનું કરે પૂજન અપાર;
તેવા પિતૃને ભક્તિ સહિત હું, કરૂં નેહે નમસ્કાર. ૨૭
અભીષ્ટ જનને પુષ્ટિ દાતા, જે પિતૃ કેરૂં શ્રાદ્ધ;
તે સમયે શ્રદ્ધાપૂર્વક સહુ, જગતી પરના જન તજી બાધઃ- ૨૮
પૂજન કરેછે પ્રેમથી અતિ, સર્વથી શ્રેષ્ઠ માની નિર્ધાર;
તેવા પિતૃને ભાવેકરી હું, કરૂં નમી નમી નમસ્કાર. ૨૯
ઇચ્છિત અભીષ્ટ મનોરથ પૂરનારા, પ્રજાપતિપણું આપનારા જેહ;
જે પૃથ્વીપર પૂજાય છે અતિ, થઇ પિતૃદેવ નિઃસંદેહ. ૩૦
જન પ્રેમ અતિશે ધરે જે પર, તે પિતૃદેવને વારંવાર;
હું ક્ષેમ થાવા વે'મ તજીને, કરૂં નિરંતર નમસ્કાર. ૩૧
અરણ્યવાસી મિતાહારી, જેણે તપે પ્રક્ષાલ્યાં પાપ;
એવા ઋષિઓ વનમાં ઉપજેલાં, જે પુષ્પફળ અમાપ. ૩૨
તેવડે શ્રાદ્ધમાં શ્રદ્ધાપૂર્વક, કરે પૂજન જેનું અવિધાર;
તેવા પિતૃને નેહે કરી હું, કરૂં વારંવાર નમસ્કાર. ૩૩
નૈષ્ઠિક વ્રતને આચરનારા, મન સ્વાધીન કરતા જેહ;
એવા બ્રહ્મમુનિ પણ સદા જેનું, કરે શ્રાદ્ધ રહિતસંદેહ. ૩૪
તે સમાધિએકરી શ્રાદ્ધ કરતા, નિત્યપ્રતિપૂજી પામતા પાર;
તેવા પિતૃસત્તમને સદા હું, કરૂં નેહે નમસ્કાર. ૩૫
ત્રિલોકીમાં ફળ આપનારા, જે પિતૃઓને સહુ ક્ષત્રિય સાર;
કરે તૃપ્ત વિધિપુરઃસર કવ્યે, તેને હું કરૂં નમસ્કાર. ૩૬
સ્વકર્માસક્ત જે વૈશ્ય કા'વે, તે પુષ્પ ધૂપ અન્ન ને વાર;
ઈત્યાદિવડે કરે પૂજન જેનું, તેવા પિતૃને કરૂં નમસ્કાર. ૩૭
જે મહીપર કે'વાય સુકાલિન નામે, શૂદ્રે શ્રાદ્ધે અરચિયા અપાર;

---

૨૮ અભીષ્ટ જન—ઇચ્છેલા લોક. ૩૪ નૈષ્ઠિક વ્રતને—બ્રહ્મચર્યાદિ ધર્મમાં સ્થિતિરૂપ વ્રતને.

ભક્તિ ભાવેકરી અહોનિશ, તેવા પિતૃને કરૂં નમસ્કાર. ૩૮
પાતાલવાસી અસુરોએ, તજ્યો દંભ મદનો ભાર;
તે શ્રદ્ધાએ સ્વધાહારી પૂજે, કરૂં તેવાને નમસ્કાર. ૩૯
મનોરથ સિદ્ધિને ઇચ્છતા, નાગલોક રસાતળ માંય;
સર્વ ભોગવાળાં વિવિધ શ્રાધ્ધે, કરી પૂજે પિતૃ જ્યાંય. ૪૦
અર્ચન કરે અવિધાર તેનું, એક ધરી શ્રાદ્ધ મન મોઝાર;
તેવા પિતૃઓને સદા મારો, હો નેહે નમસ્કાર. ૪૧
તે લોકે ભોગ સંપત્તિયુક્તે, સર્વ લોક વિધિ પુરઃસર સાર;
તૃપ્ત કરે મંત્રવાળાં શ્રાધ્ધોએ, કરૂં તેવા પિતૃને નમસ્કાર. ૪૨
સુરલોકમાં અંતરિક્ષમાં, જે મહીતળે વસે સાક્ષાત;
સુરાદિક પૂજન કરે જેનું, નમું તેવા પિતૃને વિખ્યાત. ૪૩
મેં અર્પેલું ભાવે અભાવે, તે ગ્રહણ કરજો સર્વ;
જે મૂર્તિરહિત ને સૂક્ષ્મ રૂપો, તજી વનમાં વસતા ગર્વ. ૪૪
યોગીજન નિર્મળ ચિત્તે જેનું, પૂજન કરે પ્રમાણ;
દુઃખનાશક હેતુ ધારી, નમું તેવા પિતૃને નિર્વાણ. ૪૫
સ્વધાએ ભોગ કરનારા પિતૃ, જે સ્વર્ગે રહ્યા મૂર્તિમાન;
કામ્યક ફળની ઇચ્છા રાખી, કરે યજન તેમનું ગુણવાન. ૪૬
તેને અભીષ્ટ પદાર્થ સમર્થ આપે, એવા જે અતુલ બળવાન;
કરે નિરિચ્છાએ પૂજન જો જન, તો તેને મુક્તિ આપે ગુણવાન. ૪૭
તેવા પિતૃને પ્રણામ કરૂં હું, નેહે વારંવાર;
સર્વ સંકષ્ટથી ઉધ્ધારજો, મુને આ સમે નિર્ધાર. ૪૮
આ મારા તર્પણ વિધિમાં, સહુ પિત સંતોષાઓ;

---

૩૯ સ્વધાહારી—સ્વધા શબ્દનો ઉચ્ચાર સાંભળીને બળિદાન લેનારા.
૪૬ કામ્યક ફળ—ઇચ્છિત ફળ. ૪૭ નિરિચ્છાએ—ઇચ્છા તજીને.

જે અભિલાષીના અભિલાષ પૂરે, એવા કૃપાળુ થાઓ. ૪૯
સુરપણું ને ઇંદ્રપણું, એથી અધિક વૈભવ આપે;
જે પુત્ર પશુ બળ મંદિર આપે, કષ્ટ કૂડાં કાપે. ૫૦
જે ચંદ્રકેરા કિરણમાં, સૂર્યબિંબમાંહે જાણ;
ઉજ્વળ વિમાને વાસ વસતા, સદા સર્વદા પ્રમાણ. ૫૧
તે પિતૃઓ આ શ્રાદ્ધ મધ્યે, અર્પેલા અન્ન જળે આજ;
ગંધાદિકે કરી પુષ્ટિ પામો, થાઓ તૃપ્ત પિતૃ મહારાજ. ૫૨
જે અગ્નિમાં હવિષ્ હોમે, તૃપ્તિ પામે પૂર;
જે દ્વિજશરીરમાં વાસ વશીને, ભોજન કરે મધુર. ૫૩
જે પિંડદાને હર્ષ પામે, તે પિતૃ આજે સર્વ;
આ અર્પેલા શ્રાદ્ધે કરી, અન્નજળથી પામો ધર્વ. ૫૪
ગેંડાકેરા આમિષવડે, ઉત્તમ મહર્ષિઓ જાણ;
દિવ્ય મનોહર સુરપ્રિય જે, શ્યામ તિલ નિર્ધાર. ૫૫
ત્યમ સમય પર જે શાક મળતું, તેવડે જેને કરાય પ્રસન્ન;
તે પિતૃ આ સ્થળમાં સદા, મુજપર રીઝો મહામન. ૫૬
જે સુરે અર્ચેલા પિતૃને, અતિ પ્રિય કવ્ય નિર્ધાર;
તે સમાન મેં અર્પેલાં સહી, થાઓ કુસુમ ગંધ ને આ'ર. ૫૭
સાં દર્શતિથિએ અષ્ટમીએ, સાંવત્સરિક શ્રાદ્ધ મોઝાર;
નાંદીશ્રાધ્ધે થાય જેનું, પરમ પૂજન અવિધાર. ૫૮
પૃથ્વીપર પ્રત્યેક દિવસે, જે ગ્રહણ કરે પૂજન;
તે મારા પિતૃ આ શ્રાદ્ધથી, થઈ તૃપ્ત થાઓ પ્રસન્ન. ૫૯
તે દ્વિજપૂજ્ય સમયે છે, ઉજ્વળ કમળ સમાન;
મૃગલાંચ્છન વિણ ચંદ્ર જેવા, કોઈ કહે મહાન. ૬૦

---

૫૮ દર્શતિથિએ — અમાવાસ્યાએ. નાંદીશ્રાદ્ધ— નાંદીમુખ થયેલા પિતૃઓનું શ્રાદ્ધ જે માંગલિક અવસરે કરવામાં આવેછે તે.

ક્ષત્રિયજનને જેહ છે, પ્રગટતા પ્રભાકર જેવા;
જે વૈશ્યને સુવર્ણ સરખા, શુદ્ધ કે'વા એવા. ૬૧
ગળી જેવા રંગના જે, શૂદ્રને નિર્વાણ;
તે પિતૃઓ મેં નિવેદલાં, પુષ્પ ગંધ ધૂપ પ્રમાણ. ૬૨
અન્નજળ આદિક ને, અગ્નિ વિષે કરિયો હોમ;
તેવડે થઇ પ્રસન્ન મુજને, સંતોષાઓ પિતૃ સોમ. ૬૩
હું સદા સર્વદા તેમને, કરૂં પ્રેમ ધરી પ્રણામ;
જેઓ તૃપ્ત થવાને કારણે, સુરે પૂર્વે ગ્રહેલાં તમામ. ૬૪
પછે અર્પણ કરેલા કવ્યાન્નનું જે, ભોજન કરતા મહાન;
તૃપ્ત થયેલા જે તેવડે, આપી વૈભવ કરે સ્વસમાન. ૬૫
તે કરેલા આ શ્રાદ્ધમાં, થાઓ તૃપ્ત સમ્યક્ પેર;
હું પ્રણામ કરીને સદા વાંચ્છું, તે પિતૃદેવની મે'ર. ૬૬
જે યાતુધાન ભૂત ભયાનકઅસુરનો, કરે પ્રજાઅશુભઅર્થનો નાશ;
જે પ્રથમ મનાએ દેવમાં, જેને પુરંદર પૂજે પ્રકાશ. ૬૭
તે આ મારા શ્રાધ્ધે તૃપ્ત થાઓ, મારો માની લ્યો પ્રણામ;
મેં તૃપ્ત કરિયા જેહને, એવા અગ્નિષ્વાત્તા નામ. ૬૮
બર્હિષદ આજ્યપા ને, સોમપા પિતૃ દેવ;
આ મારે શ્રાધ્ધે તૃપ્તિ પામો, કર્યું મેં શ્રાદ્ધ તજી અહમેવ. ૬૯

---

૬૧ પ્રગટતા પ્રભાકર જેવા—ઉગતા સૂર્ય જેવા. ૬૪ જેઓ ૯૦—જેમની તૃપ્તિ થવાને અર્થે અર્પેલાં બલિદાન જે પ્રથમ દેવો ગ્રહણ કરીને પછી પિતૃઓને અર્પણ કરેછે.

૬૫ કવ્યાન્ન—શ્રાદ્ધમાં આપવાનું માંસ રૂપ અન્ન. ૬૮ અગ્નિષ્વાતા—એ નામના પિતૃઓ. ૬૯ બર્હિષદ—પિતૃઓનું નામ. આજ્યપા—ઘી પીનારા પિતૃઓ. સોમપા—સોમરસ પીનારા પિતૃઓ.

અગ્નિષ્વાત્તા પિતૃગણ જે, રક્ષણ કરો પ્રાચી દિશા;
બર્હિર્ષદ દક્ષિણ દિશામાં, પશ્ચિમે આજ્યપા રક્ષો નિશા. ૭૦
સોમપા ઉત્તર દિશામાં, રક્ષણ કરો નિર્ધાર;
અર્યમા ઉર્ધ્વે રક્ષણ કરજો, કવ્યવાડનલ અધોએ આ વાર. ૭૧
યાતુધાન ભૂત પિશાચથી, અસુર દોષથી સર્વ દિશાય;
રક્ષણ કરજો પિતૃઅધિપતિ, હે યમ વીશ વશાય. ૭૨
વિશ્વ વિશ્વભુક્ આરાધ્યને, ધર્મ ધન્ય શુભાનન સાર;
ભૂતિદ ભૂતિકૃત્ અને ભૂતિ, એ નવ ગણ પિતૃના નિર્ધાર. ૭૩
કલ્યાણ કલ્પદ કર્તા અને, કલ્પ કલ્પાંતરાશ્રય નામ;
પાપરહિત કલ્પહેતુ, એ ષટ્ ગણ મહાઉદ્દામ. ૭૪
વર વેરણ્ય વરદ પુષ્ટિદ, તુષ્ટિદ વિશ્વપાતા જેહ;
ધાતા સહિત છે સપ્ત ગણ એ, ક્રૌષ્ટુકિ નિઃસંદેહ. ૭૫
મહાન મહાત્મા મહિત ને, મહાબળ ને મહિમાવાન;
એ પાપનાશક પિતૃકેરા, છે પંચ ગણ મહાન. ૭૬
તે પેર સુખદ ધનદ ધર્મદ, ભૂતિદ એવા ચાર;
પિતૃકેરા ગણ ગણાવ્યા, પુરાણમાં નિર્ધાર. ૭૭
એકત્રિંશ એવા પિતૃકેરા, ગણ નામથી ગણાય;
તે અખિલ વિશ્વમાં રહ્યા વ્યાપી, જે શ્રાદ્ધથી સંતોષાય. ૭૮
તે સહુ તૃપ્ત થઇ સંતોષ પામો, કરો સર્વદા મારૂં કલ્યાણ;
જો જાણે પુરાણી સ્તુતિ આવી, તો લેવા ન રૂચિ કે' પ્રાણ. ૭૯

---

૭૧ અર્યમા, કવ્યવાડનલ—એ બે પિતૃઓનાં નામ છે. અધો—નીચેની દિશા. ૭૪ પાપરહિત—( કલ્પહેતુનું વિશેષણ ).

૭૯ તો ઇ૦—તો તેમના પ્રાણ લેવાનું રૂચિ (મુનિ) કહેતો નથી; પણ જો એવી સ્તુતિ ન કરે તો ઇ૦—સ્પષ્ટ છે.

ન કરે તો પછે પિતૃ, કરજો ગમે તેમ દવ;
તજે દ્વિજ પરનું વૈર તો, લેજો માની સમ્યક્ સેવ. ૮૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રૂચ્યુપાખ્યાને પ્રમાણ;
ષણ્ણવતિતમોધ્યાય થયો પૂરો, જેમાં પિતૃનાં વખાણ. ૮૧

વલણ.

વખાણ જેમાં પિતૃકેરાં, એવો અધ્યાય થયો સંપૂર્ણ રે;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, અઘ હરિકૃપાએ થાય ચૂર્ણ રે. ૮૨

## કડવું ૧૯૭ મું.

રાગ મેવાડો.

માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ રે, કરી સ્તુતિ એ પેર;
રૂચિએ એકે મને રે, ત્યારે પિતૃદેવે કરી મે'ર. ૧
તે દ્વિજકેરી કને રે, વ્યોમે વ્યાપ્ત થયેલે જાણ;
સમુદાય મહાતેજનો રે, ત્યાં તો પ્રકટ થયો પ્રમાણ. ૨
અખિલ વિશ્વ આચ્છાદીને રે, જે મહાન રહેલું તેજ;
તે નીરખી ઘુંટણથી નમી રે, પડિયો પૃથ્વી આણી હેજ. ૩
સ્તુતિ કરે રૂચિ ઘણી રે, એકે ભાવે જોડી હાથ;
રૂચિ કહે પિતૃદેવતા રે, આવ્યા અરચેલા સહુ સાથ. ૪
મૂર્ત્તિ રહિત મહાત્મા રે, પ્રજવલિત તેજસ્વી ધ્યાનાસક્ત;
જેનાં દિવ્યચક્ષુ દીપતાં રે, હું નમી થઉં સદાનો ભક્ત. ૫
ઇંદ્રાદિક દેવતા રે, દક્ષ મારીચ સપ્તર્ષિ જાણ;
રહ્યા બીજાતણા રે, નેતા શોભિતા પ્રમાણ. ૬

---

૮૧ ષણ્ણવતીતમો—છન્નુમો. ૨ વ્યોમે—આકાશમાં. ૬ નેતા—માર્ગદર્શક.

મનોરથ પૂરણ કરો રે, સુરનરનો પિતૃ દેવ;
નમન હું ભાવે કરૂં રે, તજી તન મનથી અહમેવ. ૭
મન્વાદિ મુનિ મહા રે, સવિતા શશિ સુજાણ;
અષ્ટવસુ દેવતા રે, યમ અશ્વિનીકુમાર પ્રમાણ. ૮
પિતૃઓ તેતણા રે, જળ જલધિએ વ્યાપ્તમાન;
હું એવા દેવને નમું રે, જેને શાસ્ત્રે માન્યા મહાન. ૯
નક્ષત્ર ગ્રહ અને રે, વાયુ વન્હિ ને વ્યોમ;
અંતરિક્ષ આદિતણા રે, પિતૃઓ પૂરા અખિલ ભોમ. ૧૦
કર જોડી તેમને રે, કરૂં નેહે નમસ્કાર;
દેવર્ષિઓતણા રે, જેહ ઉત્પન્ન કરનાર. ૧૧
સહુ જને વંદિયા રે, નિરંતર અક્ષય આપણહાર;
એવા પિતૃદેવને રે, કરૂં હું નેહે નમસ્કાર. ૧૨
પ્રજાપતિ કશ્યપ મુનિ રે, ચંદ્ર વરૂણ આદિક દેવ;
યોગીશ્વર સર્વની રે, કરૂં હું હસ્ત જોડીને સેવ. ૧૩
સપ્તલોકે રહ્યા રે, સપ્તગણ રૂપે મહાન;
છે જેને ચક્ષુ યોગની રે, એવા સ્વયંભૂ બ્રહ્મા ગુણવાન. ૧૪
નમું હું તેમને રે, થાઓ પિતૃદેવ પ્રસન્ન;
ચતુર ચંદ્રતણા રે, જેહ આધારભૂત ઉત્પન્ન. ૧૫
યોગમૂર્ત્તિ મહા રે, એવા પિતગણને આજ;
જગતપિતા ચંદ્રને રે, નમું થાવા મારૂં કાજ. ૧૬
અન્ય અગ્નિ રૂપી રે, જે જે પિતૃઓ કે'વાય;
નમન કરૂં તેમને રે, જેથી સુખ શાંતિ અતિ થાય. ૧૭
કારણ એમ કરવાતણું રે, હું આજ કરૂં વિખ્યાત;

---

૯ જળ ઇ૦—જે પિતૃઓ જળ અને સમુદ્રમાં પણ વ્યાપ્તમાન છે.

છે સમગ્ર વિશ્વતણા રે, આધાર સોમ અગ્નિ પ્રખ્યાત. ૧૮
જે તેજ ને જળ વિષે રે, છે ચંદ્ર સૂર્ય મહાન;
મહાપાવકતણી રે, રહી મૂર્તિઓ દેદીપ્તમાન. ૧૯
જે જગત રૂપી મહા રે, ભણે બ્રહ્મરૂપી નિગમ જાણ;
એવા સહુ યોગીને રે, વળી કરી પિતૃઓને પ્રમાણ. ૨૦
હું સ્થિર ચિત્તે કરી રે, વારંવાર નમું નિર્ધાર;
સ્વધાભક્ષક સદા રે, થાઓ પ્રસન્ન મુજને સાર. ૨૧
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ રે, એ પેરે સ્તવિયા જેહ;
દશે દિશા વ્યાપી રહ્યા રે, કરતા પ્રકાશ પૂરણ તેહ. ૨૨
એવા પિતૃઓ નીકળ્યા રે, એકાએકે બાહેર ત્યાંય;
રૂચિએ સુમન ઘણાં રે, ગંધાદિક નિવેદ્યાં'તાં જ્યાંય. ૨૩
અલંકૃત તેવડે રે, ઊભા સ્વય પાસે પિતૃદેવ;
રૂચિએ નેહે નિરખિયા રે, કે મહામુનિ રીઝયો તતખેવ. ૨૪
પુનઃ ભક્તિવડે રે, કરતો હસ્ત જોડી પ્રણામ;
પ્રત્યેકને ઓળખી રે, વારંવાર ઉચરતો આમ. ૨૫
તમને નમન કરૂં રે, વળી કે' કરૂં તમને નમસ્કાર;
એમ મહાભાવથી રે, કે'વા લાગ્યો વારંવાર. ૨૬
'વરંબ્રૂહિ' બોલિયા રે, ત્યારે નેહે નમિયો તેહ;
શિરસાષ્ટાંગ કરી રે, તે બોલ્યો તે કહું જેહ. ૨૭
હસ્ત જોડી રૂચિ કહે રે, અધુના મુજને બ્રહ્માદેવ;
પ્રજા ઉપજાવવા રે, કહ્યું છે સત્વર તજી અહમેવ. ૨૮
મારે આજ્ઞા તેમની રે, માનવી પિતૃદેવો સાર;
માટે પ્રજા ઉપજે સહી રે, એવી અર્પો મુજને નાર. ૨૯

૨૩ સુમન—પુષ્પ. ૨૭ વરંબ્રૂહિ—વરદાન માગ.

મહાભાગ્યવતી રે, ઇચ્છું દિવ્ય દારા હુંય;
પિતૃઓ કહે રે, શું સુત એવું ઇચ્છે તુંય. ૩૦
તો મન આનંદદા રે, મળો અહિયાં પત્ની આજ;
વાર થાઓ નહિ રે, એમ વદ્યા પિતૃ મહારાજ. ૩૧
તે નારી વિષે રે, જે થશે તુજથકી પુત્ર ઉત્પન્ન;
તે મહામનુ થશે રે, જે નિરખી થશે સર્વ પ્રસન્ન. ૩૨
તે મન્વંતરાધિપતિ રે, થશે બુદ્ધિવાન ને ગુણવાન;
તારા અભિધાનથી રે, તે તો ઓળખાશે મહાન. ૩૩
રૈચ્ય રૂચિનો સહી રે, કેવાશે ત્રણ લોકની માંય;
પ્રસિદ્ધ પૂરો થશે રે, બાકી નહિ રે' તેમાં કાંય. ૩૪
તેના પુત્ર ઘણા થશે રે, તે પણ થશે મહાબળવાન;
પરાક્રમી પૂરા થઇ રે, પૃથ્વી પાલન કરશે મતિમાન. ૩૫
ધર્મજ્ઞ તું સદા રે, થઇશ પ્રજાપતિ પ્રમાણ;
ચાર પ્રકારની રે, પ્રજા ઉપજાવીશ સુજાણ. ૩૬
વળી કર્મને વિષે રે, સમાપ્ત કરીકારવી અધિકાર;
મેળવીશ સિદ્ધિ મહા રે, પછે આનંદીશ અપરમપાર. ૩૭
જે નર ભક્તિએ કરી રે, સ્તુતિ આ સ્તોત્રે કરશે સાર;
તેના પર પિતૃ સહુ રે, અમો પ્રસન્ન થઇશું અપાર. ૩૮
સંતુષ્ટ થઇ તેહને રે, અરપીશું ભોગ ચોગ પાવન;
આત્મજ્ઞાન ઉત્તમ સહી રે, આપીશું નિરોગિતા અનુદિન. ૩૯
ધન અતિ અર્પીશું રે, વળી પુત્રપૌત્રાદિક પ્રમાણ;
જેને ઇચ્છા સહુતણી રે, તેણે આ સ્તોત્રે જપવા જાણ. ૪૦
પ્રસન્ન અમો થઉં રે, આ સ્તોત્રે કરી અપાર;

---

૩૪ રૈચ્ય ઇ૦— રૂચિનો પુત્ર માટે તે 'રૈચ્ય' મનુ કહેવાશે. ૩૬ ચાર પ્રકારની—બ્રહ્મા, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. ૩૯ અનુદિન—નિત્ય.

શ્રાદ્ધ જમતા દ્વિજકને રે, આ સ્તોત્ર ભણે જે સાર. ૪૧
પ્રીતિ અમને ઉપજે ઘણી રે, થઉં પ્રગટ તે શ્રાદ્ધ મોઝાર;
અનુરાગ આણીને રે, રહું વશી તે ઠાર. ૪૨
વળી આ સ્તોત્રથી રે, અમને અક્ષય મળશે શ્રાદ્ધ;
એમ પ્રાપ્ત પૂરૂં થશે રે, શ્રાધ્ધકર્મ રહિત બાધ્ધ. ૪૩
વળી આ સ્તોત્ર ભણવાથકી રે, જો શ્રાધ્ધ શ્રોત્રિયવિનાનું હોય;
દોષ જો પામિયું રે, અઘટિત દ્રવ્ય ઉપાર્જેલું સોય. ૪૪
વિપરીત રીતે કર્યું રે, શ્રાધ્ધે કામ ન આવે એવી;
દોષ પામી સહી રે, સહુ સામગ્રી તજવા જેવી. ૪૫
દેશ કાળતણા રે, દોષ સંયુક્ત થયા હોય જાણ;
વિધિવર્જિત કર્યું રે, વળી દંભથી શાસ્ત્ર પ્રમાણ. ૪૬
તોપણ તૃપ્તિ થશે રે, અમને સ્તોત્રપાઠથકી સુજાણ;
અમને સુખદા રે, છે આ શ્રાધ્ધે સ્તોત્ર મહાન. ૪૭
દ્વાદશ વર્ષની રે, તૃપ્તિ આ સ્તોત્રે નિર્ધાર;
આ શુભ સ્તોત્રેથકી રે, હેમંતઋતુ મોઝાર. ૪૮
દ્વાદશાદશ વર્ષની રે, અમને થાય તૃપ્તિ મહાન;
દ્વિગુણી શિશિર વિષે રે, થાય પ્રાપ્તિ બુદ્ધિમાન. ૪૯
વસંત ઋતુ વિષે રે, સોળ સંવત્સરની જાણ;
ગ્રીષ્મે પણ તેટલી રે, સ્તોત્ર શ્રાધ્ધે ભણતાં નિર્વાણ. ૫૦
વિધિરહિત કર્યું રે, શ્રાદ્ધ જેણે જાણી જોઇ;
કિંતુ આ સ્તોત્રપાઠે કરી રે, અમો સમજી લેઉં સમ્યક્ સોઇ. ૫૧
વળી વર્ષા ઋતુ વિષે રે, અક્ષય તૃપ્તિ કરનારૂં થાય;
એવો મહિમા સ્તોત્રનો રે, અમારા સર્વ પિતૃગણ ગાય ૫૨
શરદઋતુ વિષે રે, જે નર શ્રાદ્ધકાળની માંય;

---

૪૪ શ્રોત્રિય—વેદિયો. ૪૯ દ્વિગુણી—બમણી ( ચોવીશ વર્ષની ).

આ સ્તોત્ર પાઠ પૂરો કરે રે, તે કહું તૃપ્તિ કેવી ત્યાંય. ૫૩
પંદર વર્ષની રે, અમને તૃપ્તિ આપે તેહ;
જે ગેહ વિષે સદા રે, હોય સ્તોત્ર લિખિત એહ. ૫૪
તે નિરંતર રહે રે, તેને ત્યાં શ્રાદ્ધ સમયે સાર;
સદૈવ સન્નિધાનતા રે, અમો કરીએ અર્પણ નિર્ધાર. ૫૫
એવું છે માટે રૂચિ રે, તારે નિત્ય કરવું મહાભાગ;
શ્રાદ્ધ વિધિએ કરી રે, ત્યારે કરવો ન આનો ત્યાગ. ૫૬
દ્વિજ જમતા લહી રે, અમને પુષ્ટિ કરનારૂં જાણ;
આ સ્તોત્ર તારે સહી રે, ભણવું તેમના સમીપ પ્રમાણ. ૫૭
જો હશે પુરાણી સમો રે, તેમાં કોઈ રૂચિ ! જમનાર;
તો નહિ અમે થશું રે, તારા પર પ્રસન્ન નિર્ધાર. ૫૮
નહિ તો સદા રે, આ સ્તોત્રે થઇશું પ્રસન્ન;
કામ પુરાણીનાં રે, અમને અતિ ભય કરે ઉત્પન્ન. ૫૯
માર્કંડેય પુરાણમાં રે, ઇતિશ્રી હવો અધ્યાય;
રૈચ્યમન્વંતરે રે, પિતૃવરપ્રદાનની માંય. ૬૦
સપ્તનવતિતમો રે, અહીં અધ્યાય પૂરો થાય;
દ્વિજ યથામતિ રે, ગુણગણ ભાવે કરી ગાય. ૬૧

## વલણ.

ગુણ ગણ ગાયે ભાવથી, સુણો શ્રોતા વક્તા જન રે;
પ્રયાસ આ પુરાણી કાજે, સહુ માનો મહાસજ્જન રે. ૬૨

---

૫૪ લિખિત—લખેલું. ૫૫ સન્નિધાનતા—હાજર રહેવાપણું.

## કડવું ૧૬૮ મું.

### રાગ નટની દેશી.

માર્કંડેય કહે સુણ્ય તુંય રે, કહું કથા વિસ્તારી હુંય રે;
પછે તે સરિતા મધ્યમાંય રે, મનને આનંદ કરતા ત્યાંય રે. ૧
પ્રમ્લોચા અભિધાનવાળી રે, તન્વંગી તરૂણી ઊપજી બાળીરે;
અનુત્તમ અપ્સરાકેરી જાતિ રે, એકાએક આવી ત્યાં જાતી રે. ૨
આવી રૂચિ પાસે ઊભી રે'તી રે, જ્યાં સરિતા સમ્યક્ વે'તી રે;
શ્રેષ્ઠ ભૃકુટિવાળી બાળી રે, પ્રમ્લોચા અપ્સરા બોલી સંભાળી રે. ૩
નમ્રતાપૂર્વક રૂચિને કે'તી રે, મધુર વચને હરી ચિત્ત લેતી રે;
હે તપસ્વીમાં મહા શ્રેષ્ઠ રે, હું નારી નથી કંઈ નેષ્ટ રે. ૪
વરૂણપુત્ર મહાત્મા પુષ્કર જેહ રે, તેનાથકી મુને ઉપજી તેહ રે;
અત્યંત રૂપવતી એક કન્યા રે, મારે વિષે અવતરી ધન્યા રે. ૫
મુજને થયું એક એ સંતાન રે, તે પ્રશંસનીય કન્યા મહાન રે;
હું તમને તે કન્યારૂપે અર્પું રે, તમ તન પિતૃવચને તર્પું રે. ૬
તેનો સ્વીકાર કરો ભૂદેવ રે, તે સાધશે સમ્યક્ તમારી સેવ રે;
તેને વિષે મહાબુધ્ધિશાળી રે, મનુપુત્ર થશે ભાગ્યશાળી રે. ૭
માર્કંડેય કહે ભાવતું હતું રે, તે ઔષધ વૈદ્યે કીધું છતું રે;
તેની મૂઢ કહે નવ નાય રે, એ ન્યાયે રૂચિ કે'તો હોય રે. ૮
જ્યારે હા કહી તેણે જાણ રે, અપ્સરા વચન કર્યું પ્રમાણ રે;
ત્યારે અપ્સરાએ નદીમાંથી રે, કાંતિમતી માલિની તેડી ત્યાંથી રે. ૯
સ્વકન્યાને બાહેર આણી રે, જોઇ રીઝયો રૂચિનો પ્રાણી રે;
તે મુનિસત્તમ રૂચિએ ત્યાંહી રે, મહર્ષિ તેડાવ્યા જ્યાંહી રે. ૧૦

---

૯ કાંતિમતી—રૂપાળી. માલિની—પ્રમ્લોચાની પુત્રી. ૧૦ પ્રાણી—જીવ. અર્થાત્ રૂચિનું મન પ્રસન્ન થયું.

તેણે તે નદીના ઉપર રે, જ્યાં મળ્યા મહર્ષિ આદિક મહાવર રે;
તદા વિધિ પુરઃસર કન્યાનો જાણ રે, પાણિગ્રહણ કર્યો પ્રમાણ રે. ૧૧
પછે ગૃહસ્થાશ્રમી થયો તેહ રે, પિતૃવચનથી નિઃસંદેહ રે;
પછે રમણ કરતો રામા સાથે રે, રમ્ય વન ફરતો સતી ઝાલી હાથે રે. ૧૨
કેટલાક દિન ગયા પૂઠે નિરવાણ રે, ઉપન્યો પુત્ર માલિનીથી પ્રમાણ રે;
મહાવીર્યવાન ને બુદ્ધિમાન રે, પંકાયો પિતાનામથી મહાન રે. ૧૩
પૃથ્વીમાં પ્રસિદ્ધિ પામ્યો એહ રે, રૈચ્ય નામે નિઃસંદેહ રે;
થયા તેના મન્વંતરમાં જે રાય રે, સુર સપ્તર્ષિ મહાકાય રે. ૧૪
તે મેં કહ્યાછે પ્રથમ તુંને રે, જેવું અવગત હતું હુંને રે;
આ મન્વંતર સાંભળે જેહ રે, તે નર ધર્મિષ્ઠ થાય નિઃસંદેહ રે. ૧૫
તેના ધર્મની વૃદ્ધિ પામે રે, આરોગ્યતા અહર્નિશ જામે રે;
ધન ધાન્ય મળે પુત્રાદિક રે, ટળે જન્મ મરણકેરી બીક રે. ૧૬
એમાં સંદેહ નહિ તલભાર રે, સહુ સાચે સાચું અવિધાર રે;
હે મહામુનિ પિતૃઓના ગણ રે, પિતૃસ્તોત્ર સાંભળવાથી પણ રે. ૧૭
કૃપાવંત પિતૃઓનો થાય નર રે, અભીષ્ટ સર્વ પામે તે મહાવર રે;
શ્રોતા વક્તા વસે સ્વર્ગે રે, ઇચ્છા હોયે તે જાય અપવર્ગે રે. ૧૮
પણ એ મળે ક્યારે સર્વ રે, જદા ન જુએ પુરાણી ભરિયા ગર્વ રે;
જો કરે દર્શન તેમનું કોઇ રે, તો તો રહે ભવોભવ રોઇ રે. ૧૯
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, માલિનીપરિણય પ્રમાણે રે;
થયો રૈચ્યમન્વંતરસમાપ્ત રે, સુણે ભણે તેને મળે આપ્ત રે. ૨૦
થયો અષ્ટનવતિતમોધ્યાય રે, જેમાં રૈચ્યમન્વંતરની કથાય રે;

વલણ.

કથા જેમાં વ્યથાટાળક, રૂચિરૈચ્યકેરી જાણ રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઇ નજાણે, છે પુરાણી જાણ સુજાણ રે. ૨૧

——o**o——

૧૫ અવગત—જાણેલું.

# ભૌત્યમન્વંતराख्यान.

## કડવું ૧૬૯ મું.

### રાગ કેદારો.

કરૂં ગુરૂ ગણપતિને પ્રણામ, ભજું હર હરિ વિધિ મહાનામ;
કરો કામ મારૂં કરૂણા કરી રે. ૧
શારદ નારદ નામું શિર, અર્પો ધણીરણી થઈ ધીંગી ધીર;
કરો વીર તરૂં કવિતાસરી રે. ૨

### ઢાળ.

સુરસરિ કવિતા સહી, મેં માની સરસ્વતી માત;
પાવન થાવું હરિગુણ ગાવું, ધ્યાવું કમાવું સાક્ષાત. ૩
એ સર્વ કવિતામાંહી મારે, કરવું અંતર્ધાન;
ધરી ઇચ્છા એવી મનમાં, તે કરો સફળ માત મહાન. ૪
હવાં નમન કરી સહુ દેવને, વદું ભૌત્યમન્વંતર આજ;
ગુરૂચરણ જો સેવ્યાં હશે તો, થશે દ્વિજનું કાજ. ૫
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણે, કહું ભૌત્યમન્વંતર જેહ;
તેની ઉત્પત્તિ જે પેરે થઇ, કોણ દેવ ઋષિ થયા તેહ. ૬
વળી તે મનુકેરા પુત્ર જે, થયા મહારાજાન;
તે એકચિત્તે સર્વ સુણય તું, હું કહું સર્વ મહાન. ૭
અંગિરાનો શિષ્ય હુતો, ભૂતિ નામે એક;
તે મહાક્રોધી શોધી જોતો, અપરાધ તજી વિવેક. ૮
અલ્પ અપરાધ કરે કોઇ, તો કઠોર ભાષણ મુખ કરી;
મહાઘોર શાપે શાપતો દ્વિજ, ક્રોધબોધ ધ્યાને ધરી. ૯

---

૨ ધીંગી ધીર—દૃઢ ધીરજ. સરી ( સરિતા )—નદી.

તેના આશ્રમ વિષે લહી ક્રોધી મુનિને, વળી પ્રતાપી ભરપૂર;
એવા મુનિભયથી નિષ્ઠુર વાયુ, નવ વાતો હતો મહાસુર. ૧૦
અતિ સૂર્ય તપતો નહિ કદી, ત્યાં મેઘ કર્દમ નવ કરે;
કિરણોથકી સંપૂર્ણ શશિ ત્યાં, અતિ શીતળતા ધ્યાને નવ ધરે. ૧૧
મુનિઆજ્ઞા માનીને, ઋતુઓ કરતી આમ;
ક્રમ ત્યાગી વિધિકેરો, કરતી મનવાંચ્છિત કામ. ૧૨
તેના આશ્રમકેરા વૃક્ષને, સર્વ કાળ અર્પતી ફૂલ;
ફળ ઋતુ સર્વ મળીને અર્પતી, થઇ ઋષિવરને અનુકૂળ. ૧૩
તેના આશ્રમ નિકટનું જળ, તેની ઇચ્છા પ્રમાણે વે'તું;
તે મહામુનિના ભયથકી, જળ કમંડલુ ભરી દેતું. ૧૪
અત્યંત કોપાવિષ્ટ તે દ્વિજ, ક્લેશ શરીરે નવ સે'તો;
તે અપુત્ર દ્વિજ હતો સહી, ચિંતાતુર તેથકી રે'તો. ૧૫
તેણે તપ કરવાનો વિચાર કીધો, કરી પુત્રની અભિલાષા;
નિયમ પાળી ભોજન કરતો, સે'તો વાયુ શીત ધરી આશા. ૧૬
તપ કરીને તાપ સે'તો, પુત્ર પ્રાપ્તિકેરી આશે;
તદપિ તેને દુઃખ ન થાતું, તે સર્વ કરૂં પ્રકાશે. ૧૭
તપન અધિક તાપ ન તેને, વાયુ અધિક સમીર નવ ઉપજાવે;
ચંદ્ર શીતળતા નવ કરે કદી, ધારે રખે આવીએ દાવે! ૧૮
જ્યારે એવું થયું ત્યારે મુનિને, શીતતાપાદિક દ્વંદ;
એ ક્લેશ કાંઇ કરી શકયાં નહિ, ફોગટ ગયા મનોરથફ્રંદ. ૧૯
અનેક વર્ષ તપ કરિયું તેણે, તોય થયું નહિ કંઇ કામ;
પછે તે મહામુનિ ત્યહાં, પામ્યો તપથી વિરામ. ૨૦
તે મુનિકેરો ભ્રાતા હતો, સુવર્ચા એવે નામે;

૧૦ નિષ્ઠુર—નઠારો. ૧૯ દ્વંદ (દ્વંદ્વ)—જોડાં.

તેણે યજ્ઞમાં નિમંત્રણ કરીને, આ મુનિ તેડિયો મહાકામે. ૨૧
તેણે જતાં જતાં બોલાવિયો, મહામતિમાન સ્વય શિષ્ય;
અભિધાન શાંતિ હતું તેનું, જે જાણતો ભલું ભુંડું ભવિષ્ય. ૨૨
તે ઉદાર મનનો શાંત ગુણી, હતો વિનયસંયુક્ત;
ગુરૂ કાર્યે તત્પર સદા, શુદ્ધ આચરણવાળો પુક્ત. ૨૩
ગંભીર મનનો વીર મુનિ તે, હતો સમ્યક્ પેર;
તેને બોલાવતો ત્યાં મહામુનિ, વદતો ભૂતિ આણી મે'ર. ૨૪
મારા ભ્રાતા સુવર્ચાએ, મુનિ યજ્ઞમાં તેડાવ્યો;
ત્યાં હું જવાનો નિશ્ચય કરૂં છું, તું અહીં રહે હું ઝટ આવ્યો. ૨૫
હું આવું ત્યાં સુધી તારે, શું કરવું તે ભાખું;
મમાશ્રમે તને સદા સર્વદા, અગ્નિ પ્રદિપ્ત રાખવા દાખું. ૨૬
યત્ન કરવો ગમે તેવો, કિંતુ અગ્નિ થવા ન દેવો શાંત;
માર્કંડેય કહે એમ આજ્ઞા કરતો, ભૂતિ જોઈ શિષ્ય મહાદાંત. ૨૭
આજ્ઞા સુણી શાંતિ શિષ્ય કે', ઠીક એમ કરીશ મહારાજ;
તદા ગયો લઘુ ભ્રાતને ઘેર તે, શુભ યજ્ઞકેરે કાજ. ૨૮
તે શાંતિ વન મધ્યેથી લાવી, સમિધ્ પુષ્પ ફળ આદિક;
પોષણ કરતો માહાત્મા ગુરૂનું, અનુસરી ગુરૂભક્તિએ ધરી બીક. ૨૯
વળી બીજાં કારજ તેહ કરતો, ગુરૂ આશ્રમનાં સર્વ;
એવામાં જે ભૂતિએ અગ્નિ ગ્રહ્યો'તો, માની અગ્નિહોત્રકેરૂં પર્વ. ૩૦
તે વન્હિ હોલાઇ ગયો ત્યાં, તે જોઇ ભય શાંતિ પામ્યો ત્યાંય;
ગુરૂ આવશે તેને કહીશ શું હું, મતિમાન વિચારતો મનમાંય. ૩૧
ચતુર ચિંતા કરતો ઘણી, સૂઝતો ન એક ઉપાય;
હવાં શું કરવું એમ અહર્નિશ, વિચારતો સદાય. ૩૨

---

૨૨ બોલાવિયો—( પોતાની ગેરહાજરીમાં આશ્રમાદિકની વ્યવસ્થા કરવાનું કહેવાને ). ૩૧ તે જોઇ—તે જોઈને શાંતિ મુનિ ભય પામ્યો.

ગુરૂ આવશે તેને કયી રીત હું, દેખાડીશ મારૂં મુખ;
હું શું કરૂં કે દુઃખ જાયે, થાય મુને શાંતિસુખ. ૩૩
જો ગુરૂ આ સ્થાનક આવી જોશે, અગ્નિરહિત નિર્વાણ;
તો આવી મુજને શાપ દેશે, નાખશે મહાસંકટે પ્રમાણ. ૩૪
જો હું આ સ્થ.ને અન્ય અગ્નિ, લાવી મૂકું નિર્ધાર;
તો તે મહામુનિ સર્વ પ્રત્યક્ષ પેરે, છે જાણનાર વિચાર. ૩૫
એવું કરતાં નિશ્ચય મુજને, કરે બાળી ભસ્મ મુનિ દેવ;
હવાં ઉગરવાનો ઉપાય મુજને, નથી સૂઝી આવતો એવ. ૩૬
ગુરૂ કોપને વળી શાપકેરો, હું છું હેતુ રૂપ મહાપાપી;
મારો અપરાધ મેં કંઇ કર્યો હોત તો, તે ગુરૂ નાખત ઉથાપી. ૩૭
કિંતુ ગુરૂઅપરાધ કર્યો મહા, તે છે મહાશોકનું સ્થાન;
ઉપાય ઉગરવાતણો નથી કંઇ, એમ વિચારતો મુનિ ભગવાન. ૩૮
શાંત થયેલા અગ્નિને જોઇ, નિશ્ચે ગુરૂ દેશે શાપ;
કોપેલા અગ્નિ સમા છે, મહાવીર્યવાન ગુરૂ આપ. ૩૯
એમના પ્રભાવથી ભય પામી, વર્તે આજ્ઞામાં દેવ;
તે ગુરૂકેરો મેં અપરાધ કીધો, હા! મુને બાળી દેશે તતખેવ. ૪૦
એવી શી યુક્તિ પ્રયુક્તિ રચું, કે ન ગુરૂનો પામું શાપ;
એમ વિચારગ્રસ્ત થઇ સ્થિર થાતો, કહે માર્કંડેય કરી સંતાપ. ૪૧
ઘણે પ્રકારે વિચાર કરતાં, નવ ટળ્યો ભય ગુરૂકેરો;
પછે અગ્નિકેરે શરણ જાતાં, તેણે વિચારિયો સફળ ફેરો. ૪૨
અગ્નિને પ્રસન્ન કરવા, તેણે વિચારો મત્ય;
પૃથ્વી પર ઘૂંટણ મૂકી બેઠો, દ્વય કર જોડી સાધી સત્ય. ૪૩
મન સ્થિર કરી કારજ ધરી. લાગ્યો સ્તુતિ કરવા તેહ;
જાણ્યા તારનાર ઉદ્ધારનાર, અગ્નિદેવ નિઃસંદેહ. ૪૪

---

૩૯ શાંત થયેલા—હોલાઇ ગયેલા. ૪૦ પ્રભાવ—સામર્થ્ય.

શાંતિ કહે સર્વ ભૂત માત્રના, સાધનરૂપ ને વળી એક;
ત્રય પંચ એવાં સ્થાન જેનાં, કહે માં'મુનિ કરી વિવેક. ૪૫
રાજસૂયમાં જેહ છે, ષડાત્મા મહાધામ;
તે અગ્નિ મહાત્મા તમને કરૂં હું, પ્રેમે કરી પ્રણામ. ૪૬
જીવનદાતા સર્વ સુરના, વીર્યરૂપ તેજસ્વી ઉદ્દામ;
અખિલ જગતને સ્થાનદાતા, પ્રેમે કરૂં પ્રભુ પ્રણામ. ૪૭
હે વન્હિ તું સહુ સુરકેરૂં, મુખ છે મહાન;
તમોએ પ્રાશન કર્યું હવિષ્ જે, તે સુરને કરે મોદ મતિમાન. ૪૮
તમે સર્વ દેવના પ્રાણ છો, હે અનલ રૂપ ભગવાન;
તમારે વિષે હોમેલું હુતદ્રવ્ય જે, પામી મેઘ રૂપ મહાન. ૪૯
પછે જળ રૂપે થઇ પૃથ્વી પર વરસે, તેથી ઔષધી થાય સર્વત્ર;
હે વાયુસારથિ અગ્નિ મહારથિ, હું શો સંકટ પામું અત્ર? ૫૦
ઔષધીઓ એમ કરતા, જદા અગ્નિ દેવ;
તદા સર્વ પ્રાણી સુખવડે, જીવન કરે છે તતખેવ. ૫૧
હે અનલ તેં જે સરજી છે, ઔષધી સકળ સુજાણ;
તેવડે માનવ યજ્ઞ કરતા, પાવક પૂર્ણ માની પ્રમાણ. ૫૨
તે યજ્ઞથી દેવ દાનવ, થાય તૃપ્ત રાક્ષસ જેહ;
આધાર હુતાશન ! મખકેરો, છે તારાપર નિઃસંદેહ. ૫૩
તું સર્વકેરો ઉત્પત્તિકેરૂં, છે સ્થાન પાવક દેવ;
તું સર્વમય સાક્ષાત છે, સાધે સિદ્ધ તારી સેવ. ૫૪
હે વન્હિ દેવ દાનવ યક્ષ કિન્નર, દૈત્ય ને ગંધર્વ;
રાક્ષસ નર પશુ વૃક્ષ મૃગ પક્ષી, ઉરગાદિક પામે ધર્વ. ૫૫

---

૪૮ પ્રાશન કર્યું—ભક્ષ્યું. હવિષ્—હુતદ્રવ્ય. ૫૦ વાયુસારથિ — વાયુ જેનો સારથિ છે એવો અગ્નિ. ૫૩ હુતાશન—હે અગ્નિ! ૫૫ ઉરગાદિક —સર્પ વગેરે.

લોચનાશ્રય રૂપ ધરી રહ્યા, ઉત્પત્તિસ્થાનક મુરાર;
એવા સૂર્યદેવ તમને સહી, કરૂં નેહવતી નમસ્કાર. „ ૯
છો જ્ઞાનાશ્રય રૂપ સર્વદા, જગત અંતરાત્મા દેવેશ;
સ્થિતિસ્વરૂપ સુભિચ્છક સદા, સ્વયં ઉત્પત્તિવાન મહેશ. „ ૧૦
ચક્ષુરૂપ સર્વ લોકના, અપરિમિત તેજસ્વી આપ;
છો અનુત્તમ દેવ વિષે પ્રભુ, ગુણગણ ગાઉં ટાળો સંતાપ.„ ૧૧
સહસ્રકિરણમય અંગને, ધારણ કરતા સુરેંદ્ર;
ઉદયાચળ નગના શિખર પર, થઇ બેસો મુગટમણિ મહેંદ્ર.„ ૧૨
ક્ષણ વાર પ્રભુ ત્યાં વિરાજતા, તદા મહિમા સુરગણ ગાય;
તમે અંધકારને મારી કાઢિયો, શોભો સ્વરૂપે મહાકાય. „ ૧૩
જગત અંધકાર રૂપી મદ્યપાનથી, થાઓ મદમાતા અપાર;
તેણેકરી પ્રતિમા રક્ત થાય છે, જોઇ કોઇ પામે ન પાર. „ ૧૪
તે રક્તતાએ ત્રણ લોકને, ઉત્પન્ન સૂર્ય કરનાર;
તે તેજસમૂહે કરી તમે, દર્શોછો સુંદર સાર. „ ૧૫
સમાન અવયવવાળા હે પ્રભુ, સહુથકી શોભાયમાન;
હાલવું ચાલવું સુંદર જેનું, એવા રથારૂઢ મહાન. „ ૧૬
નિરંતર અખંડ રથે બેશીને, અખંડિત અશ્વેથી સાર;
જગ્તહિતાર્થે તમો ફરો, વિશાળ વિદેશ મોઝાર. „ ૧૭
નિકંદન શત્રુસમૂહનું, કરનાર દીનદયાળ;
ચંદ્રરસે અમૃતે કરી, સુરપિતૃતૃપ્તિ કરો એકે કાળ. „ ૧૮
એવું જાણી નમન કરી આજ હું, કરૂં ઓછું તમારૂં તેજ;
પીળચટા રંગવાળા અશ્વપર, ફેલાયલી તમારી તેજ. „ ૧૯

---

૯ લોચનાશ્રય રૂપ—નેત્રનો આશ્રય કરીને રહેલું રૂપ. ૧૪ ઉગતા સૂર્યના રાતા રંગને ઉત્પ્રેક્ષે છેઃ જગત ઇ૦—સ્પષ્ટ છે.

૧૯ પીળચટા ઈ૦—પીળચટા રંગવાળા અશ્વપર ફેલાયલી તમારા ચરણુની તેજરૂપ રેણુ( રજ )એ કરી અત્યંત શુચિ ( પવિત્ર )અમો તમને

ચરણની રેણુએ કરી સદા, અત્યંત શુચિ થયેલા જાણ;
નમન કરી કૃત્ય આ કરૂં, કરો ત્રિલોકી પવિત્ર પ્રમાણ. ,, ૨૦
રક્ષણ કરો મારૂં હે પ્રભુ, કરે તમને જેહ નમસ્કાર;
કરો રક્ષણ તેનું તમો હર્ષથી, એવું મેં જોયું વારંવાર. ,, ૨૧
હે દેવેશ્વર જગત સમસ્તના, માતપિતા રૂપ મહારાજ;
ઉત્પત્તિ ત્રિલોકતણી અને, સદા તેજહેતુના કાજ. ,, ૨૨
અખિલ જગતના તમે પ્રભુ, છો દીવારૂપ દીનદયાળ;
હું નેહે નમન કરૂં આપને, રીઝો ભગ મુને તતકાળ. ,, ૨૩
જદા ખોટા ઉપદેશક, જગતમાં દેખાય દિનેશ;
તદા સંહાર કરજો તે સર્વનો, નવ કાંઇ રાખશો શેષ. ,, ૨૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, પ્રાકૃતે સૂર્યસ્તવન નામ;
સપ્તાધિક શતતમોધ્યાય થયો, ભજતાં રાજીવલોચન રામ. ,, ૨૫

વલણ.

રાજીવલોચન રામ ભજતાં, સૂર્યસ્તવન પુનરપિ થાય રે;
પુનરૂક્તિકેરો દોષ કંઇએ, પુરાણ મધ્યે જણાય રે. ૨૬

## કડવું ૧૦૮ મું.

રાગ ગોડી.

માર્કંડેય કહે મહામુનિ, એમ સૂર્યસ્તુતિ કરી મહાગુણી;
પછે વિશ્વકર્માએ કીધું કાજ, કર્યું તેજ હરણ દ્વિજરાજ. ૧
સવિતાના તેજનો સોળમો ભાગ, સૂર્યમંડળે રે'વા દીધો મહાભાગ;

નમન કરીને આ (તમારૂં તેજ ઓછું કરવા રૂપ) કૃત્ય કરૂં (કરીએછીએ), એમ ૨૦મી કડી સાથે અન્વય. ૨૪ પુરાણીઓને ઉદ્દેશીને કહે છે: જદા ૯૦—૨૫૯ છે.

પંદર ઓછા કર્યા અવિધાર, સૂર્યં શરીરથી તેજના સાર. ૨
જેમ હીરો ઓપતાં ઓછો થાય, કિંતુ મહામૂલી તે ગણાય;
તેમ ઘટતાં સૂર્યનું તેજ, વાધે જનને જોઇ હેજ. ૩
એવું કાંતિવાળું ને શોભાયમાન, થયું સૂર્યદેવનું રૂપ મહાન;
તેજ ઓછું કર્યું હતું જેહ, તેણે વિશ્વકર્માએ કીધું એહ. ૪
વિષ્ણુચક્ર ને શિવનું શૂલ, ધનદશિબિકા મહામૂલ;
રચ્યો યમનો દંડ કરાળ, વળી કાર્તિકેયની શક્તિ તે કાળ. ૫
અન્ય દેવનાં જે જે અસ્ત્ર, શત્રુ નાશક મોટાં શસ્ત્ર;
તે વિશ્વકર્માએ રચ્યાં અપાર, સૂર્યે તેજથકી નિર્ધાર. ૬
એમ તેજ ઘટવાથી તરણિ, લાગ્યા દીપાવવા સહુ ધરણી;
સુંદર અવયવાળું થયું શરીર, લાગ્યું સ્વરૂપ દેખાવા ગંભીર. ૭
પુનઃધ્યાન ધરી જોયું સૂર્યદેવ, સ્વસ્ત્રી તપ આચરતી જોઇ તતખેવ;
દઢ નિયમધારિણી થઇ અશ્વિની, કો પરાભવ કરી ન શકે પદ્મિની. ૮
જોઇ એવી સંજ્ઞા નારી, તેજપુંજ સવિતાએ મતિ વિચારી;
ગયા ઉત્તરકુરૂએ ધરી અશ્વનું રૂપ, જોઇ અશ્વિની રૂપ અનુપ. ૯
ધરી અશ્વિની પર પુરૂષ ભ્રાંતિ, સ્વપૃષ્ઠ ભાગની રક્ષી કાંતિ;
એમ કરી ચાલી અશ્વ સન્મુખ, મળી ગયાં ઉભય ને પ્રગટ્યું સુખ. ૧૦
પશુકેરો જેહ સ્વભાવ, નાસે નાસા અડકાડી સુંઘે સાર;
સુંઘતામાં સૂર્યનાસિકાનું તેજ, પેઠું અશ્વિનીઉદરે આણી હેજ. ૧૧
તેથી બે કુંવર થયા ઉત્પન્ન, નાસત્ય દસ્ર નામે પાવન;
તે પુત્ર પ્રગટી નીકળ્યા સાર, અશ્વિની મુખદ્વારથી નિર્ધાર. ૧૨
તે કુમાર અશ્વિનીકુમાર કે'વાયા, થઇ સુરવૈદ્ય જુગો જુગ ગવાયા;
એ અશ્વરૂપધારી સૂર્યના પુત્ર, એમ માંડ્યું અશ્વિનીશુ ઘરસૂત્ર. ૧૩

---

૭ તરણિ—સૂર્ય. ૧૨ નાસત્ય અને દસ્ર—એ બે અશ્વિનીકુમાર નામે પ્રસિદ્ધ છે. ૧૩ અશ્વરૂપધારી—( સૂર્યનું વિશેષણ ).

વળી તે સ્થળે સૂર્યના વીર્યવતી, નર અશ્વે બેઠો પ્રગટ્યો મહામતિ;
કર કૃપાણ ધર્યાં ધનુબાણ, પે'ર્યું કવચ ભાથો સા'ચો જાણ. ૧૪
જદા એવો નર થયો ઉત્પન્ન, તદા સૂર્યે સ્વરૂપ ધર્યું પાવન;
શાંત જોઇ સ્વામીનું રૂપ, રીઝી સંજ્ઞા ભામિની ભૂપ. ૧૫
તે થઇ સ્વરૂપે તે વાર, રીઝ્યા જળહરણ કરતા સૂર્ય સાર;
પ્રીતિવતી પોતાની જે નાર, સંજ્ઞા ઘેર તેડી આણી નિરધાર. ૧૬
તે સંજ્ઞાનો પ્રથમ પુત્ર જેહ, વૈવસ્તત મનુ થયો તેહ;
થયો દ્વિતીય સુત ધર્મદૃષ્ટિવાળો યમ, જેણે પાળ્યા હતા યમનિયમ. ૧૭
જેને કર્ત્રિમ માતનો શાપ લાગ્યો, જેને અંતરઉદ્વેગ તેથકી જાગ્યો;
હતો યમને પ્રિય બહુ ધર્મ, જોઇ એવું કહ્યો ધર્મરાજ તેને પર્મ. ૧૮
તેના શાપતણો અનુગ્રહ સાર, પિતાએ કર્યો હતો નિરધાર;
લેઇ માંસ તારા પગમાંથી, પડશે કૃમિ પૃથ્વીપર જ્યાં ત્યાંથી. ૧૯
એ પેરે તેના શાપકેરો અંત, સૂર્યદેવ આણ્યો હતો મહંત;
તેને મિત્ર શત્રુ હતા સમાન, એવી શુભદૃષ્ટિવાળો હતો ગુણવાન. ૨૦
એવાં શુભાચરણ જોઇ સૂર્યદેવ, તેને યમાધિકાર સોંપ્યો તતખેવ;
વળી તેના પિતાએ થઇ પ્રસન્ન, કર્યો લોકપાળ મહાપાવન. ૨૧
સર્વ પિતૃ અધિપતિ કર્યો તેને, નવ અધર્મ રૂચતો હતો જેને;
યમુનાને કલિંગ દેશ મોઝાર, વે'નારી સરિતા કરી નિરધાર. ૨૨
મહાત્મા સૂર્યદેવે કરી વિચાર, કર્યા સુરવૈદ્ય અશ્વિનીકુમાર;
રેવંતને યક્ષાધિપતિ કીધો, વળી પાસ બોલાવીને બોધ દીધો. ૨૩
જગતમાન્ય કહે સૂર્યદેવ, રેવંતને પાસે તેડી તતખેવ;
હે વત્સ ધર્મને ધરજે તુંય, સમસ્તજનપૂજ્ય થઇશ કહું હુંય. ૨૪

---

૧૪ કૃપાણ—ખડ્ગ. ૨૧ લોકપાળ—જગતનું રક્ષણ કરવામાં યોજેલા દેવ. ૨૩ રેવંત—સૂર્યના વીર્યથી હાથમાં ખડ્ગ લેઇને જે પુરૂપ પ્રકટ થયો હતો તે.

અરણ્યાદિક કે મહાવન વિષે, ભય અરિચોરથકી જ્યાં દીસે;
ત્યાં જે તુને સંભારશે સાર, તે મહાપીડાથી મુક્ત થશે નિર્ધાર. ૨૫
જે તારૂં પૂજન હોય કરનાર, તેના પર તું પ્રસન્ન થાજે સાર;
તેને અર્પજે કુલત્વ મતિ ને સુખ, રાજ્ય આરોગ્ય કીર્તિ હરી દુઃખ. ૨૬
થઇશ સહુનો અભ્યુદય કર્તા તુંય, હવાં બીજું અર્પું કહે શુંય;
સંજ્ઞાછાયાનો યશસ્વી કુમાર, જેહ સાવર્ણિનામ નિર્ધાર. ૨૭
તે આઠમો ભવિષ્ય મનુ થાશે, જેના ગુણગણ વિશ્વે ગવાશે;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ તેહ, મેરૂપૃષ્ઠે તપ કરી દમે છે દેહ. ૨૮
તેનો ભ્રાતા શનૈશ્વર સાર, થયો ગ્રહ સૂર્ય આજ્ઞાએ નિર્ધાર;
સૂર્યની નાની કન્યા જેહ, કરતી જન પવિત્ર નિઃસંદેહ. ૨૯
થઇ યમુના નામે નદી નિર્ધાર, જે શ્રેષ્ઠતર નદીઓ મોઝાર;
હે ક્રૌષ્ટુકિ સર્વમાં શ્રેષ્ઠ જેહ, વૈવસ્વત મનુકેરી દેહ. ૩૦
તેની સૃષ્ટિકેરો વિસ્તાર, અધુના ચાલે છે નિર્ધાર;
તે સર્વ વિસ્તારી ભાખોશ હુંય, એકે ચિત્તે સાંભળજે તુંય. ૩૧
જે જન સર્યપુત્ર દેવોનો જન્મ, સુણે સૂર્યમાહાત્મ્ય થાયે અજન્મ
કરે પાઠ પૂરો ધરી પ્રેમ, તેને મળે શાંતિ ને ક્ષેમ. ૩૨
તે થાય શંકામાંથી મુક્ત, કદા યશ મળે નહિ અયુક્ત.
આદિદેવ માહાત્મા માર્તંડકેરૂં, થાયે માહાત્મ્ય સુણ્યે દયાળનું દેરૂં. ૩૩
જે જે રાત્રિ દિને કર્યાં હોય પાપ, થાય તેનો નાશ ટળે સંતાપ;
આવી ફળશ્રુતિ પુરાણી કહે, ખરી છે ખરી છે કહી રહે. ૩૪
એનો જાણે ન મર્મ લગાર, કે'વાય કયમ આચાર્યને ગમાર;
જ્યારે સર્વ સમજશે જાતે, ત્યારે થશે દેખતા અંધારી રાતે. ૩૫

---

૩૨ અજન્મ—મુક્ત.

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રવેર્મા'ત્મ્યં નામ પ્રમાણે;
અષ્ટાધિકશતતમોધ્યાય થયો, હવાં ભાગ બાકી થોડો ઘણો રહ્યો. ૩૬

વલણ.

થોડોઘણો ભાગ બાકી રહ્યો તે, પ્રેમાનંદ પ્રભુની સા'ય રે;
ચાતુર્વિંશી દ્વિજ ગાશે, જો મૂકશે સરસ્વતી મહામાય રે. ૩૭

## કડવું ૧૭૯ મું.

રાગ સામેરી.

ક્રૌષ્ટુકિ કહે માર્કંડેય રૂખી, તમે કથા કહી કર્યો મને સુખી;
મહિમા વર્ણવું શું મુનિ મુખી, કિંચિત કથા નવ કહી લૂખી. ૧

ઢાળ.

કિંચિત કથા નવ કહી લૂખી, માર્કંડેય મહામુન્ય;
સૂર્યસંતાનની સહુ ઉત્પત્તિ, કહ્યું માર્તંડમાહાત્મ્ય મહાપુણ્ય. ૨
તેનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે, કહ્યું વિસ્તારી મુનિદેવ;
કિંતુ તૃપ્તિ થઇ ન મારી, સુણી સૂર્યમાહાત્મ્ય એવ. ૩
અધિક સાંભળવા ઇચ્છું હું, રવિમાહાત્મ્ય કૃપાળ;
પુનઃ મુનિપુંગવ કહો મુજને, દયા કરી દયાળ. ૪
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ તુંને, કહું માર્તંડ માહાત્મ્ય વિસ્તારી;
પૂર્વે જે જને આરાધિયા તે, કહું સફળ થયા આ વારી. ૫
મનવાંચ્છિત કાર્ય કીધાં, સ્વભક્તનાં દિનેશ;
તે સર્વ તુજને સ્નેહથી કહું, નવ રાખું બાકી લવલેશ. ૬

---

૩૬ રવેર્માહાત્મ્યં—સૂર્યનું માહાત્મ્ય. ૪ મુનિપુંગવ—મુનિઓમાં શ્રેષ્ઠ.

એક દમ નામે મહારાજા, હતો પૃથ્વી મોઝાર;
રાજ્યવર્ધન પુત્ર તેનો, હતો ગુણભંડાર. ૭
સારી કીર્ત્તિ તેની વિસ્તરી, દશ દિશાની માંય;
સમ્યક્ પ્રકારે પૃથ્વીકેરૂં, કરતો પાલન થઇ મહાકાય. ૮
હે વિપ્રર્ષિ તે મહાત્માએ, ધર્મે પાળેલા દેશ;
સુખશાંતિમાં સદા રે'તા, રહી લક્ષ્મી આધીન થઇ નરેશ. ૯
દિન વધતે ચઢતી કળા, જયમ થાય સૂર્યની જાણ;
તેમ પ્રજા વધતી જતી, સમ્યક્ સુખે કરી પ્રમાણ. ૧૦
તે રાયકેરા નગર મધ્યે, સહુ ભયરહિત હતા લોક;
તેની પાળેલી પૃથ્વીમાંથી, નાશી ગયો હતો શોક. ૧૧
હતી લીલાલે'ર ત્યાંહી, ધર્મ મે'રે સાર;
મહામારીઆદિ ઉપસર્ગકેરૂં, કો નવ જાણતું નામ નિર્ધાર. ૧૨
આધિવ્યાધિ નહિ કોઇને, પીડતો લવલેશ;
સર્પાદિકકેરો ભય નહિ જયાં, અવૃષ્ટિ નામ નહિ મુનેશ. ૧૩
દમ નૃપના પુત્ર કેરૂં, જેહ રાજ્ય કે'વાય;
ત્યાં સુખ વિણ બીજું નહિ કંઈ, કો જનથકી લે'વાય. ૧૪
તેણે મહામોટા મખ કરીને, સુર પૂજિયા સમગ્ર;
યાચકને દેઇ દાન તર્પ્યા, કોનું મન નહિ જયાં વ્યગ્ર. ૧૫
વિરોધ ન આવે ધર્મને ત્યમ, વિષય ભોગવ્યા સર્વ;
ષટ્રિપુને જીતિયો તે, કર્યાં સ્નાન પર્વેપર્વ. ૧૬
એમ પ્રજા પાળતાં સમ્યક્ પ્રકારે, વળી ભોગ ભોગવતાં સાર;
એક દિવસની પેઠ વીત્યાં, તેને સપ્ત સહસ્ર વર્ષ નિર્ધાર. ૧૭
દક્ષિણનૃપવિદૂરથકેરી, સુતા સમ્યક્ જેહ;
માનિની નામે વર્યો હતો તે, હતી મહામાનવંતી તેહ. ૧૮

ઘણા દિવસ સુખશાંતિમાં એમ, ગયા તેના સાર;
એક દિવસના સમાજોગે, ત્યાં શું હવું નિર્ધાર. ૧૯
તે રાજ્યવર્ધનતણા મિત્રો, મહારાજા પદ ધરનાર;
રાજા કને બેઠા હતા, ત્યાં માનિની નારી તે વાર. ૨૦
સ્વસ્વામીકેરા મસ્તકે. હતી બેઠી ઘાલતી ચંપેલ;
તે સમે તેના નેત્રમાંથી, એકાએક ચાલી આંસુ રેલ. ૨૧
તે અશ્રુ જ્યારે રાયપૃષ્ઠપર, પડવા લાગ્યાં સાર;
ત્યારે રાયે પાછું વાળી જોયું, અંગ ભીનું લહી નિર્ધાર. ૨૨
જોતામાં જુવતી આંખ મધ્યે, જોઇ અશ્રુની ધાર;
કલાવીને કારણ પૂછ્યું, રાજ્યવર્ધને તે વાર. ૨૩
હે પ્રિયા તારી આંખમાંથી, કયમ વહે અશ્રુ અપાર;
તું કયમ રડે છે રાણી મારી. કયમ નથી બોલતી આ વાર. ૨૪
તોય તેને ઉત્તર ન આપ્યો, તવ ફરી ફરી પૂછતા રાય;
જ્યારે મહાઆગ્રહ કર્યો, તવ સુંદર મધ્યભાગવાળી બોલી ત્યાંય. ૨૫
નરપતિકેરા કેશમાં એક, પળિયું બતાવતી નાર;
હે મહારાજા જુઓ જાત્યે, હું મહાનિર્ભાગણી નિર્ધાર. ૨૬
આથી કયું કારણ શોકકેરૂં, મારે બાકી છે ભૂપાળ;
તે સાંભળી મહારાય હસિયો, વળી હસી બોલતો તે કાળ. ૨૭
મહાજન નૃપ મળી બેઠા, તે સુણતા નિર્ધાર;
સ્વસ્ત્રી પ્રત્યે કહે રાજા, અહો વિશાળનેત્રી નાર. ૨૮
શોક શું કરવા કરે તું, હે કલ્યાણી તું આ વાર;
રામા રડવું નવ જોઇએ, જે જન્મવૃદ્ધિ નાશ નિર્ધાર. ૨૯
ઇત્યાદિક વિકારો સર્વ છે, પ્રાણીપ્રાણ કરતા સંહાર;

---

૨૫ મધ્યભાગવાળી—કટિવાળી.

હે વરાનની ! હું શીખ્યો છું, મહાવેદ ભેદ અપાર. ૩૦
કર્યા અનેક યજ્ઞ મેં કામિની, અર્પ્યાં દ્વિજને અતિ દાન;
થયા પુત્ર ઉત્પન્ન મારે, વળી નરને દુર્લભ મહાન. ૩૧
એવા ભોગ મેં ભોગવ્યા, તારી સંગે અતિશે નાર;
સમ્યક્ પ્રકારે પાળી પૃથ્વી, યુધ્ધે અરિ જીતિયા અપાર. ૩૨
ઇષ્ટ મિત્ર શું મેં કર્યાછે અતિ, હાસ્ય વિનોદ ભામિની જાણ;
વન ઉપવન મધ્યે કર્યા છે, મેં વરાનની વિહાર પ્રમાણ. ૩૩
હવાં શું કરવાનું રહ્યું બાકી, કે રડે પળિયું જોઇ આ વાર;
તુંને ભય શેનો એતણો, અહો શુભે સ્વામિની સાર. ૩૪
ભલે કેશ મારા થાય ઉજ્વળ, સહુ શિરકેરા આજ;
વળો શરીરે કરચલી, કાયા શિથિલ થાઓ નિર્ધાર. ૩૫
હું માનું છું કૃતકૃત્ય થયલો, કંઇ બાકી રહ્યું નથી જાણ;
હે ભદ્રે ભામિની તેં મુને, પળિયું બતાવિયું પ્રમાણ. ૩૬
તેવડે હવે ઉપાય શોધું, વનનિવાસકેરો આજ;
બાલ્યવયમાં બાલ્યક્રીડા, હતી યોગ્ય કહે મહારાજ. ૩૭
કુમારાવસ્થા વિષે કુમારની, ક્રીડા યોગ્ય હતી નિર્ધાર;
યૌવનપણામાં યુવતીકેરી, શુભ ક્રીડા હતી હે નાર. ૩૮
હવાં વૃદ્ધ વયે વન મધ્યે વસવું, એ છે ક્રીડા ઉત્તમ બાળ;
હે મૃગનયની એ રીત કરતા, તુજ મુજ પૂર્વજ રહ્યા દુઃખ ટાળી. ૩૯
એમ છે તો થાય ફાંસુ, જે આંસુ લાવતી તું નાર;
મુને કારણ એનું નવ જણાએ, માનિની આ વાર. ૪૦
આ પળિયાકેરૂં જેહ દર્શન, તે છે મારો અભ્યુદય કરનાર;
એમ છે માટે વિના પ્રયોજન, તું રડીશ નવ નિર્ધાર. ૪૧

---

૩૦ વરાનની—સુંદર મુખવાળી ! ૩૯ બાળ—હે બાળા ? ટાળ—ટાળીને.

માર્કંડેય કહે હે ક્રોષ્ટુકિ, પછે ત્યાં મહાજન જે બેઠા;
તે તથા રાયના મિત્ર જે જે, વધા હાથ નાખી છેઠા. ૪૨
કંઇ નગરવાસી ત્યાં હતા તે, મર્યાદાપૂર્વક કે'વા લાગ્યા;
અહો રાજ્યવર્ધન વિનતિ સુણીએ, આ વેણે કો નવ અનુરાગ્યા. ૪૩
આપ સત્ય કો'છો પત્નીને, નવ રડવું જોઇએ તેણે;
છે રૂદન કરવાનું અમારે, કે સર્વ પ્રજા જન જેને. ૪૪
અહો સ્વામિન સ્વમુખે જે, વનસંબંધી બોલો વેણ;
તે સુણતાં નવ પ્રાણ નીકળે, એથી અન્ય કયું દુઃખદેણ. ૪૫
લડાવિયાં તમે લાડ અમને, પાળ્યા પુત્રથી અધિક;
તે જો વનવાસ મનમાં વિચારો, તો ત્યાં વસું તજી સહુ બીક. ૪૬
જ્યાં તમે ત્યાં અમે સ્વામી, જ્યાં તમે સુખી ત્યાં સુખી અમે;
આવો નરપતિ જાય ઊઠી, તો કહો અમને શે ગમે? ૪૭
એમ ઊઠી જતાં થશે રાજા, સહુ શુભક્રિયાનો લોપ;
એ આપના વનવાસને છે, અવનિપતિ આરોપ. ૪૮
સંશય નથી એ માંહી કાંઇ, અહો નૃપાળ દયાળ;
ક્રિયાહાનિએ ધર્મ લોપાશે, માટે પડી મૂકો વાત ભૂપાળ. ૪૯
હે નૃપ સપ્ત સહસ્ર સંવત્સર, આપે પૃથ્વી પાળી જાણ;
તેણે કરી જે પુણ્ય ઉપન્યું, તેનું પૃથ્વીપતિ કરો પ્રમાણ. ૫૦
વનમાં વશી તપ જેહ કરશો, તમે કષ્ટી કાય;
તે પૃથ્વીપાલનપુણ્ય આગળ, સોળમે વિભાગે નહિ થાય. ૫૧
રાજા કહે સહુ સાંભળો, સપ્ત સહસ વર્ષ પર્યંત;
મેં પૃથ્વીનું પાલન કર્યું, પૂજી સુર ને સંત. ૫૨
અધુના વનવાસકેરો, સમય આવિયો પાસ;

મહાભાગ પુત્રો મારે થયા છે, પછે જગતીત્રાણનો શો ત્રાસ? ૫૩
મારા પુત્રકેરા પુત્ર જોઈ, જેહ મૃત્યુ ઝેરી સાપ;
તે સહનકરી રે'શે નહિ, એવું વેદશાસ્ત્રે માપ. ૫૪
તે દંશ કરી ઇર્ષ્યા બતાવે, કરી લાગ અવલોક;
તદા દેહસાર્થક થાય નહિ કંઇ, રહે મન મધ્યે શોક. ૫૫
હે નાગરિકો જુઓ આ સહુ, પળિયું મહાઅનાર્ય;
વળી ક્રૂરકર્મવાળા મૃત્યુનું એ, કરે દૂતકેરૂં કાર્ય. ૫૬
જ્યાં સુધી યમકેરા અનુચર, આવ્યા નથી નિર્ધાર;
ત્યાં સુધીમાં પુત્રને હું, સોંપી રાજ્યનો ભાર. ૫૭
ભોગ તજી વનવાસ સેવું, તપ આચરૂં ધરી નેમ;
પૂર્વ જન્મના પુણ્યથી, કરી લેઉં પરલોકકેરૂં ક્ષેમ. ૫૮
માર્કંડેય કહે વન જવાકેરી, જેને હતી ઇચ્છા અપાર;
એવા રાયે પુત્રને ત્યાં, રાજ્યાભિષેક કર્યાતણો કર્યો વિચાર. ૫૯
પૂછવા માંડ્યું ગણક તેડીને, શુભ મુહૂર્ત તે વાર;
રાયકેરૂં વચન સુણીને, તે વ્યાકુળ થયા અપાર. ૬૦
શાસ્ત્ર સમ્યક્ આવડે પણ, ભૂલી ગયા તેનો ભાવ;
દિન લગ્ન હોરા કંઇ નવ સૂઝે, પ્રગટ્યે રાય વનવાસ અભાવ. ૬૧
અશ્રુસહિત ગદગદ કંઠ થઇ તે, કે'વા લાગ્યા નૃપને આમ;
આ વેણ તમારૂં સાંભળી, વિજ્ઞાન નાશ પામ્યું મહાધામ. ૬૨
કાંઇ શાસ્ત્ર અમને નથી સૂઝતું, કહો શું કરીએ ભૂપાળ;
એમ વદી દીન થઇ ઊભા, સર્વે ગણક તે કાળ. ૬૩
જોઇ એવું રાજ્યવર્દ્ધને, અન્ય દેશ મોકલી દૂત;
ત્યાંથકી ગણક તેડાવિયા, શુભ મુહૂર્ત જોવા પૂત. ૬૪

૫૩ જગતીત્રાણ—પૃથ્વીનું રક્ષણ. ૬૦ ગણક—જોષી.

નગર નગરથી ઘણા જોષી, ત્યાં આવિયા નિર્ધાર;
વન જવા ઇચ્છતા રાય પાસે, આવી અનુત્તમ દ્વિજ વધા તે વાર. ૬૫
મહારાજ અમને કેમ તેડચા, કહો દ્વિજ સરખું કાજ;
તદા નૃપ વર બોલિયો, જુઓ મુહૂર્ત્ત મળી દ્વિજરાજ. ૬૬
રાજ્યાભિષેક કરી હું સુતને, વનવાસ જાવા ધારૂં;
સહુ ગણક મળીને આપીએ, મુહૂર્ત વે'લુ વે'લું સારૂં. ૬૭
શિર ધૂણાવી બોલિયા તે, કૃપા કીજે નરદેવ;
અમને આજ સુધી પાળિયા, તે પેર પાળિયે તતખેવ. ૬૮
જદા તમો વનમાં જાશો, તદા સહુ દુ:ખી થાશે લોક;
હે વીર અમો વય વૃદ્ધ છું, તે તું કાં ઉપજાવતો શોક. ૬૯
પાછલો બે ઘડી દિવસ, રહ્યો અમારે નિર્વાણ;
ત્યાં સુધીમાં દુ:ખ નવ દેખું, એવું આચરો સુજાણ. ૭૦
પ્રભુ તમ પાખે આ સિંહાસન, શૂન્ય થાશે જેહ;
તે અમે જોવા વાંચ્છિએ નહિ, તમો સત્ય માનો તેહ. ૭૧
માર્કંડેય કહે એ રીતે, કહ્યું તેમણે ત્યાં સાર;
બીજા બોલાવ્યા તેમણે પણ, કહ્યું એવું નિર્ધાર. ૭૨
મોટા મહાજને મંડલિક રાયે, કહ્યું પરિજને નિર્વાણ;
પુન: પુન: પ્રધાને કહ્યું, વનવાસનિવર્ત્તવાનું પ્રમાણ. ૭૩
તોયે તેણે નવ તજ્યો, વનવાસ જવાનો નેમ;
મૃત્યુ જવા દે નહિ કોઇને, તે અખંડ રાખે ક્ષેમ. ૭૪
એવો ઉત્તર રાય દેતો સહુને, તદા મળ્યા પુર પ્રધાન;
રાજ્યસેવક નગરવાસી વૃદ્ધ ત્યાં, મળ્યા એકઠા દ્વિજ મહાન. ૭૫
વિચાર કરવા લાગ્યા સહુ મળી, હવાં કરવું કેમ;

---

૭૩ વનવાસનિવર્ત્તવાનું— વનવાસથી નિવર્તવાનું (અટકવાનું).

ધર્મશાલી નૃપપર અતિ પ્રીતિ, તેણે વન જાવાનો ધર્યો નેમ. ૭૬
શું કરવું તે સૂઝે નહિ કંઇ, પછે બોલ્યા મોટા વિપ્ર;
એકાગ્ર ચિત્તે સૂર્ય વિનવિએ, આજ મળી સહુ ક્ષિપ્ર. ૭૭
આપણા રાયનું આયુષ્ય વાધે, એવી યાચના કરીએ આજ;
એ વાત સર્વેના મનમાં ગોઠી, મનોરથ પૂરશે સૂર્ય મહારાજ. ૭૮
પછે મહાજન ઘેર જઇ, ઉત્તમ અર્ઘ્ય ને બલિદાન;
એવા એવા ઉપચારે કરી, સૂર્ય પૂજન કરતા મહાન. ૭૯
કેટલાકે મૌન વૃત્ત ધારિયાં, રાય આયુષ્ય કાજ;
કેટલા યજુર્ કેટલા ઋગ્ ને, કેટલા સામ ભણતા દ્વિજરાજ. ૮૦
જાપ જપતા સૂર્યનો, વેદ મંત્રે કરી નિર્વાણ;
કેટલા દ્વિજ આહાર તજીને, નદીતટ પડયા રે'તા પ્રમાણ. ૮૧
અત્યંત શ્રમસહિત તપ સાધતા, કરવા સૂર્ય પ્રસન્ન;
અગ્નિહોત્ર લેઇ કેટલા બેઠા, કેટલા નમતા ઊભા દીનમન. ૮૨
કેટલા રવિસૂક્તનો દિવારાત્રિ, કરવા લાગ્યા પાઠ;
કેટલા એકી ટશે સૂર્ય સામુ જોઇ, રહ્યા ઊભા જાણે કાઠ. ૮૩
એ રીતે વિવિધ વિધિએ કરી, કરતા સૂર્ય આરાધવા યત્ન;
કોઇને પ્રભાકર નવ થયા, પ્રસન્ન જોઇ પ્રયત્ન. ૮૪
એમ દુઃખ સે'તા જોઇ દ્વિજને, એક સુદામા ગંધર્વ નામ;
વિવિધ યત્ન કર્ત્તાને કે'વા લાગ્યો, પાસે જઇને આમ. ૮૫
હે દ્વિજ તમને જો સૂર્યઆરાધન, પ્રિય અતિશે હોય;
તો હું કહું તેમ કરો સર્વ, પ્રભાકર પ્રસન્ન થાયે સોય. ૮૬
કામ રૂપ નામે મહાનગર્માં, ગુરૂવિશાળ નામે સિધ્ધોએ જેહ;
સેવેલું સમ્યક્ વન છે તે, જઇ જુઓ સત્વર એહ. ૮૭

---

૭૭ ક્ષિપ્ર—ઉતાવળે. ૮૭ ગુરૂવિશાળ—સિધ્ધનું નામ.

ત્યાં જઇ એકાગ્ર ચિત્તે સૂર્યનું, કરો આરાધન મુનિજન;
એ સિદ્ધક્ષેત્ર અતિ પાવન છે, ત્યાં મનોરથ પૂર્ણ થશે પાવન. ૮૮
માર્કંડેય કહે એ રીતે સુણી, તે ગંધર્વકેરૂં વેણ;
તે વન મધ્યે સહુ દ્વિજ જાતા, સૂર્ય આરાધવા સુખદેણ. ૮૯
ત્યાં જતામાં તેમણે દીઠું, શુચિ સુંદર સૂર્યનું દે'રૂં;
તે જોઇ દ્વિજાદિક વર્ણ રીઝી, થયું પ્રસન્ન મન સહુકેરૂં. ૯૦
નિયમિત ભોજન કરી, આળસ તજી, ધૂપ પુષ્પાદિકે કરી જાણ;
સૂર્યનું પૂજન કરવા લાગ્યા, એકે ચિત્તે નિર્વાણ. ૯૧
હે ક્રૌષ્ટુકિ સુમન ચંદન ને ધૂપ, દીપ સુગંધ ને નૈવેદ્ય;
જપ હોમ આદિ ઉપચારવડે, થઇ સાવધ સર્વ અવેદ્ય. ૯૨
પ્રભાકરની પૂજા કરતા, પછે સ્તુતિ કરવા લાગ્યા તેહ;
દ્વિજ જન કે' અહો સવિતા, રાખો દ્વિજનો દેહ. ૯૩
અત્યંત તેજસ્વી દેવ દાનવને, યક્ષ ગ્રહ તારિકા સાર;
તેહતણા જે દેવ સવિતા, તેને શરણે આવ્યા આ વાર. ૯૪
આકાશે વાસ વશી રહ્યા સુર, જે કરે ચારે પાસ પ્રકાશ;
કિરણે કરી મહી અંતરિક્ષ જેણે, કરી વ્યાપ્ત સર્વાવાસ. ૯૫
આદિત્ય ભાસ્કર ને ભાનુ, સવિતા પૂષા દિવાકર દેવ;
દીપ્તદીધિતિ અર્યમા નામે, સર્વ ભાનુની સાધું સેવ. ૯૬
અભિરામ અભિધાન એવાં, તેને નમું વારંવાર;
ચાર યુગાંતે કાલાગ્નિ રૂપ, એવા દેવકરૂં નમસ્કાર. ૯૭
પ્રલયાંતે દુઃખે નિરખાએ, યોગીશ્વર વર્ણે રક્ત;

---

૯૨ અવેદ્ય—ન જાણવામાં આવે એવા. પ્રભાકર—સૂર્ય. ૯૫ સર્વાવાસ—સર્વ ભૂતમાત્રના આવાસ (સ્થાનક) રૂપ. ૯૬ દીપ્તદીધિતિ—પ્રકાશમાન કિરણવાળો (સૂર્ય).

પીત શ્વેત ને શ્યામ છે જેનો, મહાવર્ણ માને ભક્ત. ૯૮
ઋષિ અગ્નિહોત્રે યજ્ઞદેવમાં, કરી રહ્યા પ્રભુ વાસ;
પરમગૂઢ અક્ષર પરમાત્મા રૂપે, સર્વોત્તમ મોક્ષદ્વાર પ્રકાશ. ૯૯
આકાશગામી એક વાર જે, અશ્વ જોડેલા સાર;
એવા વેદરૂપ અશ્વવાળે રથે, બેશી મેરૂ ફરો નિર્ધાર. ૧૦૦
એવી પ્રદક્ષિણા કરો પ્રભાકર, અસ્તોદય કરવામાં આસક્ત;
સતરૂપ ને અસતરૂપ પ્રભુ, એવું માને મોટા ભક્ત. ૧૦૧
નાના પ્રકારનાં પુણ્ય તીર્થસ્વરૂપી, હે વિશ્વપાલન કરનાર;
અચિંત્ય પ્રભાકરકેરે શરણે, અમો સહુ જઇએ આ વાર. ૧૦૨
જે વિધિ વિષ્ણુ મહાદેવ રૂપે, વળી પ્રજાપતિ રૂપ જેહ;
જે વાયુ આકાશ ને પૃથ્વી રૂપે, નગ અબ્ધિ ગ્રહ જેની દેહ. ૧૦૩
નક્ષત્ર ચંદ્ર ને વૃક્ષ રૂપે, જે ઔષધિ વનસ્પતિ રૂપ;
વ્યક્તાવ્યક્ત ભૂત મધ્યે જે છે, ધર્માધર્મ પ્રવર્તક અનુપ. ૧૦૪
વિધિ વિષ્ણુ અને મહેશ્વર, એ ત્રણ જેનાં સ્વરૂપ;
એ રીતે ત્રણ પ્રકારે જેનું, સર્વ શરીર છે સૂર્ય ભૂપ. ૧૦૫
એવા સૂર્યદેવ થાઓ પ્રસન્ન અમને, માગું સર્વ મળી વારંવાર;
દર્શન નવ દ્યો દેવ તમે તો, કરી તપ કાયા પાડું આ વાર. ૧૦૬
માર્કંડેય કહે દ્વિજસત્તમ, એ રીતે સ્તુતિ કરી અપાર;
વળી પૂર્ણ પ્રેમે સમ્યક્ પ્રકારે, પૂજા કરી નિર્ધાર. ૧૦૭
એમ કરતાં ત્યાં ગયા વીતી, ત્રણ માસ ને દિન ચાર;
તદા ભગવાન સૂર્ય તેમને, પ્રસન્ન થયા તે વાર. ૧૦૮
પછે ઉદય થતી વેળાએ જેવી, સ્વપ્રતિબિંબકેરી કાંતિ;
તેવું રૂપ ધરી મંડળથી, ઉતરી આવ્યા કરવા શાંતિ. ૧૦૯
દુર્લભ દર્શન જેહનું એવા, સૂર્ય આવ્યા ત્યાંય;

---

૯૮ વર્ણ—રંગે.

દર્શન દીધું દ્વિજને આવી, તપ કરતા હતા સહુ જ્યાંય. ૧૧૦
જન્મરહિત જગ ઉત્પન્ન કરતા, જોયા સૂર્ય જ્યોતિમાન;
રોમહર્ષ સહુ દ્વિજને થાતો, જોઇ સ્વરૂપ દેદીપ્યમાન. ૧૧૧
બ્રાહ્મણ ભક્તિએ નમ્ર થઇને, લાગ્યા સૂર્યદેવને પાગ;
પછે બોલ્યો દ્વિજગણ સર્વે, સહસ્ત્રકિરણવાળા મહાભાગ. ૧૧૨
સર્વકેરા ઉત્પત્તિહેતુ, સૂર્યદેવ કરૂં નમસ્કાર;
તમે સર્વથી શ્રેષ્ઠ છો સ્વામી, છો પ્રભુ જગતના રક્ષણહાર. ૧૧૩
સ્તુતિ કરવા યોગ્ય સમગ્ર યજ્ઞનું, સ્થાન છો નિરધાર;
છો યોગીજનને ધ્યાન કરવા જેવા, કરો કૃપા અમ ઉપર આ વાર. ૧૧૪
અધુના તપ તો મોદકકેરૂં, પુરાણી કરતા સર્વ;
રાયપ્રીતિ ને ધર્મ ભૂલિયા, તન મન વાધ્યો ગર્વ. ૧૧૫
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, પ્રાકૃતે ભાનુસ્તવો નામ;
નવાધિક શતતમોધ્યાય પૂરણ, અત્ર હવો રાજીવલોચન રામ. ૧૧૬

વલણ.

રાજીવલોચન રામ પ્રભુ, કરો વિપ્રજનનું કામ રે;
ગુણ ગાય પણ નવ કાંઇ જાણે, ધરી મનમાં મોટી મામ રે. ૧૧૭

## કડવું ૧૮૦ મું.

રાગ મારૂ.

સુણ્ય ક્રૌષ્ટુકિ માર્કંડેય કહે, એમ કરી સ્તુતિ અપાર;
સૂર્યદેવ પ્રસન્ન થઇ આવ્યા, મળ્યા કરે વિપ્ર વિચાર. ૧
સૂર્ય કહે સહુ દ્વિજ દેખી, વળી અન્ય જાતિના લોક;
તે સર્વને કે' માગીએ, સહુ મનવાંચ્છિત થઇ અશોક. ૨

---

૧૧૬ ભાનુસ્તવ—સૂર્યસ્તુતિ.

માર્કંડેય કહે સુણ્ય વિપ્ર સર્વે, પછે દ્વિજાદિક સર્વ પ્રજાય;
નિકટ ઊભા નિરખી સૂર્યને, ભયરહિત થઇ સહુ જાય. ૩
નમસ્કાર કરી પ્રજા બોલી, હે અંધકારનાશક દેવ;
જો અમારી ભક્તિએ કરીને, પ્રસન્ન થયા હો તતખેવ. ૪
તો રાજ્યવર્દ્ધન નૃપ અમારો, જીવો દશ સહસ્ત્ર વર્ષ પર્યંત;
રોગ રહિત થાઓ રાય અમારો, સુંદરકેશધર મહંત. ૫
યૌવનપણું સ્થિર થાઓ એનું, સહુ શત્રુ પમાડો શાંત;
દશ સહસ્ર વર્ષ પર્યંત જીવો, વળી થઇ રહો મહાદાંત. ૬
માર્કંડેય કહે મુનિસત્તમ સુણો, થયા સૂર્ય દેવ પ્રસન્ન;
તથાસ્તુ કહી અંતર્ધાન થાતા, જે એકાએક થયા'તા ઉત્પન્ન. ૭
સહુ પ્રજા વરદાન પામી, થઇ હૃષ્ટ પુષ્ટ અપાર;
સ્વરાય પાસે ગઇ ચાલી, જઇ મળી રાયને તે વાર. ૮
સૂર્ય કને વરદાન મળિયું, તે કહી માંડી વાત;
કોઇએ કંઇ બાકી નવ રાખિયું, કર્યું વ્યાખ્યાન સર્વ વિખ્યાત. ૯
તેની પત્ની તે સાંભળી, અત્યંત પામી આનંદ;
કિંતુ તેહ નૃપ બહુ વાર સુધી, વિચાર કરતો ભજી ગોવિંદ. ૧૦
તેણે લોકને કંઇ નવ આપ્યો, ભલો ભુંડો ઉત્તર ત્યાંય;
પછે માનિની હર્ષે કરી મનમાં, થઇ પ્રાપ્ત ગઇ પતિ જ્યાંય. ૧૧
કે'વા લાગી પતિને તે, અહો નૃપ રૂડું ભાગ્યેકરી;
તમ આયુષ્યકેરી વૃદ્ધિ થઇ તે, છે વારતા મહામોદની ભરી. ૧૨
હે દ્વિજસત્તમ માનિનીએ, હર્ષથી એ પેર;
અભિનંદન અવનિપતિનું, કર્યું આણી મે'ર. ૧૩
હોય ચિંતાગ્રસ્ત જેનું, થયું જડ મહામન;
એવો નૃપ કાંઇ ન બોલ્યો, રહ્યો નીચું કરી વદન. ૧૪

---

૧૩ અભિનંદન—વધામણી—ખુશીના સમાચાર.

પુનઃ ચતુરાએ ચિંતામાં પડેલો, જોઇ પતિ ભાખ્યું આમ;
પરમ ઉદય પ્રભુ પ્રગટિયો, ક્યમ આનંદતા નવ સ્વામ? ૧૫
આજથકી આરંભીને, દશ સહસ્ર વર્ષ પર્યંત;
નર વર નીરોગી આપ રે'શો, સ્થિર યૌવનવાળા મહંત. ૧૬
તોય ક્યમ નવ મોદ પામો, હે પરમપતિ સુજાણ;
પરમ અભ્યુદય થશે પતિ, ક્યમ ચિંતાતુર ગુણખાણ. ૧૭
એનું કારણ કહો મુજને, કરૂણા કરી નરેશ;
એમ વળી વળી નારી પૂછતી, વિનતી વસુંધરાપતિ વરવેશ. ૧૮
ભૂપતિ કે' અહો ભદ્રે, એ અભ્યુદય કહે કેયી પેર;
એ મધ્યે અભિનંદન શું તું, આપે કરી મુજને મેર? ૧૯
સહસ્રાવધિ દુઃખ પ્રાપ્તિ સમયે, અભિનંદન દેવા જેવું શુંય;
હું એકલો જીવીશ જુવતી, પણ જીવીશ કયી વિધિ તુંય. ૨૦
દશ સહસ્ર સંવત્સર સુધી, આ રે'શે મારી જાત;
માનિની મરણ થાશે તાહરૂં, એ શું અલ્પ ખેદની વાત? ૨૧
મારા પુત્ર પૌત્ર પ્રપૌત્ર આદિક, અન્ય ઇષ્ટ બંધુ જેહ;
તે મરણ સર્વે પામશે, એ શું ઓછું દુઃખ મારી દેહ. ૨૨
અહો ભદ્રે ભામિની, સ્વામીભક્તિવાળા પરિજન સાર;
મિત્રવર્ગના મરણથી હું, થઇશ દુઃખી અપાર. ૨૩
નિરખાય શરીરકેરી નસાઓ, જે કૃશ થઇ ગયા મુજમાટ;
મુજ અર્થે તપ અતિશે કર્યું, શું થાય નવ તેના મર્ણનો ઉચ્ચાટ? ૨૪
હે તન્વંગી એમ વિચારી હું, મહાસંકટ આવ્યું માનું;
અવનિપતિ કે' અભ્યુદય નહિ એ, છે મહાકષ્ટનું પ્રસ્થાનું. ૨૫
એ સર્વ કામિની કેમ તું, કળતી નથી નિર્વાણ;
મુને અભિનંદન શેનું આપતી તું, મર્મ જાણ્યાવિના સુજાણ. ૨૬

---

૨૪ કૃશ—સૂકાયલા—પાતળા.

માનિની કે' મા'રાજ જે જે, તમે કહોછો આ વાર;
તે નિઃસંશય સહુ સત્ય છે, એમાં ભૂલ નથી તલભાર. ૨૭
મેં અને પુરવાસીએ, જોઇ તમતણી અતિ પ્રીત;
આ દોષ તેમાં નવ લહ્યો, જેણે શુભ થયું વિપરીત. ૨૮
હે નરપતિ જો એમ છે તો, શું કરવું ઘટે આ વાર;
વસુંધરાપતિ કરો તેનો, એકમના થઇ વિચાર. ૨૯
પ્રભાકરે પ્રસન્ન થઇ જે, આપિયું વરદાન;
તે મિથ્યા તે કરશે નહિ, કોઇ કાળે મહાભાન; ૩૦
નૃપ કહે મારા સેવકે, વળી નગરવાસીએ જેહ;
મુજ ઉપર પ્રીતિ કરીને, અતુલ ઉપકાર કીધો તેહ. ૩૧
તેનું સારૂં જો નવ વળે મુજથી, તો વૈભવ ભોગવું કેમ;
આજથકી આરંભીને હું, જઇ વસીશ નગમાં ક્ષેમ. ૩૨
નિયમ ધારી આહારકેરો, કરીશ હું તો ત્યાગ;
કરીશ આરાધન અખિલપતિનું, જેહ માર્તંડ મહાભાગ. ૩૩
જે રીતે નગરવાસી જને, વળી મળી બાંધવે આજ;
જયમ પ્રભાકર પ્રસન્ન કરિયા ત્યમ કરીશ કામિની હું કાજ. ૩૪
મારે અર્થે પ્રજા સહુને, આવી મળ્યા મંડળદેવ;
તો પ્રજા અર્થે કેમ મુજને, નહિ મળે તતએવ. ૩૫
પ્રભાકર પ્રસન્ન થઇ જો, આપશે વરદાન;
તો હું માગીશ માનની એટલું, તેમની પાસેથી ગુણવાન. ૩૬
જો દશ સહસ્ર વર્ષ હું જીવું, તો પ્રજા જીવે તેટલો કાળ;
પરિજન પુત્ર પુત્રીઓ વળી, પૌત્ર સુહૃદ નગરના બાળ. ૩૭
વળી સર્વકેરી પ્રજા જે જે, થાય સ્ત્રી ઉત્પન્ન;

---

૩૦ મહાભાન—મોટા ભાનુ (સૂર્ય). ૩૨ નગમાં—પર્વતમાં. ૩૫ મંડળદેવ—સૂર્ય.

તે ભોગ ભોગવે ભલી પેરે, માગું એમ થાય પ્રભાકર પ્રસન્ન.૩૮
જો માગ્યું મળશે એટલું તો, ભોગ ભોગવીશ ભામિની;
જો સૂર્ય એમ નહિ કરે તો, મુખે સત્ય કહું છું માનિની. ૩૯
આયુષ્ય પૂર્ણ થતા સુધી હું, કરૂં તપ નગ પર બેશી નિર્વાણ;
મહાપ્રયત્ને તપ સાધી હું, તજું અવધિ આવ્યે પ્રાણ. ૪૦
માર્કંડેય કહે આવું વચન સાંભળી, માની માનિનીએ વાત;
સ્વસ્વામી સાથે ગઈ ગોરી, પર્વત વિષે સાક્ષાત. ૪૧
હે દ્વિજસત્તમ સ્ત્રીસહિત નૃપ, ગયો સૂર્યમંદિર પાસ;
સમ્યક્ પ્રકારે સેવા સાધી, સૂર્ય આરાધન કરી પ્રકાશ. ૪૨
રાજપત્નીએ રાય પેઠે, કર્યો આહારકેરો ત્યાગ;
તેણે કરી કૃશ અંગવાળી, થઈ ગઇ તે જાગ. ૪૩
શીતળ વાયુ ને તાપ સે'તી, ઉગ્ર તપ આચરતી નિર્ધાર;
એ રીતે મહાતપ કરતાં, પૂરો એક સંવત્સર વીત્યો સાર. ૪૪
જોઇ મહાકાયાકષ્ટ નૃપનું, સૂર્ય પ્રસન્ન થયા તે વાર;
સાક્ષાત સ્વરૂપે દર્શન દેઇ, ત્યાં વદ્યા નિર્ધાર. ૪૫
જા મનવાંચ્છિત તાહરૂં નૃપ, મળશે તુને સર્વત્ર;
સેવક પરિજન આરોગ્ય રે'શે, એવા પુત્રાદિક રે'શે અત્ર. ૪૬
વરદાન પામી વસુંધરાપતિ, નગર મધ્યે ગયો નિર્વાણ;
તે ધર્મેકરી પ્રજા પાળતો, કરતો મોદસહિત રાજ્ય ગુણખાણ.૪૭
વળી યજ્ઞ અતિશે કર્યા તેણે, ઘણાં દાન દીધાં જાત;
માનિની સાથે મનસિજ તેણે, ભોગવ્યો ભલી ભાત. ૪૮
પુત્ર પૌત્ર પરિજન આદિક, લેઇ સર્વને સાથ;
દશ સહસ્રવર્ષ લગી તે, સ્થિરયૌવન થયો પુરનાથ. ૪૯

---

૪૮ મનસિજ—કામ.

તેનું આચરણ જોઇ આવું, પ્રમતિ નામ ભાર્ગવ;
અંતઃકર્ણમાં વિસ્મય ધરી, ગાથા વદ્યો મહારવ. ૫૦
અહો સૂર્ય ભક્તિતણું કેવું, માહાત્મ્ય કે'વાયે સહી;
જેવડે રાજ્યવર્ધ્ધને સ્વપ્રજાને, આયુષ્ય અર્પિયું મહીમાં રહી. ૫૧
અહો દ્વિજસત્તમ જે પૂછિયું, સમર્થ આદિ દેવનું માહાત્મ્ય;
તે સર્વે કહ્યું મેં વિસ્તારી, ધરજે ધ્યાનમાં મમ આત્મ. ૫૨
આ સમગ્ર માહાત્મ્ય દ્વિજમુખથી, જે સાંભળે નિર્વાણ;
પાઠ કરતાં પુરૂષ થાયે, સપ્ત રાત્રિમાં સુજાણ. ૫૩
વળી એજ કાળે પાપ મુકત થઇ, પરવરે પરલોક;
જે વિચક્ષણ જન ધારણ કરે તે, થાય રોગરહિત અશોક. ૫૪
સમૃદ્ધિવાન ને ધનવાન થાયે, મહામતિમાન તે થાય;
બૃહદ્ ને મતિશાલી કુળમાં, તે નર નીપજિયો કે'વાય. ૫૫
હે મુનિવર્ય જે એ માહાત્મ્યે, માર્તંડમંત્ર કહ્યા છે સાર;
તે મધ્યેથી પ્રત્યેકકેરો, જપ ત્રિકાળ કરતા નિર્ધાર. ૫૬
મહાઘોર પાપને તે ન સ્પર્શે, દર્શે ન દુઃખના દિન;
જ્યાં આ સૂર્યમાહાત્મ્ય સમસ્તનો, પાઠ કરતાં ન થાયે ભિન્ન. ૫૭
ત્યાંથકી સૂર્ય સન્નિધિને નવ, તજતા કોઇ કાળ;
એમ છે માટે દ્વિજસત્તમ, તે અત્યંત પવિત્ર લહી વિશાળ. ૫૮
સૂર્યના માહાત્મ્યકેરૂં, કરવું ધારણ જાણ;
તેમ વળી જપ કરવો તેહનો, જો થવું પુણ્યશાળી પ્રમાણ. ૫૯
જે જોઇ આત્મવેત્તા નર હોયે, તે સુવર્ણ શૃંગવાળી સાર;
અતિ સુંદર અંગવાળી ને વળી, ઘણું દુગ્ધ દેતી ધેનુ આ વાર. ૬૦
દાનમાં અર્પે થઇ જો, પવિત્ર પ્રૌઢી પેર;

૫૦ મહારવ—મોટે શબ્દે. ૫૧ તે ગાથા કહે છેઃ અહો ઈ૦—

વા સૂર્યમાહાત્મ્ય ત્રણ દિન સુણે, તો કરે માધવ મે'ર. ૬૧
અનુત્તમ પુણ્યકેરા ફળની, પ્રાપ્તિ થાય નિર્વાણ;
ભાગે ભટકવું પુરાણી પેઠે, ઘડી પળ ઉંચા રે' નવ પ્રાણ. ૬૨
યજમાનકેરા હુંકારા નવ, પડે વેઠવા નિર્વાણ;
સૂર્યમાહાત્મ્યની શ્રુતિ એવી, વદે વેદ પુરાણ. ૬૩
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ભાનોર્માહાત્મ્યસમાપ્તિર્નામ;
દશાધિકશતતમોધ્યાય પૂરણ, થયો પ્રેમાનંદ પ્રભુ રામ. ૬૪

વલણ.

પ્રેમાનંદ પ્રભુ રામ પૂરણ, મનવાંચ્છિત કાર્ય કરનાર રે;
જન ચાતુર્વિંશી દ્વિજ જન હું, છે મોટમ પુરાણી ધરનાર રે. ૬૫

## કડવું ૧૮૧ મું.

### રાગ ગોડી દેશી ફેર.

માર્કંડેય મુનિ કહે રે, સાંભળ્ય ક્રોષ્ટુકિ પુણ્ય પવિત્ર;
આદિ અંત રહિત દેવતા રે, તેનું કોણ કહે ચારૂ ચરિત્ર. ૧
માહાત્મ્ય પૂછ્યું તેં જેહનું રે, તો મેં કહ્યો તેવો પ્રતાપ;
કરી ચિત્ત એકત્વને રે, સમાધિ ધરતા યોગી અમાપ. ૨
છે પરમાત્મા પ્રભુ તેમનો રે, અંતરાત્મા પ્રાણીમાત્રનો જાણ;
યજ્ઞના કર્તાતણો રે, એ છે યજ્ઞરૂપ પ્રમાણ. ૩
કમલ ભૂ પંચાનન સહી રે, વળી કમલાકાંત ભગવાન;
તે સર્યનાં અધિકારને રે, ધારણ કરી રહ્યા ગુણવાન. ૪
તેનો તનુ મનુ થયો રે, જે સર્વ સંશયનો હરનાર;

---

૬૪ ભાનોર્માહાત્મ્યસમાપ્તિ—સૂર્યના માહાત્મ્યની સમાપ્તિ. ૪ કમલભૂ—બ્રહ્મા. પંચાનન—શિવ. કમલાકાંત—વિષ્ણુ.

તે મન્વંતર સ્વામી સદા રે, થયો સૃષ્ટિનો કરવા વિસ્તાર. ૫
સપ્તમો મન્વંતર તે સહી રે, જાણવો જુગતે તેંય;
આજ યથામતિ વર્ણન કરૂં રે, જો કરી પ્રતિજ્ઞા મેંય. ૬
ઇક્ષ્વાકુ નાભગ રિષ્ટ ને રે, નરિષ્યંત પૃષધ્ર નાભાગ;
ધૃષ્ટ આદિક એવા થયા રે, મનુતનુ મહાભાગ. ૭
મહાબલિષ્ઠ પરાક્રમી રે, પ્રસિદ્ધ કીર્ત્તિવાળા સર્વ;
જ્ઞાત શસ્ત્રાસ્ત્રના રે, જીત્યો સર્વે સુતે ગર્વ. ૮
સર્વ અન્ય અન્યદેશના રે, હતા રાજ્યકર્તા નિર્વાણ;
તદપિ ઉત્તમ ગુણી પુત્રની રે, કરતો ઇચ્છા મનુ પ્રમાણ. ૯
તેવો સુત થવા સહી રે, મિત્રાવરૂણકેરી જાણ;
ઇષ્ટિ ભાવે કરી રે, તેમાં ભૂલ્યો મનુગુણ ખાણ. ૧૦
હોમ કરતાં ચૂકિયો રે, તેણે કથળ્યું તેનું કાજ;
સુતને ઠામે સહી રે, ઇલા સુતા પામ્યો મહારાજ. ૧૧
મહારૂપ ગુણવતી રે, જોઇ કન્યા મુનિએ ત્યાંય;
પુનઃ મિત્રાવરૂણનું રે, અતિ સ્તવન કર્યું મન માંય. ૧૨
વળી વચન મુખે વદ્યો રે, તમ કૃપાથકી મહાદેવ;
મહાગુણશાલી મુજને રે, સુત ઉપજજો તતખેવ. ૧૩
મેં સુતકાજે સહી રે, યજ્ઞ અપૂર્વ કરિયો આજ;
સુતા ઉત્પન્ન થઈ રે, જેણે કથળ્યું મારૂં કાજ. ૧૪
જો પ્રસન્ન મુજને થયા રે, તો આ કન્યા ફીટી આજ;
તમારી કૃપાવડે રે, ગુણશાલી પુત્ર થાઓ મહારાજ. ૧૫
સુર તથાસ્તુ કહી વદ્યા રે, કે ફીટી કન્યા કન્યો થાય!
જોઇ મનુ રીઝતો રે, એવા પાણ સુતથકી મકલાય. ૧૬

---

૭ મનુતનુ—મનુના પુત્ર. ૧૦ મિત્રાવરૂણ—એ નામનો એક દેવ. ઇષ્ટિ—યજ્ઞ. ૧૬ કન્યો—અર્થાત્ પુત્ર.

સુદ્યુમ્ન નામ તેનું ધર્યું રે, થયો પ્રતાપશાલી તે પુત્ર;
મનુ મન રીઝિયો રે, જાણ્યું ભલું થયું ઘરસૂત્ર. ૧૭
કિંતુ ટાંક જે કર્મની રે, તે નવ જુએ રાંક રાજાન;
એકદા સુદ્યુમ્ન મૃગયાએ ગયો રે, જે વા'લો મનુતણો મહાન. ૧૮
મૃગ નાઠો ઘણો રે, પૂઠે સુદ્યુમ્ન બળવંત;
એક વન વાટે આવતું રે, તેમાં પેઠો તે મતિવંત. ૧૯
શાપ ગિરિજાતણો રે, આવો હતો તે વનમાટ;
કોઇ નર દેહ ધારી અહીં રે, આવે તે પામે ઉચ્ચાટ. ૨૦
નર ફીટી નારી બને રે, જો મુને બીવડાવી મહાદેવ;
એમ શાપ દેઇ સતી ગઇ રે, તે વન તે આવ્યો તતખેવ. ૨૧
નર ફીટી નારી થયો રે, જેનો સુંદર ભૃકુટિમરોડ;
કઠિન કુચે ઓપતી રે, તરૂણી ધરતી ઝાઝો તોડ. ૨૨
નખ શિખ સુંદર થઇ રે, ભૂલી નરના દેહનું સુખ;
સ્ત્રી જેવું સુખ કંઇ નથી રે, વદતી વારંવારે મુખ. ૨૩
એમ કરતાં કામાતુર થઇ રે, ફરવા લાગી વનમાં તેહ;
તેને ચંદ્રસુત બુધે લહી રે, કે વ્યાપ્યો અતનુ અતિ દેહ. ૨૪
સ્વરૂપ કરી સોહામણું રે, આવ્યો વેગ ત્યાંય;
વન પ્રવેશ કરતાં સાંભર્યો રે, ગિરિજા શાપ મહામનમાંય. ૨૫
પછે બાહેર રહી બોલિયો રે, જેમ ઉપજે તેને કામ;
વળી મુખથી ત વધ્યો રે, એકાએકે આમ. ૨૬
હે પ્રિયા અહીં આવ તું રે, એમ કરતો વારવાર ઉચ્ચાર;
શબ્દ સુણી વર નરતણો રે, વે'લી વે'લા આવી નાર. ૨૭
પછે રમ્ય સ્થળે જઇ રે, રમણ કરવા લાગ્યાં ગુણભંડાર;
તે રતિ રમણવડે રે, રીઝી ભીંજી નાર અપાર. ૨૮

તેથકી ઉપન્યો રે, પુરૂરવા પુત્ર ગુણવાન;
ચક્રવર્તી નૃપતણો રે, આવ્યો ચિન્હ લઇ બળવાન. ૨૯
બુધે સર્વે કહ્યું રે, તું છું મનુતણો કુમાર;
સતીના શાપથી રે, તું તો થઇ પડી નૌતમ નાર. ૩૦
જુવતીએ જાણી વારતા રે, ત્યારે પામી પૂરો ખેદ;
બુધ સુર ઓળખ્યા રે, તેને વિનવિયા વદી વેદ. ૩૧
વરદાન તેણે આપિયું રે, જા નારી રૂપે તુંય;
અશ્વમેધ મખ કરચ જઇ રે, નર રૂપ પામીશ કહું હુંય. ૩૨
એમ કહી અંતર્ધાન થયા રે, ગઇ નારી ચાલી ઘેર;
સુત સાથે લઈ રે, જઇ કહી પિતાને પેર. ૩૩
સુત સુતા થઇ રે, તેનો સુત જોઇ તાત;
અતિશે રીઝિયા રે, વળી કહી શાપમોચનની વાત. ૩૪
દેવકૃપા અગાધ છે રે, વીર્યસ્ખલને થાય સુત;
સત્વર વૃદ્ધિ પામે સહી રે, એ તો સહુ અદ્ભુત. ૩૫
પછે સુદ્યુમ્ને નારી રૂપે રે, કર્યો અશ્વમેધ એક પ્રમાણ;
નારી ફીટી નર થયો રે, જેનાં સુરગણે કર્યાં વખાણ. ૩૬
પુરૂષત્વ પામ્યા પછે રે, થયાં તેને જે સંતાન;
તે સહુ વર્ણવી કહું રે, સુણ્ય ક્રૌષ્ટુકિ મુનિ મહાન. ૩૭
ઉત્કલ વિનય અને રે, ગયા ત્રણ પુત્ર ગુણવાન;
મહાવીર્યવાન થયા રે, મહાપૌરૂષવાન ને મતિમાન. ૩૮
અપાર યજ્ઞ સર્વે કર્યા રે, જીત્યા અરિગણ સર્વત્ર;
હવાં જે સુત રાજાતણા રે, તેનો વિભાગ વર્ણવું અત્ર. ૩૯
નર રૂપે સુત ત્રણ થયા રે, તે મા'ધર્મજ્ઞને મતિમાન;
સહુ પૃથ્વી અર્પી તેહને રે, જૈમ કહી ગયા શાસ્ત્ર મહાન. ૪૦

તે ભૂપતિ ભૂમિના થઇ રે, લાગ્યા ભોગવવા વિધવિધ ભોગ;
સુદ્યુમ્ન સ્ત્રી રૂપમાં રે, જે પુત્ર થયો નીરોગ. ૪૧
તેને શાસ્ત્રવિધિએ કરી રે, કાંઇ મળ્યો ન ભૂમિભાગ;
ત્રણ સુત કહે એ સહી રે, છે સુત બુધગ્રહનો મહાભાગ. ૪૨
સુદ્યુમ્ને સમજાવિયા રે, તોયે માને નહિ તે સુત;
વિરોધ મોટો થયો રે, ઉપન્યું નૃપને દુઃખ અદ્દભુત. ૪૩
એવે વસિષ્ઠ મુનિ આવિયા રે, તેમણે કર્યો ઘણો ઉપદેશ;
શાસ્ત્ર શોધી કરી રે, ત્રણ સુત સમજાવ્યા વરવેશ. ૪૪
વસિષ્ઠ વચનથકી રે, પ્રતિષ્ઠાન નગર નિર્ધાર;
પુરૂરવાને અર્પિયું રે, વળી ત્રણ ભ્રાતે લેઇ ધર્મવિચાર. ૪૫
એ સુંદર નગરે સહી રે, કરતો પુરૂરવા સુત રાજ્ય;
આવાં ઘણાંક ઘર મંડાવિયાં રે, તેને કે'વા મુનિ મહારાજ. ૪૬
પાછું જેણે છંડાવિયાં રે, શોધી શાસ્ત્ર પુરાણ વિચાર;
તેને પુર આણી કરી રે, ખેંચશે વૈતરણી નિર્ધાર. ૪૭
ઇતિ માર્કંડેય પુરાણમાં રે, પ્રાકૃતે વંશાનુક્રમ નામ;
એકાદશાધિકશતતમો રે, અધ્યાય થયો મહાધામ. ૪૮

વલણ.

મહાધામ ક્રૌષ્ટુકિ સુણ્ય તું, આગળ કરૂં વિસ્તાર રે;
મનુસુતકેરા ગુણગણકેરો, કોઇ ન પામે પાર રે. ૪૯

## કડવું ૧૮૨ મું.

### રાગ મારૂની દેશી ફેર.

માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ તુંય રે, સુણ્ય સર્પે કથા કહું હુંય રે;
સપ્તમા મનુનો પૃષધ્ર કુમાર રે, એકદા મૃગયાએ ગયો નિર્ધાર રે. ૧

---

૪૧ સુદ્યુમ્ન ઇ૦—સુદ્યુમ્ન સ્ત્રીરૂપમાં છતાં જે પુરૂરવા પુત્ર થયો હતો તેને કાંઈ ભાગ મળ્યો નહિ, એ ભાવ. ૪૮ વંશાનુક્રમ—રાજાઓના વંશનો અનુક્રમ.

વનમાં અટણ કર્યું અપાર રે, પણ કંઇ મળ્યો નહિ શિકાર રે;
ભમતો ભમતો ગયો તે જાણ રે, મનુષ્યવિનાના વને નિર્વાણ રે. ૨
તે વેરાન વનમાં ભટકી ભટકી રે, થાકયો પાકયો ને રહ્યો અટકી રે;
કિંતુ મૃગાદિક લાગ્યાં નવ હાથ રે, ઘણો તમ થયો સંજ્ઞાનાથ રે. ૩
ક્ષુધા તૃષાથી વ્યાકુળ કાય રે, અહીં તહીં અથડાઇ ગોથાં ખાય રે;
એવામાં તેણે જોઇ ત્યાંહી રે, અગ્નિહોત્રની હોમધેનુ જ્યાંહી રે. ૪
કામદુઘાસમી મહાસુંદર રે, અરધી દ્રુમ પૂઠે ઢંકાઇ મહાવર રે;
અરધી દેખાતી હતી તે ધેનુ રે, કંઇક વરાહરૂપ દેખાતું તેનું રે. ૫
તે પૃષધ્રે જોઇ જેણી વાર રે, બાણ સંધાન કર્યું નિરધાર રે;
માર્યું મિષોન્મિષમાં તેણે રે, જઇ ઝટ સુરભિ હણી જેણે રે. ૬
બાણે ભેદાયું હૃદય તેનું રે, પડ્યું પૃથ્વી પર કલેવર એનું રે;
જોઈ રક્ષક ગોપ જે હુતો રે, તેના મનમાં ભય અતિ ખુંત્યો રે, ૭
છાનોમાનો ગયો તે નાશી રે, જઇ દ્વિજસુતની કરી અતિ હાશી રે;
તારી હોમધેનુને મારી નાખી રે, આણ તારી અમે અતિ ભાખી રે. ૮
પણ માન્યું નવ કંઈ લેશ રે, એવો કોઇ મહામોટા નરેશ રે;
તે અગ્નિહોત્રી નો'તો ઘેર ત્યારે રે, સુત બાભ્રવ્ય મન વિચારે રે. ૯
મહાબ્રહ્મચારી તપસ્વી તેહ રે, ગયો ગોપવચને ધરી સંદેહ રે;
તે હોમધેનુ સ્વપિતાકેરી રે, જોઇ તરફડતી ન અનેરી રે. ૧૦
તત્કાળ ક્રોધામર્ષ તેને વ્યાપ્યો રે, કયે મૂઢે આ ધર્મ ઉથાપ્યો રે;
પરિસ્વેદનાં પાણીવડે રે, મલિન નેત્રેથી અગ્નિ પડે રે. ૧૧
થવો જાજવલ્યમાન અગ્નિ રૂપે રે, સહુ નાખી દીધું ડાહાપણ કૂપે રે;
એવો જોઇ ક્રોધી મહાવિપ્ર રે, તેને પૃષધ્ર નમિયો ક્ષિપ્ર રે. ૧૨

---

૩ સંજ્ઞાનાથ—પૃષધ્ર. ૬ મિષોન્મિષમાં—આંખ મીંચીને ઉઘાડવા જે ટલી વારમાં. ૧૦ ન ઇ૦—અનેરી (બીજી) નહિ—પોતાનીજ. ૧૧ પરિસ્વેદ—પરસેવો.

દ્વિજદેવ કરો કૃપાય રે, ભૂલ્યે હણાઇ તમારી ગાય રે;
બાભ્રવ્યે સાંભળ્યું નહિ તે વેણ રે, માન્યું કટુ સર્વે નૃપનું કે'ણ રે. ૧૩
પૃષધ્ર પણ ક્રોધાક્રાંત થાતો રે, શું આ મુનિ નથી લજાતો રે;
મુને ક્ષુધાતુર ન જુએ એહ રે, એમ બરબડતો મનમાં તેહ રે. ૧૪
પછે બોલ્યો બ્રાહ્મનપણે ચતુર રે, શૂદ્ર પેર ક્રોધ ધરો શું મહાવર રે;
ઉત્તમ કુળમાં થયા ઉત્પન્ન રે, ક્યમ શૂદ્ર જેવો ક્રોધ ધરો મહામન રે. ૧૫
તમો જેવો ધરોછો ક્રોધ રે, તેવો ક્ષત્રી વૈશ્ય ન ધારે બોધ રે;
દ્વિજનું ભૂષણ ક્ષમા ગુણ રે, શો પરવારવા બેઠા પુણ્ય રે. ૧૬
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ મુનિ રે, એવું વધ્યા અપરાધી રાજા અગુણી રે;
એમ કર્યો રાજાએ તિરસ્કાર રે, જે સહી શક્યો ન દ્વિજકુમાર રે. ૧૭
દીધો દુરાત્મા રાયને શાપ રે, તું શૂદ્ર થઇ જાજે આપ રે;
મારી તેં મારા ગુરૂની ગાય રે, વળી કહું બીજું શું શું થાય રે. ૧૮
તેં વેદાધ્યયન કર્યું હોય જેહ રે, તે નાશ થાઓ સહુ નિઃસંદેહ રે;
એ રીતે શાપ પામેલો રાય રે, તેણે અતિ દુઃખ પામ્યો મહાકાય રે. ૧૯
ક્રોધ વ્યાપ્યો તેના અંગમાંય રે, સામો શાપ દેવા લીધું જળ જ્યાંય રે;
પેલા બ્રહ્મપુત્રે રાજાનો નાશ રે, કરવા કરિયો ક્રોધ પ્રકાશ રે. ૨૦
એવામાં અગ્નિહોત્રી ઉતાવળો આવ્યો રે, જેહ તે દ્વિજનો પિતા કા'વ્યો રે;
તેણે આવી સુતને વાર્યો સાર રે, હે પુત્ર ક્ષમા ક્ષમા આ વાર રે. ૨૧
દ્વિજને શાંતિનો ગુણ જેહ રે, ઇહ પરલોકે તારે તેહ રે;
કોપ તપનો કરે છે નાશ રે, એ આયુષ્યહર્તા છે સર્વ પ્રકાશ રે. ૨૨
થાય નાશ ક્રોધાકેરૂં જ્ઞાન રે, ક્રોધીઅર્થભ્રંશ થાયે મહાન રે;
ક્રોધી પુરૂષ જે કે'વાય રે, ધર્માર્થ કામ ન તેથી ગ્રે'વાય રે. ૨૩
પુરૂષાર્થ સિદ્ધિ કરાય ન તેથી રે, સુલટું થાય ઉલટું એથી રે;

---

૨૨ ઇહ—અહિંયાં—આ લોકમાં. ૨૩ અર્થભ્રંશ—અર્થનો નાશ.

જાણી જોઇ જો રાજાએ સાર રે, ગોહત્યા કરી હોયે નિર્ધાર રે. ૨૪
તદપિ આત્માનું હિત વિચારી રે, તેને શાપ ન દેવો ધારી રે;
કરવી દયા તેના પર અપાર રે, હું સર્વે સત્ય કહું આ વાર રે. ૨૫
એવા રાયને દેવો જે શાપ રે, તે ક્યમ યોગ્ય ગણાયે બાપ રે!
એનું મન નિર્દોષ અતિ જાણ રે, સ્વહિત ઇચ્છી નડે બીજાને પ્રમાણ રે. ૨૬
તેવા મૂઢ જનપર દયા કરતા રે, સુત છે એવી મહાવરતા રે;
જો જ્ઞાની થઇ અજાણે કરેલા રે, અપરાધ પર દંડ ધરતા મરેલા રે. ૨૭
એવા જ્ઞાની કરતાં હું માનું સાર રે, સહસ્ત્રાવધિ અજ્ઞાની શુભ વિચાર રે;
હે સુત તારે આ નૃપને શાપ રે, દેવો ઘટતો નથી મારા બાપ રે. ૨૮
સ્વકર્મે કરી એ ગાય રે, મૃત્યુ સંકટે આવી પડી મહાકાય રે;
માર્કંડેય કહે પૃષધ્ર સુણી આમ રે, મુનિપુત્રને મસ્તક નમાવતો સ્વામ રે. ૨૯
કરી પ્રણામ પૂરેપૂરો રે, અતિથિભાવ ન રાખ્યો અધૂરો રે;
થયો અજાણે ગોવધ સાર રે, માટે દયા કરો મુનિકુમાર રે. ૩૦
મેં વરાહકેરી ભ્રાંતિએ ભાઇ રે, હણી હોમધેનુ સુખદાઇ રે;
કર્યો અવધ્યનો અજાણે ઘાત રે, માટે કૃપા કરો મુનિસૂનુ સાક્ષાત રે. ૩૧
ઋષિસુત કહે પૃષધ્ર રાજન રે, જન્મારંભથી જાણું ન અસત્ય વચન રે;
કદા તેવું ન બોલું હુંય રે, સર્વે સાંભળજે નૃપ તુંય રે. ૩૨
એમ હોવાથી નિર્વાણ રે, મારો ક્રોધ મિથ્યા ન થાય પ્રમાણ રે;
કિંતુ મેં દઇ દીધો જે શાપ રે, તેનું રજ ઓછું થાય ન માપ રે. ૩૩
અન્ય શાપ દેવાની કરતો હુંય રે, સર્વ સમજાઇ સમજ તુંય રે;
તે હવાં નહિ દેઉં શાપ અન્ય રે, એમ કહી ચાલવા માંડ્યો મહાધન્ય રે. ૩૪
પિતા પુત્રને લેઇ સાથ રે, ગયો આશ્રમે ઝાલી હાથ રે;

---

૨૬ સ્વહિત ઇ૦—જેઓ પોતાનું હિત ઇચ્છીને બીજાને નડે છે તેવા ઉપર પણ દયા કરવી ઇત્યાદિ. ૨૭ મી કડી સાથે અન્વય. ૨૭ મહાવરતા—મોટા પુરૂષોનું સારાપણું.

પૃષધ્રે કર્યો અતિ પ્રણામ રે, પણ તેનું ઉઘડાવ્યું ન તેણે નામ રે. ૩૫
પિતા પુત્ર ગયા પૂઠે જાણ રે, પૃષધ્ર નૃપ શૂદ્રપણું પામ્યો પ્રમાણ રે;
તેને થઇ ચિંતા અપરમપાર રે, પુરાણી કરજો કારણનો વિચાર રે. ૩૬
જો લાગે શૂદ્રપણાની મોટી વાત રે, તો નવ તેના અન્નની કરશો ખ્યાત રે;
મોદકને અન્નવડે રહે પ્રાણ રે, પ્રાતઃકાળે ઉભય વસ્તુ સમાન રે. ૩૭
એમ પ્રત્યક્ષ જોઇ દોષ રે, કેમ મૂઢમતિ ન થાય સંતોષ રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, પૃષધ્રોપાખ્યાને પ્રમાણે રે. ૩૮
દ્વાદશાધિકશતતમોધ્યાય રે, દ્વિજ ગુણગણ મનુવંશના ગાય રે.

વલણ.

ગુણગણ ગાયે મનુવંશના, દ્વિજ યથામતિએ આંહી રે;
પ્રેમાનંદ પ્રભુ કૃપા કરે તો, અતિ આનંદું મન માંહીં રે. ૩૯

---

## नाभागचरित्र.

### કડવું ૧૮૩ મું.

રાગ મારૂની ચાલ.

શ્રી ગુરૂ ગણપતિ કરો કૃપાય, નમન કરૂં ભારતી;
કરૂં મનોમય પૂજા કરી પ્રણામ, ઉતારૂં આઇ આરતી. ૧
શરણાગતની કરવી સાંય, વેદ એમ વદી ગયા;
માટે આઈ ધરૂં હું પ્રામ, કૃતારથ ઘણા થયા. ૨
કાલિદાસને થઇ પ્રસન્ન, સૂર્યવંશ તેણે કહ્યા;

---

૩૫ પણ ઇ૦—તું કોણ છે તે પણ તેને પૂછ્યું નહિ.

થયો મુજને તે અભિલાષ, અધૂરો ન જોઇએ રહ્યો. ૩
શશિનો અતિશે પ્રકાશ, જોઈ તારા ઝાંખા પડે;
પણ નવ નિવૃત્તિ પામે તેહ, સ્વપ્રકાશ સ્વપ્રકાશવડે. ૪
એ દષ્ટાંતે જાણજો સર્વ, રંચ ફેર નથી કંઇ;
યથામતિએ ગુણગાણુ ગાઉં, આઇ સાહ્ય કરો સહી. ૫
નમું કવિ સર્વને હુંય, નમું સહુ દેવને;
કરૂં હરિ ભકતને પ્રણામ, સાધું સમ્યક્ સેવને. ૬
કહે માર્કંડેય મુનિ જ્યાંય, ક્રૌષ્ટુકિ સાંભળે;
સૂર્યવંશ સુણો સુખદાય, પ્રાયશ્ચિતપૂર પરજળે. ૭
કરૂષપુત્ર કારૂષ કે'વાય, મહાશૂર શિરોમણિ;
જેની સંખ્યા સાતસે થાય, વંશાવળી જાય ન ગણી. ૮
એવો થયો તેનો વિસ્તાર, વર્ણનીય સર્વે હતા;
તેમાંથી જે જે જેને રૂચ્યો જાણ, કર્યા તેણે તે તો છતા. ૯
એમાંનું મારે કરવાનું નથી કાય, પડ્યે પંથે ચાલવું;
વર્ણવું દિષ્ટનો વંશ આંય, રહ્યું માર્કંડેય પ્રમાણે મા'લવું. ૧૦
દિષ્ટનો મહાપ્રતાપી પુત્ર, નાભાગ નામનો;
ભણિયો ચારે વેદ પ્રમાણ, શૂરો સર્વ ધામનો. ૧૧
અસ્ત્ર વિદ્યામાં એકકો તેહ, નહિ કોઈ તેના સમો;
કર્યા તેણે વેરી વશ નિર્ધાર, શ્રોતા ભાવે સુણો તમો. ૧૨
જોઇ સુત પરાક્રમ અપાર, પિતા પ્રસન્ન થતો;
થશે હઠિલો એવો વે'મ, વારંવાર તે પ્રતિ જતો. ૧૩

---

૪ કાલિદાસે સૂર્ય વંશનું (રઘુવંશ મહાકાવ્ય રૂપે) વર્ણન કર્યું છે અને તમે (પ્રેમાનંદ) પણ તેજ વર્ણવો છો ત્યારે તમે શું તેની બરોબરના છો? એમ કોઇ શંકા કરે તેના ખુલાસા માટે સવિનય કહે છે. શશિનો ૯૦—૨૫૯૮ છે.

અરિમત્યે કરવું એમ, એ કૃત્ય સાચા શૂરનું;
હઠિલાપણાનો જે અવગુણ, તે થશે ગુણ પૂરનું. ૧૪
કહ્યું પિતાએ તેને એક દિન, સુંદર સ્ત્રી સુત વરો;
નાભાગ બોલ્યો નહિ કાંઇ બોલ, થયો ઉઠી ત્યાંથી પરો. ૧૫
જાણી રાયે થોડે દિને વાત, મનગમતી પત્ની મળે;
ત્યારે એ પરણશે પ્રખ્યાત, અન્યથા હૈયું નવ હળે. ૧૬
નાભાગકેરો સર્વ સ્વભાવ, પિતાની જાણમાં;
તેથી તે બોલિયો નવ કાંઇ, રખે તૂટે તાણમાં. ૧૭
એવામાં એક દિનને સમાજોગ, નાભાગ નીકળ્યો પુરે;
એક વૈશ્ય મંદિરનીમાંય, નારી જોઇ તેહ શૂરે. ૧૮
જાણે બારી પાડી અભ્રની માંય, વિદ્યુત બેઠી આવી;
કે શચી ઇંદ્ર તજી આવી સાર, કે ઉમા લક્ષ્મી કા'વી. ૧૯
વામલોચનાનાં કટાક્ષ, જોઇ તડિત નભે રહી;
ભૃકુટિ કુટિલ કમાન, ઉપમા ધનુ વ્યર્થ કહી. ૨૦
મૃગનયની કેમ કે'વાય, જોઇ ચારૂ ચક્ષને;
ખંજન ઉપમા કેમ અપાય, ચપળતા ભૂલાવે દક્ષને. ૨૧
કહું કીરનાસિકા કયી પેર, રક્ત ને નીચી ઘણી;
જેના જેવી ન કાંઇ જણાય, તેહ કયમ જાયે ભણી. ૨૨
અધર જોઇને નિંદે સર્વ, પ્રવાળી મહાબળી;
બિંબફળની ગણના ન ગણાય, રહી રેખ ઉભય મળી. ૨૩
ચારૂ ચિંબુક ચતુરાનું જેહ, અનુપમ હડપચી;
ભાળ વિશાળ સૂર્ય સમાન, રહ્યા કંબુકંઠે હાર લચી. ૨૪
ચંદ્રમણિના કેટલા હાર, તેણે નીર નીકળી;

---

૧૯ અભ્ર— વાદળ. ૨૦ તડિત—વીજળી. નભે—આકાશમાં. કુટિલ—વાંકી.

બે નગ પાસે વનસ્પતિ કરી ઉત્પન્ન, ઊગી ન ઊગી સાંભળી. ૨૫
નહિ લીલો પીળો તેનો રંગ, ભૂરો ને ભુંખરો;
તેહ જણાયકે ન જણાય, ખાંતે વસે ખરખરો. ૨૬
તેહ પર્વત વધતા જાય, તેણે ભય બાળીને;
કર્યો અંગમાં અતિ ઉત્પન્ન, મોહ મે'ર ટાળીને. ૨૭
અલબેલી ઘેલી તેહ, પડતા પર્વત રાખવા;
ધરી દુકૂલની કાળી કંચુકી એક, જે દૈન્ય રહ્યું દાખવા. ૨૮
અતિ સૂક્ષ્મ કટિનો ભાગ, ભાર ગુરૂ ઝીલે ઘણો;
એવું અવનવું જોયું ત્યાંહી, તે માર સહે ક્ષુદ્રઘટીતણો. ૨૯
હસ્ત અંગુલિની ઉપમાય, ન અપાય કોઇને;
જોઇ જંઘાને રંભા જાણ, રહે ભવોભવ રોઇને. ૩૦
હારે પાદથકી મહાપદ્મ, પેસે જળ મધ્યે જઇ;
એવી સર્વાંગ સુંદરી નાર, જાયે વાણીએ કયમે કહી. ૩૧
તેવી નાભાગે જોઈ નાર, નારે જોયો તેહને;
કે લાગ્યાં કટાક્ષકેરાં બાણ, ઉપજ્યો મોહ દેહને. ૩૨
નાભાગે કહ્યું તું ઉતર નાર, ચાલ્ય મે'લ માહરે;
નારી કે' હુ પરસ્વાધીન, જુગો જુગ જાહરે. ૩૩
એટલો વાત થઇ જે વાર, એવે લોક ટોળે મળ્યા;
જોઈ નગરશેઠને દ્વાર ભૂપાળ, અલૌકિક જોવાને વળ્યા. ૩૪

---

૨૫ ચંદ્રમણિ ઇ૦—ચંદ્રના દર્શનથી ચંદ્રકાંત મણિમાંથી પાણી ઝમેછે એવી કવિઓની કથની છે. આ સ્ત્રીના કંઠમાં ચંદ્રકાંત મણિના હાર હતા તેમાંથી તેના મુખચંદ્રના દર્શનથી પાણી વહ્યું અને બે રતન રૂપી નગ(પર્વત) પાસે વનસ્પતિ (રોમાવળી) જે ઉગી કે ન ઉગી—આછી સાંભળી છે, તેવી ઉત્પન્ન કરી. રૂપક અને ઉત્પ્રેક્ષા. ૨૬ પર્વતનો રંગ વર્ણ્યો છે: નહિ ઇ૦—સ્પષ્ટ છે. ૨૭ કર્યો-ભય ઉત્પન્ન કર્યો (તે પડી જશે કે શું એવો). મેર-મેરૂ (મોહ રૂપી). ૨૯ ક્ષુદ્રઘંટી—ઘુઘરીઓ. ૩૦ રંભા—કેળ.

નાભાગે વિચારી વાત, કારજ કથળી જશે;
અતનુએ આકર્ષ્યું ચિત્ત, હુસારત અહીંઆં થશે. ૩૫
એમ વિચારી મૂકયો નિઃશ્વાસ, હવાં હું શુંય કરૂં;
આવે નારી કેઇ પેર ઘેર, એવું ધ્યાન માને શુંય ધરૂં. ૩૬
નવ સૂઝે એક ઉપાય, કન્યા નવ થાયે પરી;
લોકમેદિની મળે અપાર, તે કરે વાતો કાન ધરી. ૩૭
એવે સુઝી રાયને એક વાત, જાઉં એના પિતર કને;
માગું મારે માટે કન્યાય, જે ના નવ કહે મને. ૩૮
બીજો સૂઝયો ન એક ઉપાય, તદા તેણે તેમ કર્યું;
જઇ નગરશેઠને મળિયો તેહ, વેણ તેણે શું ઉચર્યું. ૨૯

વલણ.

વેણ તેણે શું ઉચર્યું, તે કહું યથામતિ હુંય રે;
માર્કંડેય કહે હે ક્રૌષ્ટુકિ, સુણય એકે ચિત્તે તુંય રે. ૪૦

## કડવું ૧૮૪ મું.

### રાગ સારંગની દેશી.

વાત વિચારી વૈશ્યની પાસે, નાભાગ જાતો જાણ રે;
કામે કરી જેની કાયા કંપી રહી, પૂર્ણ વેંધાયલો પંચબાણ[1] રે. ૧
શેઠ કયહાં છે શેઠ કયહાં છે, એમ વદતો મુખ વાણ રે;
તેના અંતઃપુરમાં ગયો તે પેશી, મળ્યો વણિકને નિર્વાણ રે. ૨
રાયસુતને ઘેર આવેલો જોઇ, અતિ કર્યો આદરસત્કાર રે;
પછે હસ્ત જોડી ઉભો રહ્યો સન્મુખ, કાંઇ આજ્ઞા કરો આવાર રે. ૩
નાભાગ કે' તારી જે પુત્રી, તે મુજને પરણાવ્ય રે;

---

૧ પંચબાણ—પંચબાણે (કામે).

એટલું હિત કરી તું મારૂં, ભાવ ભલો ભજાવ્ય રે. ૪
વૈશ્યે વિચાર્યું કામે કરી આની, મનોવૃત્તિ નથી હાથ રે;
જો તેનું મન દૂભાએ તો, દૂભાએ દિષ્ટ નરનાથ રે. ૫
એમ ભયકેરા ભણકાર તેને, ચોદિશ વાગવા લાગ્યા રે;
સુખના દિન વણિકે મનથી, તે દિને તો ત્યાગ્યા રે. ૬
ડાહી માનો દિકરો તે કા'વે, બોલ્યો વિચારી વાત રે;
હસ્ત જોડી વિનયપૂર્વક કે', અહો રાજપુત્ર તમે પ્રખ્યાત રે. ૭
તમારા પિતા પૃથ્વીપતિ કા'વે, વળી થશો દેવ તમે તેવા રે;
તમો મહારાજા પૃથ્વીપતિ કા'વો, અમો રંક વણિક લેખામાં કે'વા રે. ૮
તમારા સેવક થઇ અમો આપું, કર જેવો તમો ભાખો રે;
તમારી અમારી સમાનતા ક્યાંહી, લોક નિંદે તમે કર્યો શાખો રે. ૯
અમારી તમારી સમાનતા નહિ, તો ક્યમ વિચાર સૂઝ્યો એવો રે;
સમોવડિયાશુ સંબંધ કરવો, જો લા'વો લાખેણો લેવો રે. ૧૦
આ વાત આપને કેમ રૂચે તે, હું જાણું નહિ તલભાર રે;
એમ કહી હસ્ત જોડી તે ઊભો, નાભાગને નમી વારંવાર રે. ૧૧
રાજકુંવર કે' વૈશ્ય સાંભળો, જે તમે જણાવી વાત રે;
નરદેહની સમતા કરી કામે, વળી મોહાદિકે પ્રખ્યાત રે. ૧૨
તોયે કાળ પ્રાપ્ત થયેથી જાણો, કામાદિક નરદેહે જોડાય રે;
એમ થાય ત્યારે તેના કે, તેનાથી ભિન્ન જાતિમાંય રે. ૧૩
જે ઉત્પન્ન થયેલી સ્ત્રીજાતિ, તેમના કામાદિકે પરસ્પર જાણ રે;
ઉપકાર કરનાર થઇ પડે છે, એવું મતિમાન વદી ગયા પ્રમાણ રે. ૧૪
એ પેરે કાળે કરી જાણો, અયોગ્ય પદારથ થાય યોગ્ય રે;

---

૧૨ નરદેહ ઈ૦—અર્થાત્ કામ, મોહ, વગેરે વિકારો સર્વને સમાન છે માટે મનુષ્ય દેહરૂપે તો સર્વે સમાન છેજ.

યોગ્ય પદાર્થ અયોગ્યતાને પામે, અભોગ્ય પદાર્થ થાય ભોગ્ય રે. ૧૫
એ પેરે વિચાર કરતાં, દર્શે યોગ્યાયોગ્યતા કાળાધીન રે;
ઇચ્છિત ભોજન પાનથકી જે, શરીર અતિશે થાય પીન રે. ૧૬
તેહ શરીર કાળે કરી જાણો, તેવાં ને તેવાં ભોજનાદિકે પ્રમાણ રે;
શુષ્ક થઇ જતાં જોઇએ જાતે, તમે સર્વ વાતમાં છો સુજાણ રે. ૧૭
એ પેરે સમજી સહુ સાચું, જે તમારી પુત્રી કા'વે રે;
તે અતિશે મુજને પ્રિય છે માટે, અર્પતાં અડચણ નવ આવે રે. ૧૮
જો તારી પુત્રી તું નહિ આપે તો, આ જો કાયા મારી કંપે રે;
અધુના કામાગ્નિએ બળી જશે તે, લાગ્યું ચિત્ત કન્યાકુસુમ ચંપે રે. ૧૯
વૈશ્ય વિચારી વળી વદ્યો વાણી, અમે છીએ પરસ્વાધીન નાભાગ રે;
તું કહીશ કોના તો તે ગણી બતાવું, નૃપ ન્યાતિતણા મહાભાગ રે. ૨૦
એ બંધનમાં અમે છું જેવા, તેવા તમે છો પરતંત્ર રે;
માટે એક ઉપાય કરો તમે આજે, જેમ ઉભય થઇએ સ્વતંત્ર રે. ૨૧
આપના પિતાની આજ્ઞા લાવો જઇ, એટલે હું પુત્રી પરણાવું મારી રે;
એમ વદી હસ્ત જોડી તે ઊભો, વળી નાભાગે વાત વિચારી રે. ૨૨
રાજપુત્ર કહે વૈશ્યને ત્યારે, ગુરૂઆજ્ઞામાં વર્તનાર જેહ રે;
સર્વ કાર્યમાં ગુરૂઆજ્ઞા લેવી, એ વાત છે નિઃસંદેહ રે. ૨૩
કિંતુ આવા કાર્યમાં ગુરૂ જનને કાંઇ, બોલવા જેવું નથી હોતું રે;
કામદેવની કથા ક્યાંહાં ને, ક્યાંહાં ગુરૂજન સેવા જો તું રે. ૨૪
એ પરસ્પરનો મેળ ન બેસે, પૂછવા ન જવાય એહ રે.
જે પૂછવા જેવું હશે તેમને તે, પૂછીશું જઇ તેહ રે. ૨૫
વૈશ્ય કહે સાચું કહો સ્વામી, આપને કામકથાની છે વાત રે;
માટે તેમને ન પૂછશો તમે કાંઈ, હું કરીશ તમ પિતાકને વિખ્યાત રે.૨૬
એનું કારણ છે એવું કુંવર જી, મારે કંઇ નથી કામકથાની વાત રે;

તેણે કરી મારે પૂછવું જોઇએ, એ સર્વ મેં સત્ય કહ્યું સાક્ષાત રે. ૨૭
માર્કંડેય કહે સાંભળી એવું તે, નિરૂત્તર થયો ત્યાંય રે;
કામ જઇ ક્રોધ વશ્યો કાયામાં, વળી ઘણું અમુઝાયો મનમાંય રે. ૨૮
વૈશ્યે સુતાને આજ્ઞા કરી જઇ, જ્યમ ત્યમ એને પાછો વાળ રે;
પુરપતિને કહીશું સર્વે, અધુના આ સાલને ટાળ રે. ૨૯
વૈશ્યપુત્રી રાયસુતને કે'તી, ક્રોધ કરો શું આમ રે;
ઉતાવળે આંબા નવ પાકે, ધરો મનમાં મોટી મામ રે; ૩૦
વળી કટાક્ષમાં કહ્યું કામિનીએ, તું થઇ ચૂક્યો મારો સ્વામ રે;
અધુના લોક મળ્યા છે ટોળે, માટે જાઓ જાઓ તમારે ધામ રે. ૩૧
મહાહઠિલા હોય તથાપિ, થાય કામથી કામિનીના દાસ રે;
પાળેલા મર્કટપેરે નાચે છે, એવું મોટું કામ ધામ રે! ૩૨
વૈશ્યને પ્રણામ કરીને વળિયો, નીકળ્યો મંદિરમાંથી બહાર રે;
લોક અરાપરા થઈ જાતા, વાત વાયે ચાલી પુર મોઝાર રે. ૩૩
રાજકુંવર મંદિરમાં જાતો, પડતી એવે રાત રે;
કારમાં કામ બાણ લેઇ આવ્યો, કામીનો કરવા ઘાત રે. ૩૪
કંઇ હૃદય વિષે કંઇ ચક્ષવિષે, માર્યાં કર્ણમાં બાણ રે;
ગુહ્ય સ્થળનાં પુરાણી ગણાવે, દ્વિજજન જાણે ન એનું પ્રમાણ રે. ૩૫
એમ તલપાપડ નૃપનો સુત કીધો, કામે તાલાવેલી લગાડી રે;
પ્રભાત પ્રભાત ઝંખ્યા કરે તે, ફરે સેજની અગાડી પછાડી રે. ૩૬
એવા દુ:ખમાં તેની રાત ગઇ સહુ, એવે થાતો પ્રભાત રે;
વૈશ્ય મળ્યો જઇ રાયને પે'લો, તેહ સર્વ વિસ્તારૂં હું વાત રે. ૩૭

વલણ.

વિસ્તારૂં હું વાત વેગે, સુણો શ્રોતા વક્તા જન રે;
રાજીવલોચન રામકૃપાએ, કહું નાભાગ ચરિત્ર પાવન રે. ૩૮

## કડવું ૧૮૫ મું.

### રાગ કેદારો.

માર્કંડેય કહે સુણ્ય મુનીશ, ગઇ દુઃખરાત્રિ ને ઊગ્યો દીશ;
હવાં વશાવીશ કારજ થશે આપણું રે. ૧

### ઢાળ.

આપણું કારજ થશે એમ, વિચારી દિષ્ટકુમાર;
રાયને મળવા ચાલિયો, તવ ત્યાં દીઠો વૈશ્ય તે વાર. ૨
તેમની થતી વાતો સાંભળી, ઊભો રહ્યો તે બા'ર;
વૈશ્ય નમી નૃપને કહેતો, સુત તમારો ગુણભંડાર. ૩
તે અજ્ઞાન એવી મારી સુતાનો, વિવાહ કરવા ધારે;
સર્વ વૃત્તાંત માંડી કહ્યું વળી, વદો કરવું શું નૃપ મારે. ૪
એ વાત સુણી રાયે જદા, તેડાવિયા દ્વિજરાજ;
નાભાગનો સ્વભાવ તેને, હતો વિદિત ને સહુ કાજ. ૫
તેણે સત્વર આચાર્ય તેડિયા, ઋચીકાદિક મહાન;
નાભાગને પણ ત્યાંહી તેડ્યો, તે આવી બેઠો મતિમાન. ૬
પછે રાયે દ્વિજને સહુ, માંડી કહી થઇ વાત;
કૃપા કરી કહો ઋષિ સર્વે, હવાં કરવું શું પ્રખ્યાત. ૭
ઋચીકાદિ ઋષિઓ વધા ત્યારે, જોઇ ધર્મશાસ્ત્ર પુરાણ;
હે રાજકુંવર જો પ્રીતિ તારી, હોય વૈશ્ય સુતાપર પ્રમાણ. ૮
તો તેમ કરતાં બાધ નથી કંઇ, એ ધર્મ છે નાભાગ;
કિંતુ ન્યાયપૂર્વક થાય તો, કે'વાય ધર્મ મહાભાગ. ૯
અભિષિક્ત થયેલા રાયકેરી, કોઇ સુતા સુંદર હોય;

તેની સાથે લગ્ન તારે, પૂર્વ કરવું સોય. ૧૦
પછે વૈશ્યની સુતા જે છે, તે થઇ શકે તારી નાર;
એ રીતે શાસ્ત્રો કહે છે, તું સુણ્ય ગુણભંડાર. ૧૧
એમ આચરી વૈશ્ય સુતાની સાથે, તું ભોગવ્ય ભાવતા ભોગ;
અન્યથા આચરણ કરતાં, જળવાય નહિ નૃપ જોગ. ૧૨
ક્ષત્રિય જાતિની ઉત્તમતા જે, અન્યથાચરણે થાયે નાશ;
માટે એ પેર ધર્માચારી થઇને, પછે જાઓ વણિકકન્યા પાસ. ૧૩
નાભાગ કે' એ વાત ખોટી, હોય એક મેનમાં બે તરવાર ?
મન એકમાં બે નાર કેઇ વિધ, વસે ભૂસુર સાર. ૧૪
પાધરો છે પ્રેમકેરો, નેમ મુનિનરનાથ;
એક સ્થળનો વાસી થાયે, ન જોડાય બીજા સાથ. ૧૫
જોડાય જો બીજાથકી તો, થાય પૂર્વકેરો હ્રાસ;
એમ ક્ષણે ક્ષણે વિરોધ આવે, એવો કર્યો ધર્મ ક્યાંથી પ્રકાશ ? ૧૬
હવાં સુણવી નવ વાત મારે, કોઇની તો આજ;
એમ કહી તે નૃપ કનેથી, ઉઠી ગયો તજી કાજ. ૧૭
મહામુનિને પિતાકેરો, કર્યો વચન અનાદર ઘણો;
પછે રીસાઇ ગયો મે'લમાં તે, ક્રોધાક્રાંત જાય ન ભણ્યો. ૧૮
તેને વાત એક ન ઊકલે, કાંઇ થાય ન દૃઢ વિચાર;
પછે મન સાથ નિશ્ચય કરી તે, નીકળ્યો ગૃહથી બા'ર. ૧૯
ખડ્ગ લીધું હાથમાં, કરી ઉઘાડું સાર;
તે વૈશ્યને ઘેર ગયો ચાલી, કર્યો મુખે આમ ઉચ્ચાર. ૨૦

---

૧૦ અભિષિક્ત થયેલા — રાજ્યનો અભિષેક જેને થયો હોય એવા. ૧૩ અન્યથાચરણે—જૂદા પ્રકારનું આચરણ કરવાથી. ૧૬ હ્રાસ —ઘટાડો.

રાક્ષસવિવાહે કરી આ હું, વૈશ્યકન્યાને ગ્રહું;
જેનું બળ હોય તે દર્શાવી મુજને, આને છોડાવજો મુખે કહું. ૨૧
એ વાત સાંભળી રાજદ્વારથી, વણિક આવ્યો ધસમસ્યો;
ખડગકરમાં ધરી કન્યા, જોઇ ભય તેને વસ્યો. ૨૨
વણિક કહે કંઇ ધર્મ આચર, અધર્મી કાં થાય;
કન્યાકેરી ઇચ્છા નહિ તેને, તું લેઇ શે નૃપ જાય! ૨૩
નાભાગ કે' રાક્ષસવિવાહે—કરી વરૂં કન્યા હુંય;
એની ઇચ્છા ન હોય તોયે એ છે, ધર્મ સાંભળ્ય તુંય. ૨૪
ઘણા ધર્મજ્ઞ ભૂપતિએ, આચાર્યો એ પંથ;
તારી કન્યાએ તો ગણ્યો મુજને, હે વૈશ્ય કોડીલો કંથ. ૨૫
એમ કહી તે ચાલી નીકળ્યો, ગયો પુરથી બા'ર;
રમ્ય ઉદ્યાને જઇ ઊતર્યો, સાથે લેઇ નૌતમ નાર. ૨૬
પ્રેમપ્રીતિ ઉભયકેરી, મંદમતિથી શું વર્ણાય!
મહામનહર મંદિર વિષે તે, જોઇ અન્યોન્ય સુખી થાય. ૨૭
હવાં તે વણિકકન્યાતણો પિતા, જોઇ એવું જાત;
પોકારકરતો ગયો દોડી, જ્યાં હતો દિષ્ટ નૃપ પ્રખ્યાત. ૨૮
હે મહારાય વૈશ્ય હું શરણ આવ્યો, મારૂં કરો રક્ષણ આજ;
મારી સુતાને લેઇ ગયો નાશી, તમ સુત નાભાગ હે મહારાજ. ૨૯
હસ્તમાંહે ખડ્ગ ધરિયું, કરી ઉઘાડું જાણ;
હું વરૂં રાક્ષસવિવાહે એમ, વારંવાર વદિયો વાણ. ૩૦
બળ હોય તે મૂકાવી જાયે, કન્યા ગ્રહી મેં હાથ;
અમે વણિક શું કરીએ કહો, રહીએ શરણ ભૂમિનાથ. ૩૧
ધર્મરાજ્યમાં અધર્મ આવો, વણિક ઉપર થાય;
સુતા સતી હરી જાય મારી, નૃપ ગુણ તમારા કોણ ગાય. ૩૨
તમારા સુતને આપવા હું, કન્યા કરત તૈયાર;

મેં ના નથી કહી આપ પાસે, આ તો બરજોરીનો વ્યાપાર. ૩૩
હાય શું કરૂં હું કયમ રહું હું, ક્યાં વસુ દીનદયાળ;
મારી સુતા લેઈ સટકી ગયો કંઈ, એમ કહી રૂદન કરે તે કાળ. ૩૪
દિષ્ટને અતિ કોપ ચઢિયો, અરે મુત ચંડાળ;
શું નગરશેઠની હરી તેં, જોઈ સુંદરાંગી બાળ. ૩૫
વચન મારૂં માન્યું નહિ તેં, નવ ધર્મ ધાર્યો ધ્યાન;
કરી સેનાપતિને આગન્યા, સહુ સેન કરો સાવધાન. ૩૬
ધર્મદૂષક નાભાગને જઈ, હણો જોતા માંય;
એ મારો પુત્ર એવું જે વિચારે, તેને હણું હું આંય. ૩૭
નૃપની આજ્ઞા સાંભળી, મહાકોપવાળી જેહ;
સેન સજ કરી સેનપતિ જે, ચઢ્યો કુંવર પર તેહ. ૩૮
અસંખ્ય હસ્તિ અશ્વ ચઢિયા, પાળાતણો નહિ પાર;
નાભાગને એક મારવો, તેમાં શા વેદ ભણવા સાર. ૩૯
ઉત્સાહ એવો સર્વને, કડીધીન ગરજી નોબત ત્યાંય;
શસ્ત્ર સાહી સુભટ થઇને, ગયું સેન કુંવર જ્યાંય. ૪૦
ઉદ્યાનને રોકી રહ્યું તે, કરી અસ્ત્ર શસ્ત્રના ચળકાટ;
હાં મારીએ સંહારીએ, ઘડે વિવિધ એવા ઘાટ. ૪૧
કામ રૂપ લેઇ કામિનીસહ, કરતો વિહાર;
તેણે સેન જોઇ સામટી, વળી ધરો ધરોતણા ઉચ્ચાર. ૪૨
પત્નીને કે' બેશ તું અહીં, હું જોઉં આવે કોણ;
મારી સાથે યુદ્ધ કરવા, કોણ ધરે ઇચ્છા આણ. ૪૩
એમ કહીને બાણ લીધું, કર્યો ગર્જીને સિંહનાદ;
તવ સેનાપતિએ શંખ પૂર્યો, વળી કર્યો સૈનિકે શરવો સાદ. ૪૪
સેનાપતિ કે' મૂઢ તું, થયો અધર્મી દુષ્ટ;
આણ ન માની પિતાકેરી, તો કર્ય યુદ્ધે મને સંતુષ્ટ. ૪૫

ક્ષત્રિય જાતિ તજી તેં તો, થયો વૈશ્ય જાતે તુંય;
તેણે યુદ્ધ રીતિ ભૂલિયો તું, કહું ઝાઝું શુંય. ૪૬
એમ કહીને બાણ તાણ્યું, હાણ કરવા કાજ;
નાભાગ મન વિચારતો, મારે કથાળવું નવ કાજ. ૪૭
મુજ પિતાકેરા સૈન્યને, વા સૈન્યપતિને હુંય;
હણું તેમાં પરાક્રમ કશું, શૂરત્વ એમાં શુંય. ૪૮
અસ્ત્રવિદ્યા શિખીઓ હું, ગુરૂ પાસે જેહ;
આજ કરૂં ઉપયોગ તેનો, જયમ કોની હણાએ નવ દેહ. ૪૯
એમ વિચારી મોહાસ્ત્ર લીધું, નૃપકુંવરે નિર્વાણ;
તે મંત્ર યુક્ત કરી માર્યું, સત્વર મોહ્યા સહુના પ્રાણ. ૫૦
સેનાપતિ ને સૈન્ય સઘળું, હય હસ્તિ રથ વિશાળ;
સાર્થી ભાથી રથી મોહ્યા, સહુ પડયા ભૂમિમાં તતકાળ. ૫૧
એમ વિજય કરીને આવિયો તે, વૈશ્યકન્યા પાસે;
વરાંગીશું વિહાર કરતો, વિધવિધ હાસવિલાસે. ૫૨
પડયું સેન એવી વારતા, દિષ્ટ નૃપે સુણી કાન;
વૈશ્ય હાયવરાળ કરતો, અધર્મનો જય થશે રાજાન. ૫૩
હવાં કેમ વસશું પુર તારે, શું કરીશું નરદેવ;
તેની આસનાવાસના કરી રાય ચઢિયો, સુત ઉપરે તતખેવ. ૫૪
અસંખ્ય સેના સાથ લીધી, ધર્યું કૃતાંત કોપ સ્વરૂપ;
હાં હણું સુતને વાર શી છે, એમ ચાલ્યો વદતો ભૂપ. ૫૫
એની વાત કંઇ સુણવી નહિ, હણતાં ન કરવી વાર;
એમ વદી સહુ સેન સોંઢો, નૃપ આવિયો ઉદ્યાન મોઝાર. ૫૬

---

૫૨ વરાંગી—સુંદરી. ૫૫ કૃતાંત કોપ સ્વરૂપ—પ્રાણી માત્રનો અંત કરનારા કાળના જેવું ક્રોધવાળું સ્વરૂપ.

નાભાગે મનમાં વિચાર્યું, આવ્યા પિતા કરવા સંગ્રામ;
સકળ સૈન્ય તેમની સાથ છે, મુજપર ધર્યો કોપ ઉદ્દામ. ૫૭
અધર્માચારી હું થયો તેણે, ચઢ્યો પિતાને ક્રોધ;
મુજશુ યુદ્ધ કરવા આવિયા ને, મેં ગ્રહ્યો ન એમનો બોધ. ૫૮
ચિંતા નહિ કશી વાતની, કરવું યુદ્ધ મારે આજ;
ક્ષત્રિયકેરો ધર્મ છે એ, ઘણા લઢ્યા પુત્રમહારાજ. ૫૯
એમ કહી તેણે બાણ મૂક્યાં, ઉભય એકીવાર;
તેણે દિષ્ટને જઇ કર્યો ઝટ, પાયેપડી નમસ્કાર. ૬૦
તે કશા ઉપર નવ તેણે, લક્ષ્ય દીધું જાણ;
નાભાગકેરો પ્રાણ લેવા, ઝટ મારિયું એક બાણ. ૬૧
કે અસંખ્યાત શરવૃષ્ટિ થાતી, નાભાગપર નિરવાણ;
તે અસ્ત્રને અસ્ત્રે સમાવે, નાભાગસુત સુજાણ. ૬૨
વળી મોહાસ્ત્ર મૂકી અન્યને, મોહ પ્રગટાવિયો તે કાળ;
દિષ્ટે અસ્ત્ર તે સંહર્યું, વળી માર્યું બાણ એક કરાળ. ૬૩
એમ મોહાસ્ત્રકેરો નાશ થાતાં, સહુ સેના ઊઠી ત્યાંય;
સહુ મારો મારો ઉચ્ચરે મુખ, ઊભો નાભાગ એકલો જ્યાંય. ૬૪
વળી તેણે મોહાસ્ત્ર મારી, સૂવાડી સેના સર્વ;
એક બાણેથી પિતાકેરૂં, ધનુષ્ય કાપિયું કરી ગર્વ. ૬૫
પંચ પ્રધાન પૂરા કર્યા, જે રણપંડિત મહાન;
દિષ્ટે ધનુષ્ય બીજું ગ્રહ્યું, તે સુત કાપતો મતિમાન. ૬૬
એમ અનેક તેણે ધનુષ્ય લીધાં, અનેક કાપિયાં નાભાગ;
ત્યાં પિતા કરતાં પુત્ર વાધ્યો, રણાંગણ વિષે મહાભાગ. ૬૭
સમય એવો જોઇને, આકાશમાંથી મુનિદેવ;

---

૬૭ રણાંગણ—સંગ્રામભૂમિ.

નારદજી પધારિયા ત્યાં, મળ્યા રાયને તતખેવ. ૬૮
કે'વા લાગ્યા તેને મુનિ, પામ્ય સંગ્રામથકી વિરામ;
તારા જેવા માહાત્માતણા સુતનો, આ વિપરિત ધર્મ છે આમ. ૬૯
તેમ હે નૃપ જે કરવું તારે, વૈશ્ય સાથે યુદ્ધ;
એ છે ધરામાં અધર્મ મોટો, જો વિચારી તું બુદ્ધ. ૭૦
બ્રાહ્મણ પ્રથમ બ્રાહ્મણી સાથે, કરે વિવાહ પ્રમાણ;
અન્ય વર્ણની ગ્રહે પછી તે, સારી નારી સુજાણ. ૭૧
બ્રાહ્મણત્વથકી નવ તોજ તે, હીન થાય નરદેવ;
ક્ષત્રિય પાણ પૂર્વે કરે, ક્ષત્રી સુતાકેરી સેવ. ૭૨
પછે વૈશ્યની કે શૂદ્રની, કન્યા ગ્રહણ થાયે સાર;
એમ કરતાં નવ અધર્મ થાયે, સુણ્ય દિષ્ટ તું નિર્ધાર. ૭૩
વૈશ્યે પ્રથમ વૈશ્યકન્યાનું, કરવું પાણિગ્રહણ;
પછે પુત્રી રૂચી શૂદ્રકેરી, તો તેનું કરાએ ધારણ. ૭૪
તે નવ નીકળે વૈશ્યકુળથી, એવે ક્રમે ન્યાય કે'વાય;
પણ હે નૃપ બ્રાહ્મણ ક્ષત્રિય કે, વર વૈશ્ય શુભ વખાણાય. ૭૫
તે સહુએ સવર્ણકન્યા, પ્રથમ પરણવી પ્રમાણ;
જો એમ નવ કરે તો જાતિ ભ્રષ્ટજ, તે થાય છે અજાણ. ૭૬
સવર્ણકેરી કન્યકાનો, જોગ થયો નવ જાણ;
છતાં હીન જાતિની ગ્રહે કન્યા, તે તે જાતિનો થાય નિર્વાણ. ૭૭
એવું છે માટે તુજ મંદબુદ્ધિ સુત, વૈશ્યપણું પામ્યો સાર;
તું ક્ષત્રિય સાથે નથી એનો, યુદ્ધ કરવાતણો અધિકાર. ૭૮
વળી એનું કારણ કંઇક છે, જે અમે જાણીએ સર્વ;
માટે યુદ્ધથી નિવૃત્ત થાઓ, તજી તન મનનો ગર્વ. ૭૯

---

૭૦ બુદ્ધ—બુદ્ધિમાં. ૭૯ નિવૃત્ત થાઓ—અટકો.

એણે અધર્મ કંઈ નથી આચર્યો, જે જાણશે તું ને જાત;
માટે નિવૃત્તિ પામી ઘેર જાઓ, છે સુત શૂરવીર સાક્ષાત. ૮૦
નારદકેરૂં વચન એવું, સુણી રીઝ્યો રાય;
સંગ્રામથી નિવૃત્તિ પામી, નૃપસેના ઉઠાડી જાય. ૮૧
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નાભાગચરિતે નિર્વાણ;
ત્રયોદશાધિકશતતમોધ્યાય પૂરણ, થયો પુરાણીકાજ પ્રમાણ. ૮૨

વલણ.

પુરાણીકાજ પ્રમાણ કીધો, જેમાં સવર્ણાવર્ણી નાર રે;
કરે પુરાણીજન શાસ્ત્રપ્રમાણે, શૂદ્ર વૈશ્ય ઘેર નિર્ધાર રે. ૮૩

## કડવું ૧૮૬ મું.

રાગ સામેરી.

માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ્ય, એમ નારદ સમજાવ્યો મહાપુણ્ય;
તે ગયો પુત્રશુ મૂકી સંગ્રામ, તવ નારદ રીઝ્યા મહાનામ. ૧
ગયા નાભાગ પાસે ચાલી, નમ્યો દેવર્ષિ તે ભાળી;
નારદ કે' સુણ્ય નાભાગ તુંય, સર્વ દેવના વતી કહું હુંય. ૨
જો તું ઉથાપીશ પિતાની આજ્ઞાય, તો તારી પડશે નરકમાં કાય;
એનો ઉપાય થશે ન એક, માટે તનમનથી કરજે વિવેક. ૩
બીજું કાંઇ કહું નહિ હુંય, થોડે ઘણું સમજજે તુંય;
એમ કહી મુનિ હવા અંતર્ધાન, જઇ મળ્યો વૈશ્યકન્યાને તે મહાન. ૪
કન્યાએ કુંવરની કીર્ત્તિ કથી, મળ્યું નવનીત મુને સર્વથી;
કર્યો તમે મહાસૈન્યનો પરાજય, થયો પિતાપાસે તમારો ઉદય. ૫

---

૮૩ સવર્ણા—પોતાની જાતિની. વર્ણી—વર્ણી છે. ૫ નવનીત—માખણ. અર્થાત્ સારરૂપ નાભાગ.

હારી ગયા ઘેર તે ચાલી, એમ મહિલા વદતી મા'લી;
તેને નાભાગ કે'તો આમ, મુનિ નારદે મૂકાવી મામ. ૬
નહિ તો મારા પિતા મહાસમર્થ, જ્યાં રંચ સરે ન મારો અર્થ;
મુને કહી ગયા નારદ મુન્ય, તું પાળ્ય પિતાઆજ્ઞા મહાપુણ્ય. ૭
માટે કાલે જઇ પિતાને મળવું, જે તે કહે તે મારે સાંભળવું;
એમ કહીને બેઠા તેહ, વાધ્યો પરસ્પરમાં અતિ નેહ. ૮
પછે તે વર્યો રાક્ષસવિવાહે કન્યા, જેહ થઇ ગયો ધરણીતળમાં ધન્યા;
ઉદ્યાનમાં રમ્યો રામાની સાથે, હર્યો ફર્યો સાથે ઝાલી હાથે; ૯
કર્યા વિવિધ રંગ વિલાસ, કન્યાએ કરી કામકેલિ પ્રકાશ;
એમ સુખ ભોગમાં વીતી રાત, પ્રગટયો પ્રભાકર ને થયો પ્રભાત. ૧૦
વૈશ્યપણું પામ્યો તે રાય, મન વિચાર વણિકજાતિના થાય;
તદા તેણે વિચારી એક મતિ, મુને કહી ગયા શું નારદયતિ. ૧૧
મારે પાળવી પિતાની આજ્ઞા સત્ય, જે તે કહે તે કરવું મારે કૃત્ય;
ઉદરકાજ કરવો જોઇએ ઉદ્યોગ, નહિ તો આ દેહ રહે ન આરોગ્ય. ૧૨
બીજાને રાજ્યે જઇ ન રે'વાય, એથી બાપનું ખોટું કે'વાય;
એમ વિચારી સર્વ વાત, ગયો ચાલી પિતા પાસે પ્રખ્યાત. ૧૩
જઇ શિરસાષ્ટાંગે નમિયો, હે ભૂપ ભૂલે ભામે હું ભમિયો;
હવાં કરો આજ્ઞા તમે નરેશ, મારે કરવું કશું વરવેશ. ૧૪
રાજા વક્રદષ્ટિએ જોઇ કહે, ધર્માધિકારપર દ્વિજ જે રહે;
ઋચીક બાભ્રવ્યાદિ જેહ, જેની છે મહાતપસ્વી દેહ. ૧૫
તે ધર્માર્થે કહે જે કર્મ, તારે આચરવું તે પર્મ;
માર્કંડેય કહે ભૂદેવ, નાભાગે કરી જઈ દ્વિજની સેવ. ૧૬
તેમણે મેળવી સભા ત્યાંય, નાભાગ હસ્ત જોડી ઊભો રહ્યો જ્યાંય;
સભામાં વિરાજેલા મુનિદેવ, બોલ્યા નૃપઅનુમત લેઈ તતખેવ. ૧૭

હે નાભાગ કરવુ તારે આમ, તેં પશુ પાળવાં મહાનામ;
કરવી કૃષિ અને વ્યાપાર, એવાં ઉત્તમ ધર્મકર્મ બતાવ્યાં સાર. ૧૮
તે રીતે નાભાગે આચરિયાં, જે પૂર્વે જાતિભ્રષ્ટે કરિયાં;
ધર્મવાદીએ કહ્યા જે ધર્મ, તેહ નાભાગે માન્યા મહાપર્વ. ૧૯
થઇ વૈશ્ય રહ્યો પિતાપુરમાંય, ધનુષ્ય બાણ અર્પ્યા પિતાને ત્યાંય;
વૈશ્યકન્યાકેરી સાથ, વૈશ્ય થઇ રહ્યો ભૂમિનાથ. ૨૦
કરે કૃષિ અને વ્યાપાર, ભામિની જુએ પશુપાળ ભરતાર;
કૃષિ કરાવે કેટલી તેહ, દમે તે કારણ કેટલી દેહ. ૨૧
એ પ્રેમના પાશ છે મોટા, જે કરી દે રાજ્ય પદારથ ખોટા;
કરે રાજકુવંર ફેડી વ્યાપારી, જોઇ લ્યો પૂરા પ્રેમતણી એ બારી. ૨૨
પ્રેમે રાજ્યસુખ ન સાંભરે જેને, જાણવું વ્યાપ્યો પૂરેપૂરો પ્રેમ તેને;
અહોરાત્ર કરી વ્યાપારી કાજ, તે ભોગવે શ્યામાશુ સુખસાજ. ૨૩
એમ કરતાં થતું શું ત્યાંય, તે વર્ણવું જોવા જેવુ આંય;
તે વૈશ્યકન્યાને રહ્યો ગર્ભ, ઉપન્યો પૂરે દિને સુત શર્ભ. ૨૪
તેડાવ્યા જોષી પુરાણી વ્યાપારી, સુતની ભાગ્યરેખા તેમણે ઉચ્ચારી;
સુણી થયો માતને અતિ આનંદ, ધર્યું ભનંદન નામ ભજી ગોવિંદ. ૨૫
સુત દા'ડે ન વાધે તેટલો રાતે, એમ વાધ્યો અપરમપાર તે જાતે;
જોતા જોતામાં થયો કુમાર, જોઇ તેને માતા વદી એક વાર. ૨૬
હે સુત આજ્ઞા માને જો મારી, તારૂં સહુ શુભ થવાનું ધારી;
તો તું થા ગોપાળ હે બાળ, વેણ સુને ગ્રહણ કર્યું તતકાળ. ૨૭
એ રીતે માતાની આજ્ઞા પામી, ઊઠી ચાલ્યો મસ્તક નામી;

---

૨૨ પ્રેમનું સામર્થ્ય વર્ણવેછેઃ કરે ઇ૦—તે રાજકુવર ફેડીને તેને વ્યાપારી ક૦(બનાવે) છે. ૨૬ કુમાર—પાંચ વર્ષનો બાળક. ૨૭ ગોપાળ—ગાયો પાળનાર કે પૃથ્વી પાળનાર.

હિમાલય પર્વત મોઝાર, રે'તો નીપ રાજર્ષિ તે વાર. ૨૮
તેને જઇ મળિયો કુમાર, કર્યો તેને ચરણે પડી નમસ્કાર;
તે રાજર્ષિ બોલ્યો ભનંદન, મુજપર કૃપા કરો ભગવાન્. ૨૯
કરી મારી માતાએ આજ્ઞા આજ, થા તું ગોપાલ મહારાજ;
મારે પૃથ્વીપાળ થઇ પૃથ્વી પાળવી, રાજર્ષિવૃત્તિ સંભાળવી. ૩૦
તે વચન પાળું કેઇ પેર, કરો કૃપા ગોપાળ થઇ જઉં ઘેર;
મારાથી પૃથ્વી પળાયે ક્યારે, તે જો હોય સ્વાધીનમાં મારે. ૩૧
મારી સર્વત્ર પૃથ્વી જેહ, મારા પિતરાઇ પચાવી પડિયા તેહ;
માટે અહો રાજર્ષિ સ્વામિન, કયમ ગોપાલ થઉં આણે દિન. ૩૨
એવી આજ્ઞા કરો મુને આજ, હું આજ્ઞાનુવર્તિ થઇશ મહારાજ;
દુઃખીઆનું દુઃખ લહો અપાર, કરૂં નેહે તમને નમસ્કાર. ૩૩
માર્કંડેય કહે સુણ્ય મુનિ, વચન, સુણી રીઝ્યો (રાજર્ષિ) મહાગુણી;
નીપે તે મહાત્મા ભનંદનને. સર્વાસ્ત્રવિદ્યા શીખવી એકે મને. ૩૪
પછે કરી ગુરૂને પ્રણામ, માગી આજ્ઞા તેની મહાનામ;
પામી અસ્ત્રવિદ્યા ઉદ્દામ, પછે ચાલ્યો ત્યાંથકી તે મહાધામ. ૩૫
વળ્યો પિત્રાઇ પુત્ર ભણી તેહ, નામે વસુરાતાદિક હતા જેહ;
જઇ તેમની પાસે માગ્યું તેણે, કહ્યું રાજ્યભાગ આપો મધુરે વેણે. ૩૬
છે આ વંશપરંપરાનું રાજ્ય, કયમ અર્ધ ભાગ કરો મારો ત્યાજ;
તેમણે ઓળખ્યો ભનંદન, તવ તે વધ્યા મોટમ મન. ૩૭
તું તો છું વૈશ્યકેરો પુત્ર, ન હોય તારે રાજ્યતણાં ઘરસૂત્ર;
તારો દાવો ન હોય રાજ્યપર, તું ક્યાં છે રાજ્યતણો કુંવર. ૩૮
એમ વાંધો પાડ્યો તેમણે, આખું હોઇયાં કર્યું જેમણે;
તવ ભનંદન કહે ભાઇ, કરો યુદ્ધતણી સજાઇ. ૩૯

---

૨૮ નીપ—એ નામનો રાજા. ૩૪ સર્વાસ્ત્રવિદ્યા—સર્વ પ્રકારની અસ્ત્ર-વિદ્યા.

રાજ્ય જીતે તેનું નિર્ધાર, મારે તેની તો તરવાર;
એ વચન સુણ્યું વસુરાતાદિકે, સમય ફાંસ કા'ઢવાનો છે ઠીકે. ૪૦
સર્વે હળી મળી મારૂં એને, ઇચ્છા રાજ્યની ઉપની જેને;
ગયા રણાંગણમાં યુદ્ધ કાજ, સમ્યક્ મેળવી સેનનો સાજ. ૪૧
એકલો ભનંદન ઊભો ધરી અસ્ત્ર, જોતાં જોતાંમાં સેનનો ટાળ્યો દસ્ત્ર;
પછે વસુરાતાદિક આવ્યા જેહ, તેમનો પરાજય કરી ગર્જ્યો તેહ. ૪૨
પછે કર્યું ધર્મયુદ્ધ નરેશ, સર્વ પૃથ્વી લેઇ લીધી દ્વિજેશ!
તે હતો ધર્મજ્ઞ મહાન, જીત્યો સર્વે શત્રુ ગુણવાન. ૪૩
લીધી સર્વ પૃથ્વી ને વિશાળ રાજ્ય, કરી વાર્તા અધર્મની સહુ ત્યાજ;
પછે ગયો માતાપિતાકને તેહ, કર્યું નિવેદન સર્વ પ્રફુલ્લિત દેહ. ૪૪
કહ્યું પિતાને સુતે જાતે, ભોગવો વૈશ્યપણું કયી વાતે;
રાજ્ય ગ્રહણ કરો સર્વ બાપ, ટળે જેથી તમારો સંતાપ. ૪૫
એમ માત સમક્ષ બોલ્યો સુત, કરી કૃત્ય મહાઅદ્ભુત;
પણ નાભાગે રાજ્ય ન લીધું, કહ્યું સ્ત્રીસમક્ષ વચન તેણે સીધું. ૪૬
કહે નાભાગ હે ભનંદન, એ રાજ્ય તારૂં ને તું રાજન;
જેમ પૂર્વજે પાળ્યું છે એહ, તેમ પ્રજા પાળ્ય તું કષ્ટી દેહ. ૪૭
હું રાજ્ય કરવાને અસમર્થ, પૂર્વે હતો નહિ કંઇ વ્યર્થ;
યુધ્ધકર્મ હું જાણું સર્વ, ગાળ્યા મહાઅરિગણના મેં ગર્વ. ૪૮
કિંતુ વૈશ્યપણું હું પામ્યો જાતે, માની આજ્ઞા પિતાતણી સહુ વાતે;
જાણી ધર્મને રાજ્ય મેં તજિયું, સુખ ભર્યું તોયે મેં ન ભજિયું. ૪૯
વૈશ્યકન્યા ગ્રહણ કરી જ્યારે, થઇ પિતાની અપ્રીતિ ત્યારે;
એમ અપ્રીતિ સંપાદી હુંય, કયમ થઉં રાજા કહે તુંય? ૫૦
કદાપિ આજ્ઞા માનું નવ જાતે, તો ઉત્તમગતિની અથડાઉં વાતે;

---

૪૩ દ્વિજેશ—વૈસ્ય—ભનંદન (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય, એ ત્રણેને દ્વિજ સંજ્ઞા છે માટે અથવા) હે દ્વિજેશ.

કરી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન, થઇ પૃથ્વીપતિ કરૂં પૃથ્વી પાલન. ૫૧
તો સહસ્ર કલ્પ સુધી નિર્વાણ, નવ મોક્ષ પ્રાપ્ત થાય પ્રમાણ;
મને નથી રાજ્યની ઇચ્છા ભાઇ, વળી મારૂં માનીપણું કહું ગાઇ. ૫૨
કયમ ગ્રહે મારા જેવો આવું રાજ, જેણે કર્યું જોત જોતામાં ત્યાજ;
તે થઇ દુર્બળ તારે બાહુબળે, જીતેલું રાજ્ય ભોગવે તેમાં શું વળે? ૫૩
એવું છે માટે સુત મારા, તમે કરો રૂચે તે અવિધારા;
કાં તો રાજ્ય કરય તું જાતે, વા પિતૃસુતને દે પ્રખ્યાતે. ૫૪
આપી દે તેમને પાછું સર્વ, વા થઇ રાજા ત્યજ મન ગર્વ;
મારે પિતાની આજ્ઞા પાળવી એજ, છે અતિ શ્રેષ્ઠ પૃથ્વીમાં તેજ. ૫૫
પણ પૃથ્વી પાળવી એ નવ શ્રેષ્ઠ, પિતા આજ્ઞા ભંગ કરે નર નેષ્ઠ;
કહે માર્કંડેય એવું સુણી વેણ, તેની પત્ની સુપ્રભા વદી સુખદેણ. ૫૬
કરી કિંચિત્ હાસ્ય પતિશુ ભાખી, પતિ એમ દીનતા જોઇએ ન દાખી;
આ ભવ્ય રાજ્યનું કરો ગ્રહણ, તમે નથી વૈશ્ય થયા છો વૈશ્યાચરણ. ૫૭
નથી વૈશ્ય તમે નરનાથ, તેમ નથી ઝાલ્યો વૈશ્યસુતાનો તમે હાથ;
હું વૈશ્યકુળે નથી થઇ ઉત્પન્ન, મારી વાત સાંભળી થાઓ પ્રસન્ન. ૫૮
તમે જેમ ક્ષત્રિય છો રાજન, તેમ હું ક્ષત્રિયસુતા છું પાવન;
સુણો તેનું કારણ કહું આજ, પૂર્વે પ્રખ્યાત સુદેવ થયો મહારાજ. ૫૯
તેનો એક મિત્ર હતો મહાબળ, ધૂમ્રાશ્વસુત નૃપ નામ નળ;
હે નરનાથ આવ્યો માસ વૈશાખ, ગળી આમ્રવનમાં જ્યાં ત્યાં સાખ. ૬૦
સુદેવ મિત્રને લેઇ સાથ, ગયો તે ક્રીડા કરવા નરનાથ;
ગયો આમ્રવનમાં તે ચાલી, કર્યાં વિવિધ ખાનપાન મન મા'લી. ૬૧
કર્યો મિત્ર પ્રિયાની સાથ આનંદ, પછે પુષ્કરિણીતીરે ગયા દેવમંદ;

---

૫૧ તો ૬૦—ઉત્તમ ગતિની વાતમાં અથડાઉં—ઉત્તમ ગતિ મળે નહિ. ૫૭ તમે ૪૮—તમે વૈશ્ય થયા નથી પણ વૈશ્યનાં આચરણ માત્ર કરનારા છો.

હરતા ફરતા કરતા કલ્લોલ, રમતા રામાશુ નદીતીરે રંગરોળ. ૬૨
એવે ચ્યવનકેરો પ્રમતિ બાળ, જોઇ તેની પત્ની સુંદર તેકાળ;
તેહ રાજપુત્રી હતી તન્વંગી, જોઇ તેને ઉભય થયા ઉમંગી. ૬૩
સુદેવને સમજણ હતી, કિંતુ નળ મિત્ર મોહે થયો દુર્મતિ;
ઉન્મતની પેરે ગયો તે ચાલી, સુદેવના દેખતાં ઝાલી બાળી. ૬૪
કહ્યું તેને ચાલ્ય કરીએ રંગવિલાસ, તેં શું જોયું સુખ મુનિસુત પાસ;
તે મહાપતિવ્રતા હતી નારી, કરો રક્ષણ રક્ષણ એવું ઉચ્ચારી. ૬૫
તેનું બૂમરાણ સુણ્યું નવ તેણે, વળી દીનપણું જોયું નવ જેણે;
એવે સુણી પત્નીતણો પોકાર, પ્રમતિ દોડી આવ્યો કરી હોકાર. ૬૬
શું છે શું છે કે'તો આવ્યો સત્વર, ધાઇ આવ્યો એકે શ્વાસે મુનિવર;
આવી જુએ તો ઊભો દીઠો રાય, જેહ પ્રખ્યાત સુદેવ મહાકાય. ૬૭
દુરાત્મા નળે સ્વપત્નીને ધરી, જેહ કરે કાલાવાલા કરગરી;
એવું જોઇ પ્રમતિ બોલ્યો ત્યાંય, સુદેવ તું કંઇ સમજ મનમાંય. ૬૮
તું પૃથ્વીપાળ ઊભોછે પાસ, છતાં આ નળ ઉપજાવે ત્રાસ;
માટે તું કર એને શાસન, નહિતો શેનો તું રાજન? ૬૯
કહે માર્કંડેય સુણી એવું વેણ, હતું જેમાં રક્ષણ કરવાનું કે'ણ;
સુદેવે મિત્રગૌરવ વિચાર્યું, તેણે પ્રમતિશુ વેણ ઉચાર્યું. ૭૦
હે દ્વિજરાજ વૈશ્ય છું હુંય, કહો રક્ષણ કરૂં હું શુંય;
જો હોય રક્ષણેચ્છા ભૂસુર, તો કોઇ અન્ય ક્ષત્રી જુઓ મહાશૂર. ૭૧
એવું વેણ સાંભળ્યું પ્રમતિએ જ્યારે, અતિ ક્રોધ દીપ્તમાન થયો તેને ત્યારે;
શું ક્રોધાગ્નિમાં બાળશે સર્વ, એવે રૂપે થયો મુનિ મહાપર્વ. ૭૨
કહ્યું સુદેવ સામું જોઇ તેણે, તે કહ્યું વૈશ્ય છું એવું વેણે;

---

૬૨ મિત્ર પ્રિયાની સાથ—મિત્રની સાથે અને પોતાની પ્રિયાની સાથે.
દૈવમંદ—દુર્ભાગી.

પ્રમતિ કહે અસ્તુ એમ, થઇ જા વૈશ્ય તું ઉચર્યો જેમ. ૭૩
છેદાયલા ભેદાયલાનું કરે રક્ષણ, જે કે'વાય ક્ષત્રી ધરે એવું પણ;
પીડા પામતી પ્રજાને દુઃખ શબ્દ, કદાપિ થાયે નવ ઉપલબ્ધ. ૭૪
કે તેનો ઉચ્ચાર કરવો ન પડે, ધરે ક્ષત્રિય શસ્ત્ર એટલાવડે;
તારૂં આચરણ એવું નથી ભૂપાળ, માટે તું ક્ષત્રિય ફીટીશ આ કાળ. ૭૫
થઇશ વૈશ્યકુળમાં તું ઉત્પન્ન, જે તું વધો અતિ થઇ પ્રસન્ન;
આવાં કરે પુરાણી કાજ, સમયપરત્વે થાય શાસ્ત્રી મહારાજ. ૭૬
થાયે વેદાંતી જોઇ સમો, પૂરા પંડિતમાં તે તો અમો;
કવિરાજ તો અમે છીએ, પુરાણીબાવા શું કોઇથી બીએ! ૭૭
કિંતુ પ્રમતિ મળશે કોક, કરશે દ્વિજના શૂદ્ર ધરશો ત્યારે શોક;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નાભાગચરિતે પૂર પ્રમાણે;
ચતુર્દશાધિકશતતમોધ્યાય, પુરાણી થઇ કરવી કથાય. ૭૮

વલણ.

કથા કરવી પુરાણી થઇને, ત્યાં શુભ અશુભ હોય શુંય રે;
મૂનિ માર્કંડેય કહે કથા, સુણ્ય ક્રૌષ્ટુકિ તુંય રે. ૭૯

## કડવું ૧૮૭ મું.

રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે દઇ શાપ તેને, પછે પ્રમતિ ભાર્ગવ દ્વિજ જી;
કોપે કરી બાળશો ત્રિલોકી, એવું પ્રગટાવ્યું તપબીજ જી. ૧
પછે ક્રોધ કરી નળ પ્રત્યે તે બોલ્યો, તું થઇ મદાંધ મહાન જી;

૭૩ અસ્તુ—હો–થાઓ. ૭૪ ક્ષત્રિય શબ્દની નિરૂક્તિ કરેછે: છેદાયલા ૪૦—છેદાયલા અને ભેદાયલાનું જે રક્ષણ કરે તે ક્ષત્રિય. ક્ષતથી ત્રાણ (રક્ષણ) કરે છે તે ક્ષત્રિય એવો અર્થ છે. ઉપલબ્ધ—પ્રાપ્ત. ૧ ભાર્ગવ —ભૃગુકુળનો.

મારા આશ્રમમાં આવી તેં આજે, મારી સ્ત્રી ગ્રહણ કરી ગુણવાન જી. ૨
તેં બાળાત્કાર કર્યો બહુ પેરે, માટે ભસ્મ થઇ જા તુંય જી;
જો એક નિષ્ઠાએ તપ આચર્યું તો, થાઓ જેમ કહું છું હુંય જી. ૩
એ વચન મુખમાંથી નીકળતાં, નીકળી નળઅંગથી મહાજ્વાળ જી;
તે જોતાં જોતાં થયો રાખોડી, ગયો બળી મુનિકોપે તે કાળ જી. ૪
પ્રમતિનો જોઇ પ્રતાપ આવો, ગળી ગયો સુદેવનો મદ જી;
તે નમ્ર થઇ મુનિને પગે પડિયો, જેનાં રાજ્યચિન્હ થઇ ગયાં રદ જી. ૫
હે કૃપાનાથ કરૂણા કરો કાંઇ, ક્ષમા કરો અપરાધ જી;
હું સુરાપાનના મદે ભ્રમિત થએલો, મેં કાંઇ જાણ્યું નવ સાધ જી. ૬
ક્ષમા કરો ક્ષમાનિધિ મહામતિ, થાઓ પ્રસન્ન દયાળ જી;
મુને શાપ દીધેલો શાંત કરો મુનિ, કરૂણાળુ થઇ કૃપાળ જી. ૭
એવી પાર્થિવની પ્રાર્થના સુણી, વળી નળ બાળ્યે શમ્યો જેનો કોપ જી;
એવો પ્રમતિ ભાર્ગવ પ્રસન્ન થઇ, બોલ્યો આનંદનો કરી ઓપ જી. ૮
હું જે વદ્યો તે મિથ્યા નવ થાયે, કિંતુ થયો તારાપર પ્રસન્ન જી;
શાપાનુગ્રહ કરીશ તેથકી, જા તુંને થશે ન દુઃખ ઉત્પન્ન જી. ૯
વૈશ્યજાતિ થઇશ નિઃસંશય, પણ નગરશેઠની પદવી પામીશ જી;
તે ને તે જન્મે પુનઃ તું રાજા, વૈશ્યની જાતિ વામીશ જી. ૧૦
હે વૈશ્ય જ્યારે તારી કન્યાને, બળાત્કારે ક્ષત્રી કરશે ગ્રહણ જી;
તદા સમ્યક્ પ્રકારે શાપ અનુગ્રહ, થયે તું થઇશ ક્ષત્રી વર્ણ જી. ૧૧
હે નાભાગ એ રીતે હતો, સુદેવ વૈશ્ય મારો બાપ જી;
હે મહાભાગ હું કોણ તે જાણો, પછે ટાળો સર્વ સંતાપ જી. ૧૨
પૂર્વે સુરથ રાજર્ષિ તપ કરતો, ગંધમાદન નગ મોઝાર જી;
તે નિયમિત આહારવાળો હતો અતિ, સંગ તજ્યો જેણે અવિધાર જી. ૧૩

વનવાસી તપસ્વી હતો તે, તેના મુખ આગળ પડી કન્યા જી;
તે શ્યેન મુખથી જેહ પડી તે, પતિ કન્યા હું હતી ધન્યા જી. ૧૪
તે કન્યા જોઇ કૃપા ઉપજી તેને, તે મહાત્મા મૂર્છા પામ્યો જી;
હું અંગ સહિત ઊભી રહી પાસે, જ્યારે તે મહાત્મા મૂર્છા વામ્યો જી. ૧૫
મુને જોઇ સ્નેહવાળે અંતઃકરણે, તેણે ઉંચલી લીધી જી;
વળી આમ બોલ્યા મુખથી તે મુનિ, મને આ તો ઇશ્વરે દીધી જી. ૧૬
હું કૃપાવડે પરાભવ પામેલો, તેનાથકી ઉપજી આ સુતા જી;
તેણે કરી એનું નામ હું પાડું, થા નામે કૃપાવતી મહાપૂતા જી. ૧૭
હે ભર્તા પછે તેના આશ્રમે, દિવારાત્રિ હું વધવા લાગી જી;
સમાન વયની વયસ્યા મળી મુને, તેણે અધિક અધિક અનુરાગી જી. ૧૮
એક દિવસ સખી સાથે હું સ્વામી, વનમાં ફરતી હતી જી;
ત્યાં અગસ્ત્ય મુનિનો ભ્રાતા દીઠો, આગસ્ત્ય મહામતિ જી. ૧૯
તે વનમાં વનફળ લેવા આવ્યો, તેને મારી સખીએ ખીજવિયો જી;
સહુ વૈશ્ય વૈશ્ય કહી નાસવા લાગી, તે કોપ્યો કોઇએ ન રીઝવિયો જી. ૨૦
તેથી તેણે મહાકોપ કરીને, શાપ દીધો સ્વામી મને જી;
તેં ઊભી રહી મુને વૈશ્ય કહ્યો છે, તેથી મુનિ બોલ્યો શાપું તને જી. ૨૧
તું વૈશ્યકેરી સ્ત્રી થઇશ નિશ્ચે, એવું સુણી કંપી કાય જી;
મુનિતણી પ્રાર્થના કરી અતિશે, હે દ્વિજવર્ય આવું શે થાય જી. ૨૨
મેં અપરાધ નથી કીધો કાંઇ, મુનિ તમારો આજ જી;
બીજીઓએ અપરાધ કર્યો મુનિ, તો કાં મુને શાપી દ્વિજરાજ જી. ૨૩

---

૧૪ શ્યેન—બાજ પક્ષી. ૧૫ અંગ સહિત—ઉંચેથી પડવાવડે જેનાં અંગ ભાગ્યાં નથી એવી આખા અંગવાળી. ૧૭ કૃપા—દયા. પરાભવ પામેલો—હારી ગયેલો. ૧૮ વયસ્યા—સખી.

ઋષિ કહે તન્વંગી સુણ્ય તું, જ્યમ હોય પંચગવ્યનો ભર્યો ઘડો જી;
તે અપવિત્ર મદ્યને છાંટે થાયે, એવો કુસંગ આવી અડયો જી. ૨૪
દુષ્ટકેરા સંસર્ગથકી, અદુષ્ટ જન દોષ પામે જી;
યથાન્યાય એ સર્વે થયું છે, પણ તું મને પ્રસન્ન કરી શિર નામે જી. ૨૫
માટે હવાં તારો વાંક નથી કંઇ, તેથી કરૂં શાપ અનુગ્રહ હુંય જી;
તું એકચિત્તે સહુ સાંભળજે સતી, તુંને દુઃખ આવી પડશે શુંય શુંય જી.૨૬
તું જદા વૈશ્યયોનિમાં જન્મીશ, તદા સ્વપતિને કરીશ બોધ જી;
તે વારે પૂર્વની સ્મૃતિ તુજને, થાશે એકાએક અવબોધ જી. ૨૭
પછે પતિસહિત ક્ષત્રાણી થઇને, દિવ્ય ભોગ ભોગવીશ સર્વ જી;
ભય ભાગી જાઓ સર્વે તારો, એમ મુનિ બોલ્યા મહાપર્વ જી. ૨૮
હે રાજેંદ્ર એ પેરે મુજને, પૂર્વે થયો મહર્ષિનો શાપ જી;
આ મારા પિતાને શાપથકી કર્યો'તો, પ્રમતિએ સંતાપ જી. ૨૯
એ રીતે પાર્થિવ છે સર્વે, વૈશ્ય થયા નથી આપ જી;
મારો પિતા કંઇ વૈશ્ય નથી પતિ, માટે તજો તનનો તાપ જી. ૩૦
જો હું છું દોષ પામ્યા વિનાની, તો તમે દૂષિત થાઓ કેમ જી?
પિતાકેરો પરાજય કર્યો તમે, તદા નારદ વદિયા એમ જી. ૩૧
તમારા પિતાને ભેદ ન ભાખ્યો, પણ કહ્યું દોષિત નથી સુત જી;
નાભાગને એ વારતા લાગી, અતિશે અદ્ભુત જી. ૩૨
એવામાં નારદ મુનિ ત્યાં આવ્યા, કહ્યું નારી કહે સહુ સત્ય જી;
નાભાગ નમન કરી તવ ભાખ્યો, મુને રાજ્યેચ્છા નથી મહામત્ય જી.૩૩
વળી પુત્રપત્નીનું વચન સુણીને, તે ધર્મજ્ઞ બોલ્યો ત્યાંય જી;
મેં પિતા આજ્ઞાએ રાજ્ય તજ્યું છે, તે હું પુનઃ ગ્રહણ કરૂં ક્યાંયજી? ૩૪
આ મુનિના સમક્ષ કહું છું આજે, હું રાજ્યગ્રહણ નહિ કરૂં જી;

---

૨૭ સ્મૃતિ—સ્મૃતિનો. અવબોધ—બોધ.

શ્યામા તમે સંતાપ ન કરશો, હે પુત્ર હું સત્ય ઉચરૂં જી. ૩૫
વૈશ્યધર્મે રહ્યો હું તુજને, કર આપીશ નિરંતર જી;
તું આ રાજ્યને ભોગવ્ય સુખે, વાજતું કરય મહાવર જી. ૩૬
એવો તેનો નિશ્ચય જોઇને, નારદ મુનિ હવા અંતર્ધાન જી;
હવાં ભનંદનનૃપ થયો તે દાખું, જેનો થયો વત્સપ્રી સુત મહાન જી. ૩૭
પિતાની આજ્ઞા પાલનહારા, એવા સુત છે કોક જી;
પુરાણીકેરા સુત ન મૂકે, તેમની પાછળ પૂરી પોક જી. ૩૮
બાપનું બોલ્યું અબોલ્યું કરે ઝટ, એવા દ્વિજસુત ન હોય કોઇ જી;
એમ વેલે વંઠી તુમડીકેરાં, બીજ રહીએ ક્યાં બોઇ જી. ૩૯
શ્રોતાવક્તા સુણશે ભણશે, નાભાગકેરૂં ચરિત્ર જી;
તે પાપ નાશ કરી થાશે ભવોભવ, મહાપુણ્યવડે પવિત્ર જી. ૪૦
ગંગા યમુના ગોદાવરીકેરૂં, ઘેર બેઠાં થાય સ્નાન જી;
મણિકર્ણિકાને ઘાટે ના'તાં, જે પુણ્ય થાયે તે સુણ્યે મહાન જી. ૪૧
સંવત સત્તરસેં પાંસઠય સાલે, ગાયા યથામતિએ ગુણ જી;
પંચ ઋણ એવું છઠ્ઠું મેં જાણ્યું, પુરાણી રૂપિયું ઋણ જી. ૪૨
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નાભાગચરિત થયું પૂર્ણ જી;
ગાય શીખે ને સાંભળે તેના, પાપ સંતાપ થાયે ચૂર્ણ જી. ૪૩

## વલણ.

પાપ સંતાપ ચૂર્ણ થાયે, સુણે પંચદશાધિકશતતમોધ્યાય રે;
ભટ પ્રેમાનંદ ચાતુર્વિંશી, ગુણગણ હરિના ગાય રે. ૪૪

———o✻o———

૩૯ એવો ઇ૦—દ્વિજસુત તો એવો કોઇ ન હોય !

# વત્સપ્રીચરિત્ર.

## કડવું ૧૮૮ મું.

### રાગ કેદારો.

ગુરૂ ગણપતિને કરૂં પ્રણામ, સા'ય કરો શારદા મહાધામ;
છે હામ વત્સપ્રીચરિત ગાવા મનમાં રે. ૧
માર્કંડેય કહે એ રીત, ન કરી નાભાગે રાજ્યે પ્રીત;
થઇ પ્રતીત સુતને તેના વચનમાં રે. ૨

### ઢાળ.

વચન માંહે પ્રતીત થાતી, ભનંદનને તે ઘડી;
પિતા આજ્ઞા ગ્રહી રાજા થયો, બીજી વાત મૂકી સહુ પડી. ૩
રાજ્યકર્ત્તા થયો જ્યારે, ત્યારે પરણ્યો નાર;
દશે દિશામાં આણ તેની, વરતાઈ રહી અવિધાર. ૪
અધર્મ મારગ ભણી તેની, ચિત્તવૃત્તિ ન જાતી જાણ;
સકળ પૃથ્વીતણા ભૂપતિ, થયા વશવરતી પ્રમાણ. ૫
વિધિ પુરસ્સર યજ્ઞ તેણે, કર્યા અનેક તે વાર;
સમ્યક્ પ્રકારે પૃથ્વીકેરૂં, પાલન કર્યું નિર્ધાર. ૬
નવ ખંડ મધ્યે આણ તેની, વરતાઇ જ્યારે સાર;
તે એક ચક્રવર્તી નૃપ કે'વાયો, તેનો વર્ણવું વિસ્તાર. ૭
શુભ મુહૂર્ત્ત ને શુભ ઘડીએ, તેને સુત હવો ઉત્પન્ન;
તેનું વત્સપ્રી એવું નામ ધરિયું, પુરપતે થઇ પ્રસન્ન. ૮
તેની ચંદ્ર કળાવત્ વાધતી, અંગકેરી કાંતિ જાણ;
તે યોગ્ય સમયે ગુરૂઘેર રહી, વિદ્યા ભણ્યો પ્રમાણ. ૯

પિતાથકી તે થયો ચઢતો, ગુણસમુદાયકેરી માંય;
વિદૂરથ પુત્રી સૌનંદાને, આણી પત્ની રૂપે ઘરમાંય. ૧૦
એ મહાભાગ્યશાલી પતિવ્રતાને, ઇંદ્રઅરિ કુજાંભ નામ;
તેથકી મૂકાવી વર્યો તે, હણી દાનવરાજ ઉદ્દામ. ૧૧
એમ સ્વપરાક્રમે પત્ની મેળવી, જોઇ પિતા થયો પ્રસન્ન;
ક્રૌષ્ટુકિ પૂછે માર્કંડેયને, કયમ કલહ થયો ઉત્પન્ન. ૧૨
હે ભગવાન કુજાંભને હણી, કયમ પ્રાપ્ત કરી કન્યાય;
એ વ્યાખ્યાનસહ આખ્યાન મુને, કહો મુનિ મહાકાય. ૧૩
માર્કંડેય કહે વિદૂરથ નામે, પ્રખ્યાત પૃથ્વીપતિ એક;
મહાકીર્તિશાળી થયો પૃથ્વીમાં, જેને મહાજ્ઞાનનો વિવેક. ૧૪
તેને સુનીતિ ને સુમતિ એવા, બે થયા'તા પુત્ર;
એક દિવસ તે વિદૂરથ ગયો, વન મૃગયા કારણ સૂત્ર. ૧૫
ત્યાં જાણે અવનિ રહી મુખ વિકાશી, એવી જોઇ ભયંકર ખોય;
તે જોઇ વિચારવા લાગિયો તે, આ ભયંકર શું હોય. ૧૬
હું વિચાર કરૂં જો મનથી તો, લાગે મુજને એમ;
આ પાતાળ મધ્યે જવાકેરી, હશે ખો ન એમાં વે'મ. ૧૭
પણ ન જણાયે જૂનું એ તો, એમ કરતો હતો વિચાર;
નરવિહોણા વન વિષે નૃપ, એકલો પડી તે વાર. ૧૮
એવામાં સુવ્રત્ત નામે તપસ્વી ત્યાં, એક દીઠો તે ઠામ;
રાજાએ વિપ્ર જોઇ કર્યો તેને, પ્રાણીપત કરી પ્રણામ. ૧૯
વિસ્મિત થઇ વિદૂરથ પૂછે, આ પૃથ્વીઉદર સમાન;
અતિ કંદરા ગંભીર દસેં, તે શું હશે દ્વિજ મહાન. ૨૦
ઋષિ કહે હે રાજસત્તમ, તમે કેમ ન જાણો એહ;

---

૨૦ પૃથ્વીઉદર—પૃથ્વીનું પેટ. કંદરા—ગુફા—ખો. ગંભીર—ઉંડી.

છે ગુપ્ત દૂત એ રાયકેરાં, નેત્ર નિઃસંદેહ. ૨૧
એમ અમારૂં છે માનવું, તું જાણ્ય પૃથ્વીપતિ સહુ;
શું થાય પૃથ્વી ઉપરે તે, નૃપવરે જાણવું તે કહું. ૨૨
એક મહાબલિષ્ટ દાનવ વસેછે, રસાતળ મોઝાર;
તે ખાડા ખાણી જગતી મધ્ય આવા, નિત્ય ફરતો ફરે નિર્ધાર. ૨૩
કુજાૃંભ કરીને નામ એનું, છે મહાદાનવ શૂર;
પૃથ્વી ઉપર કે સ્વર્ગમાં જે, તે ગ્રહણ કરી જાય સર્વ અસુર. ૨૪
રત્ન રૂપ રામા જુએ તો, લેઇ જાયે એહ;
ખરખરો કશી વાતનો નવ, એ ધરે નિજ દેહ. ૨૫
હે નરપતિ તમે ન જાણો શું, એ દાનવકેરી વાત;
સુનંદ નામે મુસલ જે, વિશ્વકર્માએ રચ્યું સાક્ષાત. ૨૬
તેણે કરી અરિગણ સહુને, એ હણે વારંવાર;
વળી પાતાળમાં રહી એ પ્રકારે, તે પૃથ્વી ફાડતો નિરધાર. ૨૭
પછે તે અસુર અન્ય અસુરને, લાવતો એ દ્વાર;
સુનંદ મુસલે પૃથ્વી ફાડે, તેને નવ જીત્યા તમો નિરધાર. ૨૮
તો પછે પૃથ્વી કેયી પેરે, પાળશો પૃથ્વીશ;
તે સુરજનનો વિઘ્ન કરતા, કરતો યજ્ઞભંગાણ ધારી રીસ. ૨૯
મુસલ સાહી હાથમાં તે, રક્ષણ કરે સહુ અસુરતણું;
તે દેવને અતિ દુઃખ દેતો, ભૂપતિ તુજને શું ભણું. ૩૦
એ પાતાળ મધ્યભાગે હતા રહેતા, અરિ સુરના જેહ;
નાશ નરપતિ કરો તેનો, થાઓ ઇશ્વર સમા ઉજેહ. ૩૧
તેના મુસલને જન સર્વ કે'તા, સૌનંદ એવે નામે;
નૃપ વિચક્ષણ જન કરે તેને, વ્યર્થ કેવે કામે. ૩૨

---

૨૧ ગુપ્તદૂત—છાના જાસૂસ. ૩૧ ઉજેહ—પ્રકાશમાન.

તે સર્વ તુજને દઉં બતાવી, કરચ જઇ તેશુ વેર;
તે મુસલને સ્ત્રીસ્પર્શ થાયે, તદા કે'વી થાય તેની પેર. ૩૩
તે બળહીન બની જાય બાપડું, રે' એક દિન એ રીત;
વળી બીજે દિન થાય પાછું, જેવું હતું તેવું પ્રતીત. ૩૪
એ રીતે કે'વાયછે, એ મુસલ વિષે વાત;
સ્ત્રીઅંગુલિ અડતાં મુસલબળની, થાય છે જે ઘાત. ૩૫
તે એ મૂઢ અસુરના જાણ્યામાં નથી, જાણે ઋષિ મુનિ સાક્ષાત;
હે ભૂપાળ એ વિધિ મેંજ ભાખ્યું, દાનવ બળાબળ પ્રખ્યાત. ૩૬
મુસલતણો જે ભેદ ભારે, તે મેં ભણ્યો આ વાર;
હવાં રૂચે તમને તે કરો, નવ ઉંઘો ઉંઘ મોઝાર. ૩૭
આ તમારા નગરની સમીપમાં, કોતર પાડિયું કરાળ;
એમ કહી અંતર્ધાન થાતા, પછે શું શોચતો નૃપાળ. ૩૮
કંઇક કાળપર્યંત તેણે, ત્યાં રહી કર્યો વિચાર;
પછે ગયો પુરમાં પાધરો, તેડચા મંત્રી ગુણભંડાર. ૩૯
મંત્રકરવા માંડિયો નૃપ, કરી ભૂમિ ફાટયાતણી ત્યાં વાત;
મહાપરાક્રમી દાનવતણું, કર્યું બળ સહુ વિખ્યાત. ૪૦
મુસલકેરૂં બળ કહ્યું, વળી મુસલ વીર્યહીન ક્યમ થાય;
થયા સહુ કહી અંતર્ધાન મુનિ, તે મંત્રીને કહ્યું સહુ રાય. ૪૧
વિકટ કાર્ય છે મંત્રી કહે, માટે કરી સર્વ વિચાર;
મુનિવચન પાળીશું સહી, એમ સર્વે વદ્યા તે વાર. ૪૨
એ નૃપ મંત્રીકેરી વારતા, સુણી નૃપ સુતાએ સાર;
મુદાવતી અભિધાન તેનું, હતું ક્રૌષ્ટુકિ નિરધાર. ૪૩

---

૩૪ પ્રતીત થાય—જોવામાં આવે. ૩૬ બળાબળ—બળ અને નિર્બળતા.

નગર નિકટ રહ્યો દાનવ, પડી મોટી ખોય;
તે વારતા સુણી સર્વ કંપ્યા, કિંતુ જઇ નવ કોઇ જોય. ૪૪

વલણ.

જઈ નવ કોઇ જોય તેને, વાધ્યો ભય સર્વને અપાર રે;
ભેદ ભણિયો ભૂપતિ તેણે, ભયરહિત હતો નિર્ધાર રે. ૪૫

## કડવું ૧૮૯ મું.

### રાગ સામેરી દેશી ફેર.

એમ દાનવની સુણી વાત રે, ભય સઘળે થયો વિખ્યાત રે;
રાયના મનમાં ભય નથી રે, ગયા મુનિ બળ દાનવનું કથી રે. ૧
તેને હણવાતણો કરે વિચાર રે, તેને વારે મંત્રી વારંવાર રે;
એવામાં ત્યાં એકાએક રે, જાતો વિદૂરથનો ટેક રે. ૨
તેની સુતા મુદાવતી જેહ રે, ગઇ રમવા વાડીમાં નિઃસંદેહ રે;
જેહ મનોરમા સમ રમા રે, રૂપે હારે ઉર્વશી ને ઉમા રે. ૩
તરૂણી તરૂણ વયમાં ઝકઝોળ રે, રોજ કરે સખીઓશું રંગરોળ રે;
તેને ઇચ્છા થઇ એક વાર રે, જઈ ઉદ્યાનમાં રમવા સાર રે. ૪
પિતાની આજ્ઞા માગી તેહ રે, ગઇ સખીઓ સંઘાતે નિઃસંદેહ રે;
ગઇ વાડીમાં બાળી ચાલી રે, જેને ઘડતાં વિધિએ હદ વાળી રે. ૫
સર્વાંગ સુંદરી મહાસ્વરૂપ રે, દેઇએ ઉપમા શાની જો અનુપ રે;
આ નરલોકે ન નારી એવી રે, તે ગઇ વાડીમાં રમવા જેવી રે. ૬
મલ્લિકાકેરો સર્વ છોડ રે, તેમાં પૂરે કુસુમ મનનો કોડ રે;
આ તો સર્વાંગ મલ્લિકા રૂપ રે, જેનું વર્ણી શકે ન કોઇ સ્વરૂપ રે. ૭

---

૩ સમ રમા—રમા (લક્ષ્મી) સમાન. ૭ મલ્લિકા—મોગરો.

ગુલાબ જેવી ગોરી કેમ ભાખું રે, જૂઇ જેવી જૂવતી નવ દાખું રે;
ગુલાબ કરમાય ને વીખેરાય રે, આ તો એવી ને એવી જણાય રે. ૮
જૂઇનું કુસુમ અતિ ઝીણું રે, આ તો નવયૌવનાનું વાન ભીનું રે;
ચતુરા ચંપાકળીસમી ન કે'વાય રે, કે તેના વર્ણની ઉપમા ન દેવાય રે. ૯
દ્વિરેફ ચંપાને તજી જાય રે, પ્રેમદા પૂંઠે ઘણા ફેરા ખાય રે;
એકલી પીળાશ ચંપા માંહી રે, અધિક રક્તતા દર્શે છે આંહી રે. ૧૦
એમ સર્વ કુસુમ કરતાં કોમળ રે, ધરો કુસુમ દડો રમતી સુંદર રે;
મારે સખીઓ પરસ્પર માર રે, પુષ્પદડાનો નિર્ધાર રે. ૧૧
એક નાખે ને એક લેઇ આવે રે, તેમાં કોઈ નાની મોટી નવ કા'વે રે;
એમ વનકેલિ કરે અલબેલી રે, સાથે સમાણી સમાણી સાહેલી રે. ૧૨
કુજ્મ્ભે એવી તન્વંગી જોઈ રે, વાટે જાતાં સાધી લીધી સોઇ રે;
સખી રૂપ લેઈ આવ્યો રમવા રે, મુદાવતીને આગળ દીધી ભમવા રે. ૧૩
લાગ તપાશી હરણ કરી રે, કુજ્મ્ભ નાઠો ભય અતિ ધરી રે;
સખી વલવલતી થઇ પરી રે, દાનવ ઠામે બેઠો ઠરી રે. ૧૪
વાગી નગરમાંહે હાક રે, ચઢી મેદિની સર્વે ચાક રે;
સુણી રાજાએ તે વાત રે, થયું મુનિવચન તો સાક્ષાત રે. ૧૫
વીર વશ્યા નેત્રની માંય રે, ક્રોધે કાયા કંપી ત્યાંય રે;
બોલાવ્યા બંને સુત જેહ રે, કહ્યું તેમને ધાર્યું તેહ રે. ૧૬
તમો વન ફરવા વિષે છો ચતુર રે, થાઓ અરિશોધ વિષે આતુર રે;
તમારી ભગિનીને લેઇ ગયો ભૂર રે, ધાઓ થાઓ સામદ શૂર રે. ૧૭
નિર્વિંધ્યાના કિનારા ઉપર રે, એક મહાવિક્રાળ છે ત્યાં કોતર રે;
તે માર્ગે થઇ રસાતળે જવાય રે, ત્યાં ઠામ દુષ્ટ દાનવનું કે'વાય રે. ૧૮
હશે ત્યાં મુદાવતીહરણ કરનારો રે, કોણ સામદ થાય તેને હણનારો રે;
સુત કે' કરીએ અમે કાજ રે, તમે નિશ્ચિંત રહો મહારાજ રે. ૧૯

---

૧૦ દ્વિરેફ—ભમરો. ૧૬ વીર વશ્યા—ઝેર ઉત્પન્ન થયું.

માર્કંડેય કહે ભાખી એમ રે, આવ્યા દાનવ પગલે પગલે તેમ રે;
ગયું પગલું કોતર માંય રે, કે સેન સુદ્ધાં ઉતર્યો ત્યાંય રે. ૨૦
ત્યાં કુજૃંભ જોયો મહાદુષ્ટ રે, કે તત્કાળ થયો ક્રોધ પુષ્ટ રે;
કરી આજ્ઞા સેનને શૂર રે, હણો જોતજોતામાં અસુર રે. ૨૧
આજ્ઞા થતામાં છૂટ્યાં પરિઘ ફરશી રે, નિસ્ત્રિંશ શકિત અતિશે વરશી રે;
શૂલ બાણનું મૂળ ધરનાર રે, વરશ્યાં બાણ હાણ કરનાર રે. ૨૨
જેનો અંત ન આવે કે'તાં રે, એવું દારૂણ યુધ્ધ થયું દુષ્ટ લે'તાં રે;
પછે માયાકેરૂં કરી મહાબળ રે, ઉભય રાજસુત બાંધ્યા કરી કળ રે. ૨૩
રહી સેના તેનો કર્યો નાશ રે, ધરી લેઇ ગયો રાજકુંવરૂ આવાસ રે;
હે મુનિસત્તમ સુણી આ વાત રે, વિદૂરથ નૃપે થઈ જે ઘાત રે. ૨૪
અતિ વૃધ્ધ વય હતી તેની રે, ગઇ હતી ક્ષત્રિયસંપત્તિ એની રે;
માટે એણે ઉપાય આજ્યો એક રે, કરી મંત્ર મંત્રીશું વર વિવેક રે. ૨૫
સર્વ સેનાનાયકને કહ્યું તેણે રે, કરો પરાક્રમ કરવું જેણે રે;
જે મારી સુતાને લાવે છોડાવી રે, નાખી દાનવે બેડી તોડાવી રે. ૨૬
તેને મૃગનયની અરપું હુંય રે, કોઇ શૂરવીર ન નીકળે શુંય રે;
સમગ્ર નગ્રમાં દાંડી દેવડાવી રે, કોઇએ બીડું લેવા ઇચ્છા ન બતાવી રે. ૨૭
જીવતો નર પામે સર્વ રે, માટે કરશો મૂકવો ગર્વ રે;
એમ બીડું ફર્યું દિન દશ બાર રે, પણ કોઈ નર ન થયો નિરધાર રે. ૨૮
હતા સર્વ જીવ રાખણહારા રે, તેને રૂચ્યે શૂરત્વના શે ધારા રે;
વિદૂરથ ચિંતાતુર થયો અપાર રે, કોઇ ન મળ્યો બીડું લેનાર રે. ૨૯
હવાં મારાં પુત્ર પુત્રી નવ છૂટે રે, પડી તેમના પગમાં બેડી ન તૂટે રે;
એમ નિરાશ થયો નરપતિ રે, વળી કા'વ્યું દેશોદેશ મહામતિ રે. ૩૦
જે હણી દાનવ કરે મુજકાજ રે, તેને અરપું કન્યા ને અરધું રાજ રે;

---

૨૨ નિસ્ત્રિંશ—એક જાતનું (યુદ્ધનું) હથિયાર. ૨૬ નાખી ઈ૦—દાનવે નાખી (નાખેલી) બેડી તોડાવીને.

કોણ વ્યાઘ્રને મુખ જાય રે, ઘણા કે' મૃગનેણી ઘણી અથડાય રે. ૩૧
પણ નિર્વીર પૃથ્વી કંઇ થાય રે ? કોઇને કોઇ કે'વાય રે !
ભનંદન સુત વત્સપ્રી જેહ રે, તેણે દાંડી કાને સુણી એહ રે. ૩૨
જે અસ્ત્રવિદ્યામાં પ્રવીણ હતો રે, જે શૂરવીરશુ લઢવા જતો રે;
બલિષ્ટપણાનો ગર્વ અતિ મનમાં રે, ત્રેવડે નહિ સુર અસુરને તનમાં રે. ૩૩
તે સુણી પ્રતિજ્ઞા થયો સજ રે, ન લીધા સાથે રથ અશ્વ ગજ રે;
જઇ મળ્યો વિદૂરથને જાતે રે, ઓળખ્યો ભનંદનસુત વાતે વાતે રે. ૩૪
ભનંદન વિદૂરથ હતા મિત્ર રે, તેણે લાગ્યું ચારૂ ચતુરચરિત્ર રે;
અરે તું તો મારા મિત્રનો સુત રે, કરી તેં આજ સા'ય મને અદ્દભુત રે. ૩૫
હું થયો વૃદ્ધ ગયાં ડાચાં મળી રે, જો જો આ ચઢી ગઇ પાંસળી રે;
નહિ તો દાનવના શા ભાર રે, કરૂં ક્ષણમાં તેને તારતાર રે. ૩૬
વત્સપ્રી કરી કહે પ્રણામ રે, મુને કીજે આજ્ઞા મહાધામ રે;
હું સ્વસામર્થ્યથી હણું અસુર રે, તમારા સુત છોડાવી લાવું શૂર રે. ૩૭
પદ્મિની પુત્રીને લાવું તેડી રે, તુર્ત તોડી નાખું તેની બેડી રે;
માર્કંડેય કહે તે ભૂપાળે રે, પ્રિય મિત્રપુત્રને જોયો વા'લે રે. ૩૮
દઇ હર્ષથી આલિંગન રે, બોલ્યો વત્સ કહી મુખે રાજન રે;
જાઓ સિદ્ધ કરો આવો કાર્ય રે, વેગે જઇ હણો અનાર્ય રે. ૩૯
જો થાય કામ તારાથી સુત રે, તો તું મહાપરાક્રમી અદ્દભુત રે;
થયો અવતાર યોગ્ય સ્થળે સફળ રે, હોયે ઉરે ઉત્સાહ તુંને મહાબળ રે. ૪૦
તો તું ત્યાં જા વે'લો વે'લો રે, એમ હુલાવ્યો ફુલાવ્યો અલબેલો રે;
કહ્યું સેના લેઇ જા સાથ રે, તવ તેણે દેખાડયા સ્વહાથ રે. ૪૧
આ મારી સેના ને આ હાથી રે, આ મારા સાથી ને આ ભાથી રે;
એમ કહી ચાલ્યો વીર ગંભીર રે, તરવાર બાંધી લીધી શરીર રે. ૪૨

---

૩૨ નિર્વીર—વીર વિનાની.

કરે સાહ્યાં ધનુષ્ય બાણ રે, કવચ ટોપ પે'રી લીધાં સુજાણ રે;
પેલી ગુફાને માર્ગે ગયો તેહ રે, સત્વરપણે થઇ નિ:સંદેહ રે. ૪૩
જોતા જોતામાં ગયો પાતાળે રે, પાછો વીર ધીરને કોણ વાળે રે;
પેઠો પાતાળમાં જેહવારે રે, તેણે અવલોક્યું ચારે દિશાએ ત્યારે રે. ૪૪

વલણ.

તેણે ચારે દિશાએ અવલોકિયું, પણ અસુર ન દીઠો ક્યાંહી રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, તેને ચિંતા થઇ મનમાંહી રે. ૪૫

## કડવું ૧૯૦ મું.

રાગ મારૂ.

કરી ચિંતા પરી ધરી ધનુષ્ય કરમાં, પણછ ટંકારવ કર્યો;
તે રવે રડવડી ગયું ત્યાં સહુ, શેષને કોકે ધર્યો. ૧
અખિલ પાતાળ પૂરાઈ જાતું, પણછ ટંકારે તહીં;
સુણી દાનવપતિ કુજૃંભ ધાયો, સેન સજી આવ્યો તહીં. ૨
હતો મહાબલિષ્ટ ને વળી સેન સાથે, રાજપુત્ર પાળો હતો;
અધર્મે કર્મ યુદ્ધારંભ્યું, તદપિ વીર ધીર થયો છતો. ૩
ત્રણ દિવારાત્રિ સુધી કીધું, યુદ્ધ ઊભી રથવિના;
દાનવપતિ સેનાપતિ ત્યાં, થયા કંઇ હીના દીના. ૪
તવ ક્રોધ પામી મુસલ શોધે, ગયો દાનવનો પતિ;
મહાભાગ વિશ્વકર્મા પ્રજાપતિ, જેણે મુસલ ઉપજાવ્યું મહામતિ. ૫
તે મુસલ તેણે અંત:પુરમાં, મૂક્યું હતું નિશ્ચિંત થઇ;
ગંધમાલ્ય ધૂપ આદિકથી નિત્ય, પૂજતો તે જઇ જઇ. ૬

---

૧ શેષને ઇ૦—કોઇકે તો શેષનો આશ્રય લીધો. ૩ યુદ્ધારંભ્યું–યુદ્ધનો આરંભ કર્યો.

મુદ્દાવતીએ વાત જાણી, જે તે સ્થળમાંહે હતી;
થયો પરાજય દાનવતણો, લેવા મુસલ આવ્યો દુર્મતિ. ૭
કોઇ વીર મહાધીર થઇ લઢતો, પાળો ટાળતો અસુર સહુ;
કુજાંભને હરાવિયો, ડરાવિયો દીન કરી બહુ. ૮
તદા મુસલ લેવા આવિયો એ, મુસલપ્રભાવ તે જાણતી;
જે પિતાએ કહી વારતા તે, સુંદરી સત્ય પ્રમાણતી. ૯
માટે અધોગ્રીવાએ ઉત્તમ મુસલને, સ્પર્શ તેણે તો કર્યો;
વળી મુસલ અસુર યુદ્ધ કરવા, લેવા જતો ધ્યાને ઝટ ધર્યો. ૧૦
પાગ લાગવા ગઇ પ્રેમદા, અડકી મુસલને મા'મુદા;
હસ્ત ફેરવી સમસ્ત સ્થળમાં, પરાક્રમ પૂછતી અતિ પ્રેમદા. ૧૧
કોઇ દિન બોલી નવ અસુરશું, તે આમ રીઝી કેમ ત્યાં;
દુર્બુદ્ધિ ઉર હોય ક્યાંથી, વાંચ્છે ક્ષેમ તેને વે'મ કયાં ? ૧૨
અસુર કહે તું બેશ બાળી, ટાળી આવું શત્રુને;
પછે વર્ણન કરૂં હું મુસળકેરૂં, આજ સંતોષું જઈ મુજ પિતને. ૧૩
વાહવા કહી નાર ઠેલે, મુસલ હસ્તે ધરી ધરી;
ઉમંગી રંગી જંગી થઇને, દાનવ ઉછળ્યો ક્રૂર ઉચ્ચરી. ૧૪
સન્મુખ આવ્યો મુસલ લેઇ, કુજાંભ લઢવા કારણે;
પ્રહાર વત્સપ્રી ઉપર કર્યો, શૂર સાંધતો શર વારણે. ૧૫
તે વ્યર્થ મુસલ પ્રહાર કરતો, મારતો અતિ બાણ તે;
થયું નિષ્ફળ પરમાસ્ત્ર સૌનંદ જોઇ, વળી જોઇ થાતી હાણ જે. ૧૬
તદા મુસલ ત્યાગી શસ્ત્રાસ્ત્ર સા'તો, સંગ્રામ કરવા આવતો;

---

૮ પાળો—પગપાળો હોઇને (વીર). ૯ મુસલપ્રભાવ—મુસલનું સામર્થ્ય ૧૦ અધોગ્રીવાએ—નીચી ડોકી કરીને. ૧૨ દુર્બુદ્ધિ ૦—જે દુષ્ટ બુદ્ધિ-વડે પોતાનું ક્ષેમ વાંચ્છે છે તેના ઉરમાં વેહેમ કયાંથી હોય ?
૧૪ જંગી—લડવૈયા. ૧૬ સૌનંદ—સૌનંદ નામે પરમાસ્ત્ર.

શસ્ત્રાસ્ત્રમાં અતિ રણપંડિત, તે સંગ્રામ તેને ભાવતો. ૧૭
શસ્ત્ર મૂકતો જેહ દાનવ, તે અસ્ત્રથી વિડારતો;
નવીન મારતો ઉજાડતો, સ્વદેહ રક્ષણ ધારતો. ૧૮
તદા દાનવ હાર પામી, વિચાર કરવા લાગિયો;
હવાં શું કરૂં હું ક્યાં જઉં, અરિ જાય કયમ એ ત્યાગિયો. ૧૯
માયા ન ચાલે સર્વ ટાળે, શું કરૂં હું આજ રે;
સફળ મુસલ થયું નિષ્ફળ, નથી સિધ્ધ કરતું કાજ રે. ૨૦
છે તન્વંગીએ તે ત્રેવડ્યું, તે નથી જાણતો દુષ્ટ;
વળી યુદ્ધ કરવા ઊઠી ધાયો, થઇ પૂરો રૂષ્ટ પુષ્ટ. ૨૧
તેનાં અસ્ત્ર શસ્ત્રને કાપિયાં, રાયકુંવરે એકે કાળે;
વળી સમર્થનો રથ ભાંજિયો ઝટ, કહ્યું ઊભો રે' વિક્રાળે. ૨૨
રથ ચૂર્ણ થાતાં દુષ્ટ દાનવ, મહાવીર ધીરજ ધરી ઘણી;
ઢાલ ને તરવાર ધારી, ઝટ ધાયો હણવા નરમણિ. ૨૩
વેગ જેનો વાધતો અતિ, ઉશ્કેરાયલો ઉપર વધે;
પગે ચાલી શત્રુ ભાળી, જાણ્યું કારજ અહીં સધે. ૨૪
મહાવિક્રાળ કાળ પ્રચંડ આવે, અસુરશત્રુ આજ રે;
હું હણું હાવાં ગણું નવ એ, કરૂં સહુ સુરનાં કાજ રે. ૨૫
પછે અગ્નિ સરખું આગ્નેયાસ્ત્ર, મારવા તે દુષ્ટને;
આ હણ્યો કે'તા માંહી હણિયો, સુર પામવા સંતુષ્ટને. ૨૬
આગ્નેયાસ્ત્રથી તેના હૃદયમાં, ઘા પડ્યો ગાઢો ઘણો;
દેવઅરિએ સેવ સાધી, યમપુરીની સર્વે ભણો. ૨૭
કુજૃંભ હણિયો બાળકે, નવ ચાલિયું તેનું કંઇ;

---

૨૭ દેવ ઇ૦—દેવઅરિએ (અસુરે) યમપુરીની સેવ સાધી ( મૃત્યુ પામ્યો ) એમ સર્વે ભણો.

જ્યમ લઘુ વજ્ર હણતું ગિરિ મોટો, એ પેર ત્યાં તો થયું સહી.૨૮
રસાતળમાં વાત ચાલી, માનવે દાનવ હણ્યો;
અત્યંત આનંદ ઘેર ઘેરજ, પ્રગટી રહ્યો પુરે ઘણો. ૨૯
રાજપુત્ર પર પુષ્પવૃષ્ટિ, થઇ દૃષ્ટિ દેવની;
ગાવા લાગિયા ગંધર્વપતિ ત્યાં, આરંભી સ્તુતિ એવની. ૩૦
દેવાંગના વાદિત્ર વાચે, એમ થઇ રહ્યો આનંદ ઉદે;
દાનવ હણી માનવ ગયો ઝટ, દાનવભુવને થઇ મુદે. ૩૧
બે રાજસુત બંધન પડ્યા તે, છોડવ્યા તેણી ઘડી;
સુંદરાંગી મુદાવતીને, કરી મુક્ત ન વાર કરી વડી. ૩૨
કુંભમરણાંતે તહીં ત્યાં, નાગરાજ મહામણિ;
સ્વયં સહસ્ર ફણા શેષજીએ, મુસલ ગ્રહ્યું સુરનું ગણી. ૩૩
તપ રૂપી છે ધન જેહનું, સહુ યોગ ધ્યાને જાણતા;
દાનવ માનવની મનોવૃત્તિ, પૂર્ણ પ્રીતે પ્રમાણતા. ૩૪
નાગશિરોમણિ શેષ હરખ્યા, જોઇ પ્રસન્ન થઇ મુદાવતી;
સ્ત્રીહસ્તકેરા સ્પર્શથી થઇ, મુસલ સુનંદની કૂડી ગતિ. ૩૫
વીર્યહાનિ જાણી નારી માની, પ્રભાવ પૂરો જાણીને;
વારંવાર કીધો સ્પર્શ તેણે, અકુશલ મુસલ પ્રમાણીને. ૩૬
એ કાર્ય માટે નાગરાજે, આનંદ પામી અંગમાં;
સુનંદના ગુણથકી ઉપજ્યું, એવું ધર્યું નામ ઉમંગમાં. ૩૭
સૌનંદા એવું નામ તેનું, પાડિયું પ્રેમે કરી;
સહુ હર્ષ પામ્યો સુરગણ ત્યાં, કીર્તિ નાગલોકે વિસ્તરી. ૩૮
કર્યું નમન સહુને રાજપુત્રે, પછે માગતો વિદાય તે;
સહુ શુભ વાંચ્છી તેનું કે'તા, થાય ભલું વાટે જાય જે. ૩૯

---

૩૩ નાગરાજ મ૦—નાગરાજના મહામણિ રૂપ સહસ્ર ફણાવાળા શેષજીએ સ્વયં ( પોતે ) તે મુસળને સુરનું ( દેવનું ) છે એમ ગણીને લીધું.
૩૮ સૌનંદા—મુદાવતીનું બીજું નામ.

### વલણ.

જેહ વાટે જાય તું સુત, તે વાટે વિઘ્ન કંઇ થશો નહિ રે;
એવો આશિર્વાદ આપી વળાવતા, જય શબ્દ થયો જહીં તહીં રે.૪૦

## કડવું ૧૯૧ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ્ય જી, એમ વત્સપ્રીતણું વાધ્યું પુણ્ય જી;
રાજકુંવરી ને ઉભય કુમાર જી,વત્સપ્રી સાથે લેઇ ચાલ્યો તે વાર જી.૧

### ઢાળ.

તે વાર સાથે લેઇ ચાલ્યો, વિદૂરથ નૃપ પાસ;
કેટલેક દિન પો'ચી પુરમાં, ખોયો તેહ નૃપનો ત્રાસ. ૨
સુતાસુત અર્પણ કરી, કર્યો નમ્ર થઇ પ્રણામ;
વદ્યો હે તાત આ સંતાન છે, હરાયાં તમારાં મહાનામ. ૩
સુંદરાંગી મુદાવતી છે, પતિવ્રતા પૂરેપૂરી;
આણ્યાં તમારી આજ્ઞાથકી મેં, એમ વદ્યો વાણી મધુરી. ૪
હવાં બીજી આજ્ઞા કરો મુજને, કરૂં સત્વર કાજ;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ્ય તું, એમ વદ્યો વત્સપ્રી મહારાજ. ૫
હર્ષે હૃદય જેનું ભરાયું, એવો ઉંચે સ્વરે બોલ્યો ભૂપ;
અહો વત્સ હે વત્સ તું છું, ધન્યધન્ય અનુપ. ૬
તેં અતિ ઉત્તમ પરાક્રમ કર્યું છે, તેણે શું થયું છે બાળ;
ત્રણ પ્રકારે સુર સર્વ મુજને, અભિનંદન દે આ કાળ. ૭
તેમાંનું પ્રથમ એક ભાખું, જે તારા સમો જામાત;
અન્ય શત્રુકેરો વધ થયો, હવાં ત્રીજું કહું સુણ્ય ભ્રાત. ૮

---

૩ સુતાસુત—પુત્રી અને પુત્રો.

માારા બાળક હતાં તેવાં, પુનઃ આણી આપ્યાં આજ;
તેં મિત્રસુત થઈ કર્યું મારૂં, પૂર્ણ પ્રેમથી કાજ. ૯
છે દિન આજકેરો અતિ રૂડો, માટે કાજ કરચ તું મારૂં;
છે મારી સુતા સુંદર અવયવવાળી, તે હું તુને દેવા ધારૂં. ૧૦
પાણિગ્રહણ કરચ તું પ્રેમથી, કરચ મુને વચનપાળક આજ;
કરે કાર્ય જો તું એટલું તો, તેં સહુ કર્યું મારૂં કાજ. ૧૧
રાજપુત્ર કે' છો તમે મારા, પિતાકેરા મિત્ર;
તેણે હું પિતારૂપ માનું છું તમને, મહાપુણ્ય પવિત્ર. ૧૨
આજ્ઞા પાળવી પિતાતણી, છે એવું શાસ્ત્ર પુરાણે કે'ણ;
તમો જેમ કો' તેમ મેંજ કરવું, જે થાય આપને સુખદાણ. ૧૩
કિંતુ પિતા તમે જાણો સહુ, આવા કાર્યમાં ગતિ કેવી;
કેવળ હું પરતંત્ર છું સહી, જોઇએ ભનંદનની આજ્ઞા લેવી. ૧૪
વિદૂરથે તવ પત્ર લખીને, ભનંદનને પૂછિયું;
વત્સપ્રીચરિત્ર સઘળું, વાંચી તેને રૂચિયું. ૧૫
લગ્ન કરવા કાજ દીધી, આજ્ઞા વડીલે જાણ;
વિદૂરથ પુરમાં મહામહોત્સવ, આવ્યો સમાચાર થયો પ્રમાણ. ૧૬
વિધિપુરઃસર લગ્ન વિધિ થઇ, પરણ્યાં કન્યકાકુમાર;
જયજયકાર સુરગણ સર્વ કરતા, ત્યાં થઇ રહ્યો થેઇ થેઇકાર. ૧૭
યાચકજનતણા મનોરથ પૂર્યા, ભૂપે દીધું કન્યાદાન;
બેનઅનેવીને વળાવા પછે, ગયા બે રાજકુંવર મહાન. ૧૮
જઈ ભનંદનને ભેટિયા તે, સહુ ચરિત્ર માંડીને કહ્યાં;
પ્રાઘૂર્ણ રહી ઘણા દિન પછી તે, ઘેર આનંદે ગયાં. ૧૯
હતાં નવયૌવન પ્રગટ્યું જેને, એવો વત્સપ્રી મહારાજ;

---

૧૬ સમાચાર આવ્યો—( ભનંદન તરફનો ).

નવયૌવનાશુ રંગ રમતો, કરી ધર્મકેરાં કાજ. ૨૦
સરિતાતટે ઉદ્યાનમાં, વન વારૂ હોયે જ્યાંય;
વિહાર વનિતાશુ કરે તે, આનંદ પામી મનમાંય. ૨૧
ગ્રહ આકાશિકાદિક રમ્ય સ્થાનક, ત્યાં અલબેલીકેરી સાથ;
કેલિ કરતો રેલી રંગે, ઝાલી જુવતીનો હાથ. ૨૨
રાજકેરાં કાજ કરતો, પમાડતો સર્વને આનંદ;
ભનંદનવય વૃદ્ધ થાતાં, ગયો ભજવા વન ગોવિંદ. ૨૩
પછે વત્સમી રાજા થયો, તેણે કર્યા ઝાઝા યજ્ઞ;
નિરંતર ધર્મે પ્રજા પાળી, થઇ મનમાં મગ્ન. ૨૪
સ્વપુત્રકેરી પેર તે, પ્રજા પાળતો દિનરાત;
તેણે દેશમાં આનંદ ઉત્સવ, ઘેર ઘેર થતો વિખ્યાત. ૨૫
તે રાયકેરા રાજમાં, ચૌરસર્પાદિક જેહ;
તેતણો ભય કાંઇ નો'તો, વળી નામે ઉપદ્રવ હોય તેહ. ૨૬
એમ કશાકેરો ભય નહિ ત્યાં, કો ખોટી ખબર નવ પામે;
વત્સમીનું નામ સુણતાં, અઘ ઓઘ મોટા શામે. ૨૭
માર્કંડેય કહે પછી સુનંદાને, સુત થયા ઉત્પન્ન;
તેનાં નામ હું ગણાવું તુજને, સુણ્ય થઇ તન મન પ્રસન્ન. ૨૮
પ્રાંશુ પ્રચીર ને શૂર નામે, સુચક્ર વિક્રમ ક્રમ;
બલિ બલાક ચંડ પ્રચંડ ને, સુસ્વરૂપ સુવિક્રમ. ૨૯
એવા સુત સહુ તેને થયા, જે મહાપરાક્રમી પુર;
રણજીત સર્વે હતા સાચા, વળી વક્તા વાણી મધુર. ૩૦
એ પેર ધન ધાન્ય ને, પુત્ર પરિવાર સમેત;
સહુ રાજ્ય સોંપી સુતને, ગયો વન તપ કારણ ધરી હેત. ૩૧
વત્સપ્રીનું ચરિત્ર જે કો, સુણે ભણે ને ગાય;
તે જન ભવાબ્ધિને સે'જે તરીને, મુક્તિપુરીમાં જાય. ૩૨

પુરાણી છે આચરણ આવું, કાંઇ તમારા માંય ?
દુષ્ટતાને દીનતા, લે'વાય ઉઘડી જ્યાંય. ૩૩
ત્યાં વારંવારે કશું કે'વું, નિર્લજને શી લાજ;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, થયું વત્સપ્રીચરિત પૂરૂં આજ. ૩૪
ગુરૂકૃપાએ થયોછે અહીં, ષોડશાધિકશતતમોધ્યાય;
પુરાણીજનનું પાધરૂં કરવા, દ્વિજ યથામતિએ ગાય. ૩૫

વલણ.

યથામતિએ ગાય દ્વિજ, ભજી હર વિધિ ગોવિંદ રે;
પાધરૂં કરતાં પાધર માને તો, તેને કરે શું પ્રેમાનંદ રે. ૩૬

---

# खनित्रचरित्र.

## કડવું ૧૯૨ મું.

રાગ ગોડી.

ગુરૂ ગણપતિને લાગું પાય, સા'ય કરો ઉમયા માય;
જયમ ખનિત્રચરિત્ર પૂરૂં થાય,શારદા એવી વાણી આપો સુખદાય. ૧

ઢાળ.

સુખદાય થાય એવી વાણી આપો, કહું ખનિત્રચરિત્ર;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સાંભળ્ય, થઇશ પરમ તું પવિત્ર. ૨
એમ વત્સપ્રીના બાર સુત, જે કહ્યા મેં નિર્ધાર;
તે સર્વે હતા ગુણિયલ ઘણા, સંગ્રામજિત ગુણભંડાર. ૩
તે સર્વમાં મહાપરાક્રમી, પ્રાંશુ નામે વડ ભ્રાત;

તે અવનિતણો અધિપતિ થાતો, જેના ગુણની કહું ખ્યાત. ૪
તે સ્વસમાન ગણતો સ્વય બંધુ, તેણે તેહ કરતા સેવ;
પરિજન સમા આજ્ઞાવરતી સહુ, થઈ રહ્યા તતખેવ. ૫
તેણે યજ્ઞયાગ કર્યા ઘણા, તેમાં મળ્યું દ્વિજને ધન;
દીન હીન અપંગનું વળી, તેણે સંતોષ્યું અતિ મન. ૬
તે યજ્ઞમાં દ્રવ્યદાન કીધું, તેની સંખ્યા ન કોઇથી થાય;
પણ લેતાં લેતાં રહ્યું પડી એમ, દ્વિજ પુરાણે ગાય. ૭
પુષ્કળ ધન એમ રહ્યું પડી ત્યાં, તેણે કરી શું થાય;
વસુંધરા નામ પૃથ્વીતણું પડતું, એમ કહી ગયા મહાકાય. ૮
પ્રાંશુએ સાર્થક નામ કીધું, વસુંધરાનું જાણ;
સ્વપુત્ર પેરે પ્રજા પાળી, તેવડે થયાં વખાણ. ૯
ધનગૃહકેરા સંગ્રહનો તેણે, ઉપયોગ કીધો સાર;
લક્ષાવધિ ક્રતુ કર્યા તેણે, કરી તેની ક્રિયાઓ અપાર. ૧૦
તેણે યજ્ઞ કરિયા એટલા કે, તેની સંખ્યા ન કદી ગણાય;
એક આંકડે કોઇ કહી શક્યો નહિ, એ કેવો ભૂપ ભણાય. ૧૧
એ પ્રાંશુ નૃપને થયો સુત, પ્રજાપતિ મહાકાય;
તેણે યજ્ઞ અપાર કીધા, જેણે સુરવર સુખી કે'વાય. ૧૨
ઇંદ્રકેરી અતુલ તૃપ્તિ, થઇ તેના યજ્ઞ મોઝાર;
તે ક્રતુએ શતક્રતુ વાધ્યો, જેણે હણ્યા વીર્યવાન અસુર અપાર. ૧૩
બલિષ્ટ મધ્યે શ્રેષ્ઠ એવો, બલનામ દૈત્ય ગનાય;
વળી સંગ્રામ માંહે મુખ્ય જે, જંભાસુર નામ ગણાય. ૧૪
ઇત્યાદિ મળીને અસુર હણિયા, ઊનશત કે'વાય;
એવો યજ્ઞકર્ત્તા પ્રજાપતિ, પ્રાંશુતણો સુત ગણાય. ૧૫

---

૮ વસુંધરા ઇ૦—(ઉત્પ્રેક્ષા). ૧૦ ક્રતુ—યજ્ઞ. ૧૫ ઊનશત—નવાણું.

તે પ્રજાપતિને પુત્ર થાતા, ખનિત્ર આદિક પંચ;
તે સર્વમાં ખનિત્ર મોટો, જેને નહિ દંભ પ્રપંચ. ૧૬
તે પ્રસિદ્ધ સર્વમાં હતો પૂરો, માટે થયો રાજા તેહ;
તેના ગુણગણ દેઉં ગણાવી, તું સુણ્ય મુનિવર જેહ. ૧૭
તે શાંત ને સત્યવાદી હુતો, શૂરો પૂરો જાત;
હતો સર્વ પ્રાણીનું હિત કર્ત્તા, સ્વધર્માસક્તમાં પ્રખ્યાત. ૧૮
સેવા ચાકરી વૃદ્ધકેરી, કરતો અહર્નિશ તેહ;
સર્વ શાસ્ત્ર સંપૂર્ણ ભણિયો, વકતા કુશળ નરદેહ. ૧૯
વિનયયુકતે વાણી વદતો, મધુરવક્તા અત્યંત;
સર્વાસ્ત્રમાંહે પ્રવીણ પૂરો, તે હતો મહામતિમંત. ૨૦
સ્વમુખે સ્વસ્તુતિ નવ તે, કરતો કોઇ દિન જાણ;
પ્રિય સર્વજનને હતો અતિ, તે નિત્ય આમ બોલતો વાણ. ૨૧
સકળ ભૂત આનંદ પામો, થાઓ અન્ય સાથે સ્નેહ;
સર્વ ભૂતનું ભદ્ર થાઓ, રહો અપરાધ રહિત તેહ. ૨૨
આધિ વ્યાધિ કોઇને નવ, એથી ન થાઓ દુઃખી કો દેહ;
સર્વ જન પર સર્વકેરી, થાઓ મિત્રતા ઉજેહ. ૨૩
સર્વ દ્વિજનું કલ્યાણ થાઓ, તમને થાઓ પરસ્પરમાં પ્રીત;
વળી સમૃદ્ધિ મળો સર્વે વર્ણને, થાઓ કર્મસિદ્ધિ પ્રતીત. ૨૪
તે સર્વજનને એમ કે'તો, સહુ ભૂત ઉપર નિર્વાણ;
કલ્યાણબુધ્ધિ થાઓ તમારી, એમ સદા વદતો વાણ. ૨૫
જેમ તમે તમારા પુત્રકેરૂં, ઇચ્છોછો હિત અપાર;
તે પ્રકારે સમગ્ર જનનું, હિત વાંચ્છજો નિર્ધાર. ૨૬
એમ વાંચ્છશો તો સદા સર્વદા, છે હિત તમારૂં સાર;
અપરાધ કોણ કોનો કરે, છે વ્યર્થ સહુ સંસાર. ૨૭

---

૧૮ સ્વધર્માસક્તમાં— સ્વધર્મમાં પ્રીતિવાળા પુરૂષોમાં.

કોઈ મૂઢમતિનો માનવી, કરે કૂડું અન્યનું દુષ્ટ;
તો તે પ્રાપ્ત થાયે સર્વ તેને, ભલે કરે મન સંતુષ્ટ. ૨૮
એહનું કારણ દઉં બતાવી, સુણો સજ્જન આજ;
ક્રિયાનું ફળ કરતાનેજ મળતું, છે એવો પ્રસિદ્ધ નિયમસમાજ. ૨૯
એ પેર સમજી સર્વ જાતે, હિત બુદ્ધિવાળા થાવો;
હે જન તેવડે સુખ થાય તમને, તમે લૌકિકપાપ લજાવો. ૩૦
જે આજ રાખે સ્નેહ મુજપર, તેનું સદા થાઓ કલ્યાણ;
જે આ લોકમાં કરે દ્વેષ મારો, તેનું પણ કલ્યાણ થાઓ પ્રમાણ. ૩૧
તે ખનિત્ર પ્રજાપતિકેરો, હતો એવો ગુણવાળો પુત્ર;
સકળ ગુણસંયુક્ત હુતો, વિશાળ કમળનેત્ર જાતે સૂત્ર. ૩૨
તેણે પોતાકેરા સર્વ બંધુ, ભિન્ન ભિન્ન રાજ્યે સાર;
ઘટિત રીતે યોજિયા સહુ, યથાન્યાયને પ્રકાર. ૩૩
પછે વારિધિ છે વસન જેનું, એવી પૃથ્વી સર્વ;
પોતે ભોગવવા લાગિયો, તજી તન મનથી ગર્વ. ૩૪
પૂર્વ દિશાએ નીમ્યો શૌરિ, જેહ પોતાનો ભ્રાત;
ઉદ્દાવસુને અર્પી તેણે, દક્ષિણ દિશા સાક્ષાત. ૩૫
સુનયને પશ્ચિમ દિશા સોંપી, નીમ્યો ઉત્તરે મહારથ જેહ;
તે સર્વ ભ્રાતા અને ખનિત્રકેરા, હતા ભિન્ન પુરોહિત તેહ. ૩૬
તે ભિન્ન ભિન્ન ગોત્રના સહુ હતા, હુતી મંત્રીતણી પણ એ પેર;
વંશ અનુક્રમે જેહ ઉતર્યા, તે એક આચાર્યની નવ મે'ર. ૩૭
કર્યા સ્વેચ્છિત આચાર્ય સહુએ, એવા મંત્રી કર્યા નિરવાણ;

---

૩૦ લૌકિકપાપ લજાવો—આ લોક સંબંધી પાપને દૂર કરો. ૩૪ પછે ઇ૦—પછે વારિધિ (સમુદ્ર) છે વસન (વસ્ત્ર) જેનું એવી સર્વ પૃથ્વી. ૩૭ વંશ ઇ૦-વંશના અનુક્રમે ઉતરતા આવેલા એક આચાર્યની એવી મેહેર નહોતી. અર્થાત્ એકજ ગોત્રના આચાર્ય બધા ભાઇઓને મળી શકયા નહિ.

શૌરિપુરોહિત અત્રિકુળનો, હતો સુહોત્ર નામે જાણ. ૩૮
ગૌતમવંશનો ઉદાવસુ ને, હતો કુશાવર્ત આચાર્ય;
સુનયનો પુરોહિત હતો જે, તે કરાવતો કશ્યપગોત્રી કાર્ય. ૩૯
હતું પ્રમતિ અભિધાન તેનું, હવાં મહારથતણી વદું વાત;
હતો તેનો પુરોહિત વસિષ્ઠકુળનો, પુરોધ્રા નામ પ્રખ્યાત. ૪૦
તે ચાર નૃપતિ રાજ્ય સ્વયનાં, ભોગવતા હતા ભરપૂર;
સાર્વભોમ ખનિત્ર હુતો, સર્વાધિપતિ મહાશૂર. ૪૧
તે સર્વ ભાઇ ઉપરે, અને વળી સર્વ પ્રજાય;
ખનિત્રપુત્ર સરખો પ્રેમ ધરતો, કોને કૂડી નવ કરતો સજાય. ૪૨
એકદા શૌરિતણો મંત્રી, વિશ્વવેદી એવું નામ;
તે અવનિપતિ એકાંત તેડી, વદ્યો પ્રથમથી નિજ કામ. ૪૩
મારે કંઇક કે'વું આપને, તે કહી દઉં રાજન;
આ સકળ પૃથ્વી હોય જેના, સ્વાધીનમાં અનુદિન. ૪૪
કે'વાય તે તો મહાનરપતિ, તેના પછી તેનો પુત્ર;
પૌત્ર ને પ્રપૌત્ર આદિક, એમ વધે તેનું ઘરસૂત્ર. ૪૫
વંશ તેહનો જેહ તે, રાજા થાય નિર્ધ્ધાર;
અન્ય જે ભાઇ તેહના, તે પ્રથમ અલ્પ સમયે સાર. ૪૬
સહુ દેશના રણીધણી થાયે, વળી કહું તેનાં કાજ;
થોડું ઘટે કે વધે કાંઇક, પણ પછે થાય શું મહારાજ. ૪૭
એમ કરતાં ગતકાળ થાયે, તદા તેહ નર નિર્ધ્ધાર;
ચઢતાં ઉતરતાં થઇ જાયે, ઉતરતી હાર મોઝાર. ૪૮
કંઇ વધવાતણી આશા નહિ, વૃદ્ધિ મને માની દેખાય;
જે પૃથ્વીપતિ હોય પૂર્ણ તે, આપ્યું પાળતા સદાય. ૪૯
તેહ ગયા પૂઠે કંઇક જાય, પૃથ્વી અને મળિયું રાજ;

---

૩૮ શૌરિપુરોહિત—શૌરિ નામે ભાઇનો પુરોહિત.

છેવટે સહુ જાય ઝાંહે, સુત કરે કૃષિકારનાં કાજ. ૫૦
આવું નીતિશાસ્ત્રે છે વધું, તે જણાવું છું હું રાય;
વળી એક ચિત્તે સુણો સર્વે, સ્થિતિ માંડળિકની શી થાય. ૫૧
તે માંડળિક રાયનો ભાઇ હોયે, સાર્વભૌમ નરેશ;
અર્પિયું સ્નેહે સામર્થ્ય જેણે, તે નવ ઉદ્ધાર કરતા લેશ. ૫૨
પૃથ્વીપતિ અને ભ્રાત સૂનુ, જેહ અન્ય કે'વાય;
સ્નેહાનુબંધ શો તેમનામાં, એમ નીતિશાસ્ત્રમાં ગવાય. ૫૩
તેના પુત્રને સ્વપુત્રમાં, પરત્વ બુદ્ધિ થાય;
એવા રાયકેરો સુત ભાખો, કયા કાર્યે પ્રીતિ યુક્ત કે'વાય. ૫૪
જેવડે થાય પ્રીતિયુક્તે, તેણે કરી નૃપ સંતોષાય;
એમ કરી નૃપ જો રહે બેશી, તો શી ગરજ મંત્રીતણી ગણાય. ૫૫
મારા સમાન મંત્રી છે તમારે, તેથકી હે ભૂપાળ;
આ અખિલ પૃથ્વી રાજ્યને, ભોગવીશકો આ કાળ. ૫૬
મિથ્યા સંતોષ રાખી કેમ બેઠા, એ નવ નૃપ ગુણ મનાય;
જો ઇચ્છા રાજ્ય કરવાતણી હોયે, તો આવું જોઇએ રાય. ૫૭
જે કાર્ય સિદ્ધિ કરનાર સાધન, તેને કર્ત્તાતણી જરૂર;
અમે સાધનભૂત મંત્રી સર્વ છીએ, છો કર્ત્તા તમો મહાશૂર. ૫૮
તમારૂં કાર્ય છે જે રાજ્યપ્રાપ્તિ, માટે કરો નૃપવર આમ;
સાધનભૂતવડે પિતારાજ્યને, સ્વાધીન કરી લ્યો મહાનામ. ૫૯
અમે પરલોક વિષે જઇને પણ, છીએ ફળ અર્પવા તૈયાર;

---

૫૩ અન્ય — પરભાર્યા. ૫૪ પરત્વબુદ્ધિ—આ તો પારકા છોકરા છે એવી બુદ્ધિ. ૫૫ જેવડે ઇ૦-જેવડે કરીને સાર્વભૌમ રાજા જે પોતાનો ભાઇ છે તે પ્રીતિયુક્ત થાય, તે કાર્ય કરવાવડેજ જે રાજા સંતોષાય અને એમ ભાઇને સંતોષ આપવાનુંજ ઠીક છે એમ ધારી બેશી રહે તો પછી મંત્રીઓની પણ તેને શી ગરજ ( જરૂર ) છે ? ૫૯ સાધનભૂતવડે—સાધનભૂત મંત્રીઓવડે.

પછે તમારે ચિંતા કશી રાજા, ન ઘટે બેશી રે'વું નિર્ધાર. ६०
રાજા કહે ખનિત્ર છે, અમારો જ્યેષ્ઠ બંધુ પ્રમાણ;
તેનાથકી તે છે પૃથ્વીપતિ, એમાં શો દોષ છે સુજાણ. ६१
અમે લઘુભ્રાતા તેહના, તેણે અલ્પપૃથ્વીના પતિ;
હે મહા મતિ અમો પાંચ ભાઇ, પૃથ્વી એકલી નારી સતી. ६२
તો સ્વામિત્વ સર્વ પૃથ્વીતણું, કયમ એક હાથે સંભવે?
સર્વસ્વ તમને લાગશે, સમાધાન તો મંત્રી હવે. ६३
વિશ્વવેદી કહે રાજા, એક પૃથ્વી છે કહો;
તો કયમ સર્વ પૃથ્વી સ્વાધીન તમારે, કરીને નવ તમે રહો. ६४
તમારે સ્થાનકે જ્યેષ્ઠ ભ્રાતા, રાજ્ય કરે થઇ રળિયાત;
તમે કયમ નવ થાઓ સર્વાધિપ, શું તમે નૃપ નથી વિખ્યાત. ६५
જ્યમ યત્ન કરૂં હું તમ અર્થે, ત્યમ તમારા અન્ય બંધુના પ્રધાન;
તેમના હિતાર્થે યત્ન કરતા, મેં જાણ્યા છે મહાન. ६६
રાજા કહે જે જ્યેષ્ઠ ભ્રાતા તે, અનુરાગે કરી ગણે પુત્ર સમાન;
સ્નેહ એવો સર્વપર રાખે, તો કયમ મહીમમત્વ થાય ગુણવાન. ६७
કહે વિશ્વવેદી અહો રાજા, તમો રાજ્ય ઉપર રહી સદા;
જ્યેષ્ઠ ભ્રાતને ભેટ અરપી, પૂજી શકશો થઇ મુદા. ६८
કિંતુ રાજ્ય ઇચ્છા થાય ત્યારે, કોણ જ્યેષ્ઠ ને કનિષ્ઠ;
સાર્વભૌમ પદવી મળી જેને, તેનાં જાય રિષ્ટ ને થાય શિષ્ટ. ६९
માર્કંડેય કહે એમ અહોનિશ તે, ઉપદેશ કરતો જાણ;
ઘણે દિવસે નૃપે માનિયું, મંત્રી વચન નિર્વાણ. ७०
પછે આજ્ઞા આપી તેહને, કરો વિશ્વવેદી ફાવે તેમ;

---

६२ નારી સતી—સતી નારી જેવી (પૃથ્વી). ६४ વિશ્વવેદી—મંત્રીનું નામ. ६७ મહીમમત્વ—તેની પૃથ્વી ઉપર પોતાપણા રૂપ અભિનિવેશ.

પછે વિશ્વવેદીએ યત્ન કીધું, જેમ સ્વનૃપનું થાય ક્ષેમ. ૭૧
તેના ભ્રાતાકેરા સર્વ મંત્રી, પુરોહિત પ્રમાણ;
પછે સર્વરાય વશ કર્યા તેણે, સ્વહિતાર્થે નિર્વાણ. ૭૨
એ સર્વ ભેદ કપટે કરી, ઘટિત રીતિએ કર્યું;
પછે સ્વનૃપકેરી શાંતિ વાંચ્છી, ખનિત્ર રહિત ઉરે ધર્યું. ૭૩
ખનિત્રાભિચાર માટે, અનુષ્ઠાન બેસાડિયાં;
તેના વિશ્વાસુ પરિજન ફેરવ્યા, સામદાનાદિકે કરી તોડિયાં. ૭૪
સ્વદંડકેરો પ્રભાવ વધવા, એવા ઉદ્યોગ કર્યા અપાર;
અનુષ્ઠાન કરવા દ્વિજ બેઠા, તેની સંભાળ નિત્ય લેતો સાર. ૭૫
નિત્ય નિત્ય અભિચાર સાધન, કરતા હુતા પુરોહિત જેહ;
પછે એકાએક ચાર કૃત્યા, ત્યાં ઉપની કરાળી દેહ. ૭૬
તેમનાં વકત્ર અતિ વિકરાળ હુતાં, દર્શે ભયકારી અપાર;
હસ્તમાં દારૂણ શૂલ સાંચું, જેના વિસ્તારનો નહિ પાર. ૭૭
શું કરીએ એમ કહી ઊભાં, તવ અનુષ્ઠાની બોલ્યા દ્વિજ;
જાઓ ખનિત્રનો સંહાર કરવા, તદા ગઈ તેપામી મનમાં રીઝ. ૭૮
વિશ્વવેદી મંત્રી ત્યાં, થતો પ્રસન્ન મન તે વાર;
હવાં કૃત્યાઓ ગઈ કાળ કરવા, તેણે જોયા ખનિત્રના આચાર. ૭૯
તેનાં પુણ્ય પવિત્ર અતિ ઘણાં, તેણે જવાયું નહિ પાસ;
યત્નશીલ થાતાં થયો તેમને, ત્રિવિધિનો ત્રાસ. ૮૦
પછે કોપ કરીને વળી પાછી, તેણે શૌરિપુરોહિત સહુ માર્યા;
વિશ્વવેદી મંત્રીને હણ્યો, વળી તેણે મારવા વિચાર્યા. ૮૧

---

૭૩ ખનિત્ર રહિત ઈ૦—આ જગત્ ખનિત્ર રહિત થાઓ, એમ મનમાં ધાર્યું. ૭૪ ખનિત્રાભિચાર—ખનિત્રને મંત્ર પ્રયોગાદિથી મારવાનું અનુષ્ઠાન. ૭૫ દંડ—રાજ્ય બળ. ૭૭ વકત્ર—મુખ. ૮૦ યત્નશીલ થાતાં—ખનિત્રને મારવાને યત્નશીલ થતાં.

જેણે જેણે ખોટું શીખવ્યું, તે સર્વના લીધા પ્રાણ;
પુરોહિત વિશ્વવેદીને તો, કરી દીધા કચ્ચરઘાણ. ૮૨
આવા મંત્રી ઘણા નૃપના, રાજ્ય તજાવતા દેખાય;
હવાં ગૃહપતિના મંત્રીઓ કંઇ, દ્વિજ વણિક કે'વાય. ૮૩
તેમાં હોય જેનો દ્વિજમંત્રી, પુરાણી જેવો સોય;
તેણે સરવસ્વ ગયું એમ જાણવું, પુઠે મંત્રીનું પાધર હોય. ૮૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ખનિત્રચરિત્રની માંય;
હરિકૃપાએ થયો પૂરો, સપ્તદશાધિકશતતમોધ્યાય. ૮૫

વલણ.

અધ્યાય પૂરો થયો અહિંયાં, હવાં પંથ થોડો તો રહ્યો રે;
ચાતુર્વિંશી દ્વિજે જોઇએ, ગ્રંથ પુરાણીને પૂરો કહ્યો રે. ૮૬

## કડવું ૧૯૩ મું.

### રાગ ગોડી.

માર્કંડેય કહે સુણ્ય ભૂદેવ, ત્યાં એમ દુષ્ટ હણાયા તતખેવ;
જૂદા જૂદા નગરે વસનારા જેહ, એકે કાળે મૃત્યુ પામ્યા તેહ. ૧
જોઇ સર્વ જનને વિસ્મય થયો, કોઇએ સમાચાર ખનિત્રને કહ્યો;
સુણી પુરોહિત વિશ્વવેદી મંત્રીહાણ, થયા ખનિત્રના તલપાપડ પ્રાણ. ૨
અરે આ શું થયું એમ તે ભાખે, શોક વિસ્મય વારંવાર દાખે;
પણ તેનું કારણ નવ કળાય, ખનિત્રે જાણવા કર્યા અતિ ઉપાય. ૩
એવામાં વસિષ્ઠ મુનિ આવ્યા સ્વગેહ, તદા અર્ધ્યપાદ્યે પૂજી બોલ્યો તેહ;
મારા ભ્રાતાના મંત્રી પુરોહિત, થયા નાશ તેની થાય ન કાંઇ પ્રતીત. ૪
હું વિનવી પૂછું મુનિદેવ, કહો જાણતા હો તો તતખેવ;
એમ પૂછવા પરથી મુનિ ભાખ્યા, કર્યા છળભેદ મંત્રીએ દાખ્યા. ૫

શૌરિના મંત્રીએ કહ્યું હતું જેહ, શૌરિએ ઉત્તર વાળ્યા હતા તેહ;
ભ્રાતામાં ભેદ પાડવામાટે, ગયો'તો તે દુષ્ટ જેણી વાટે. ૬
પુરોહિતે કર્યું હતું અનુષ્ઠાન, તે કહ્યું નિષ્પાપને મુનિ મહાન;
જેને શત્રુ ઉપર દયા આવે, જેને કોઇનું ભુંડું મનથી ન ભાવે. ૭
તેનું ભુંડું કરવાને કર્યો પ્રયત્ન, એ સર્વે કહ્યો તુંને મેં યથાયત્ન;
સુણી એ વારતા રાજા પામ્યો ખેદ, અંગે જોતજોતામાં વળ્યો પ્રસ્વેદ. ૮
કર્યા ઘણા ખેદતણા ઉચ્ચાર, રે હું દુષ્ટ દુષ્ટ કે'તો વારંવાર;
વળી વસિષ્ઠ મુનિ પાસે પોતાતણો, તે કરવા લાગ્યો ધિઃકાર ઘણો. ૯
ખનિત્ર કે' હું છું પાપનું સ્થાન, ભાગ્યહીન નઠોર મહાન;
દૈવે દોષરૂપ કરેલો હુંય, મહાપાપી કહું પાપશુંય. ૧૦
હું સર્વ જને નિંદેલો નિર્વાણ, મુને ધિઃક ધિઃક છે મુનિ સુજાણ;
મારે નિમિત્ત મુઆ દ્વિજ ચાર, મારા જેવો કોણ પાપી પૃથ્વી મોઝાર. ૧૧
જો જન્મ ન થયો હોત મારો મુનિ, તો આવી કઠોર વાણી જાત ન સુણી;
જન્મ મારો શુભ કુળ મોઝાર, હું થયો સાર્વભૌમ તેને ધિઃકાર. ૧૨
થયો દ્વિજ નાશકારણ હુંય, હવાં કોને મુખ દેખાડું શુંય;
મારા ભ્રાતાના પુરોહિત જેહ, સ્વામીહિત કરતાં મુઆ નિઃસંદેહ. ૧૩
માટે તે દુષ્ટ નથી તિલમાત્ર, મહામુનિ છે દુષ્ટ મારૂં ગાત્ર;
થયો તેમના નાશનું કારણ જાણ, હવાં શું કરૂં ક્યાં જાઉં અજાણ. ૧૪
વધારે પાપી નથી કોઇ મારા કરતાં, એમ નૃપ બોલતો ડરતાં ડરતાં;
બ્રાહ્મણ નાશ યોગે હું થયો પાપહેતુ, એમ વિલ્પતો રડતો પુણ્યકેતુ. ૧૫
ભલાઇ જેને જોવી હોય તે જુઓ, અમે ભલા ભલા કે'તાં હવેથી રૂઓ;
ભલો તો એક ખનિત્ર રાજા હુઓ, એવો જુઓ ત્યાં સંશય ખુઓ. ૧૬
નિવૃત્તિ પામ્યો ન એટલું કરયે, ઉરે અતિ ઉદ્વેગ તે તો ધરે;
મન રાજકાજમાંથી પાછું વાળ્યું, તેણે વન જઇ ધ્યાન ધરવા ધાર્યું. ૧૭
ન માન્યો કોઇતણો ઉપદેશ, જેને થયો દ્વિજહત્યાએ મનમાં ક્લેશ;

ભરપૂર ભલાઇ રાખી રહ્યો, તોય મને ભુંડો કોઇએ કહ્યો. ૧૮
વા કર્યા પૂઠે કોઇએ વિચાર, તો હવે એ રાજ્ય કરવામાં ધિઃકાર;
એવા પૂછનારને દતો ઉત્તર, પછે કને બોલાવ્યો સુત વર. ૧૯
તેને રાજ્યાભિષેક કર્યો તે વાર, સાર્વભૌમ ક્ષુપ થયો નિર્ધાર;
ખનિત્રે સાથે લીધી પોતાની ત્રણ નાર, ગયો તપ કરવા વન મોઝાર. ૨૦
વાનપ્રસ્થ વિધિનો જ્ઞાત તેહ, દમી સાડાત્રણસેં વર્ષ પર્યંત દેહ;
હે દ્વિજસત્તમ તે વનવાસીકેરી, જદા સફળ થઇ આરાધન ફેરી. ૨૧
ક્ષીણ થયો તપવડે અતિ દેહ, તવ તેણે વિચાર્યું એહ;
સાધી સમાધિ રોક્યાં સહુ દ્વાર, પછે પ્રાણત્યાગ કર્યો તે વાર. ૨૨
કર્યા અશ્વમેધ યજ્ઞ જેણે અપાર, છતાં ન મળ્યા સુખ ભોગ નિર્ધાર;
તેવાં સર્વે સુખ પામ્યો તેહ, થયો અક્ષય લોકવાસી થઇ નિઃસંદેહ. ૨૩
તેની ત્રણ સ્ત્રીઓ તેની સાથે, પ્રાણત્યાગ કરી ગઇ સંઘાતે;
તે સાલોકયતા પામી પતિ સહિત, છે એવું માહાત્મ્ય કરે પરહિત. ૨૪
એમ મહાભાગ ખનિત્રનું ચરિત્ર, સુણનાર ભણનાર થાયે પવિત્ર;
છે પાપનાશકર્ત્તા પૂરેપૂરૂં, હવાં ક્ષુપચરિત્ર કહું મધુરૂં. ૨૫
કહે પુરાણી સર્વને આમ, અમારામાં વશી ભલાઇ ઠામેઠામ;
ગૌમુખા દખાઇએ અમે, હર હર ભજિયે સર્વે સમે. ૨૬
રાધાકૃષ્ણ આશા પૂરે અમારી, દખાડે એવી દીનતા ઉચ્ચારી;
કિંતુ ગૌમુખવ્યાઘ્ર છે એહ, જાણો જન સહુ નિસંદેહ. ૨૭
સંવત સત્તરસેં પાંસઠયમાંય, ખનિત્રચરિત્ર પૂરૂં થયું જ્યાંય;
પુરાણી જનની કૃપાએ કરી, દાખી ભલાની ભલાઇ ઉચ્ચરી. ૨૮
ઇતિ .. માર્કંડેય પુરાણે, ખનિત્રચરિત્ર સમાપ્ત પ્રમાણે;
થયો અષ્ટાદશાધિકશततમોઽધ્યાય, સુણે ભણે આ ચરિત્ર તે સુખી થાય. ૨૯

---

૨૪ સાલોકયતા— પતિ જે લોકમાં ગયો તે લોકમાં જવારૂપ મુક્તિ.

વલણ.

ખનીત્રકેરૂં ચરિત્ર સુણતાં, સુખી થાય નર નાર રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઇ ન જાણે, ભજે બ્રહ્મા શંકર મુરાર રે. ૩૦

———○✻○———

## ક્ષુપચરિત્ર.

### કડવું ૧૯૪ મું.

રાગ મેવાડો.

શ્રી ગુરૂ ગણપતિ હો, નમન કરૂં નેહથી;
શારદા પૂરો આશા હો, ઉજેહકાર ઉજેહથી. ૧
ક્ષુપચરિત્ર કે'વા હો, આશા ઊર અતિઘણી;
માર્કંડેય કે'છે હો, સુણે ક્રૌષ્ટુકિ દ્વિજમણિ. ૨
ખનિત્રસુત ક્ષુપ હો, રાજ્યાસને બેઠો જદા;
પિતા પેરે પ્રજારંજન હો, કરતો ધર્મે કરી સદા. ૩
પ્રજા પાળવા પ્રીતિ હો, રાજા ધરતો અતિ;
તે દાનશાલી કે'વાયો હો, મખકર્ત્તા થયો મહામતિ. ૪
વ્યવહારાદિક કાર્યે હો, શત્રુ મિત્ર તે જોતો;
સમાન બુદ્ધિએ કરી હો, અન્ય સંશય ખોતો. ૫
અહો મુનિસત્તમ હો, એક દિવસે ત્યાંહી;
તે રાજ્યાસન પર બેઠો હો, જેને વશ્યું પુણ્ય મનમાંહી. ૬
તદા સૂત માગધ બોલ્યા હો, પૂર્વે ક્ષુપ થયો રાજા;
તેના જેવો છું તું નૃપ હો, ક્ષુપ નામે મહામાઝા. ૭
થયો બ્રહ્માનો પુત્ર ક્ષુપ હો, તેનું હતું ચરિત જેવું;

તેવું સમ્યક્ છે તારૂં હો, પવિત્ર ચરિત્ર એવું. ૮
તદા ક્ષુપ નૃપ બોલિયો હો, હું તે મહાત્માતણું;
ચરિત્ર સુણવા ઇચ્છું હો, કહો હશે શુચિ ઘણું. ૯
જો તેના જેવું થાય મારાથી હો, તો હું તેમ આચરૂં;
વળી વળી શું વદું હો, ન અસત્ય રજ ઉચ્ચરૂં. ૧૦
સૂત કે'તો કથા હો, સાંભળો નરમણિ આજે;
તેણે દ્વિજ સુરભિ પરથી હો, કર કાઢી લીધો શુભકાજે. ૧૧
ષષ્ઠાંશવડે તેણે હો, પૃથ્વી વિષે યજ્ઞ કર્યા;
તવ રાજા બોલ્યો હો, વિચાર ધ્યાન માને ધર્યા. ૧૨
તે માહાત્માને માર્ગે હો, મારા જેવો કયમ જાયે!
તોય પવિત્ર ઉત્તમ ચરિત્ર જેનું હો, તેનો અનુયાયી નવ કો થાયે. ૧૩
હું કરૂં યત્ન તેવો હો, તે કાજે પ્રતિજ્ઞા ધારૂં;
સર્વે સાંભળો બેઠા હો, અસત્ય નવ ઉચ્ચારૂં. ૧૪
તે મહારાજા ક્ષુપ જેવું હો, આચરણ હું કરીશ સહી;
છે ચાર અબ્ધિ મર્યાદા જેની હો, હું ભોગવું એવી મહી અહીં. ૧૫
તે પૃથ્વીની માંહે હો, ધાન્ય પ્રાપ્તિ થાવાને;
અહર્નિશ ત્રણ યજ્ઞ હો, હું કરીશ દુઃખ જાવાને. ૧૬
શુભ પાક થાઓ કે ન થાઓ હો, પણ પ્રતિજ્ઞા પાળીશ પૂરી;
સુરભિદ્વિજપર જે આવી હો, કરનિમિત્ત શ્રી પૂરી અધૂરી. ૧૭

---

૧૨ ષષ્ઠાંશવડે—પ્રજા પાસેથી ઉત્પન્નનો છઠ્ઠો ભાગ લેઈને તેવડે યજ્ઞ કર્યા. ૧૬ અહર્નિશ—નિરંતર (પ્રતિવર્ષે). ૧૭ સુરભિ ૪૦—કરના નિમિત્તથી સુરભિ (ગાય) અને દ્વિજ (બ્રાહ્મણ) ઉપર જે પૂરી કે અધૂરી શ્રી(લક્ષ્મી) આવી હશે તે હું યજ્ઞ કરીને દક્ષિણાને બાહાને પાછી આપીશ.

તે સર્વને આજ હો, પાછી આપીશ જાણો;
એ મારી પ્રતિજ્ઞા થાઓ સત્ય હો, પછે ક્ષુપ જેવો મુને વખાણો. ૧૮
માર્કંડેય કહે સુણ્ય મુનિ હો, એ રીતે પ્રતિજ્ઞા કીધી;
તે તેણે પૂરે પૂરી પાળી હો, વળી ઘણી પૃથ્વી દાને દીધી. ૧૯
જ્યાં ધાન્ય નીપજિયું હો, કે તે ત્રણ યજ્ઞ કરતો સહી;
પ્રથમ દ્વિજસુરભિ ઉપર હો, જે કર લીધો હતો કહી. ૨૦
તેટલું દ્રવ્ય તેણે હો, દ્વિજસુરભિ નિમિત્ત આપ્યું;
એમ દીનજનનું દારિદ્ર્ય હો, કપાય તેટલું તેણે કાપ્યું. ૨૧
તેને પ્રમથા નારી વિષે હો, પ્રશંસનીય પુત્ર હવો;
વીર નામ તેનું હો, તે થયો પિતા જેવો અવનવો. ૨૨
પછે રાજા વનવાસ જાતો હો, સોંપી પુત્રને સર્વે;
તપ કરી પામ્યો નિવૃત્તિ હો, પધાર્યો મુક્તિ પર્વે. ૨૩
જો દાન લેવું હોયે હો, તો જાઓ પુરાણી બાવા;
ક્ષુપ આપશે પૂરૂં હો, પછે ધનદુઃખ રે'શે નહિ ગાવા. ૨૪

વલણ.

ધનદુઃખ ગાવા રે'શે નહિ, પણ જો ન કરે તહીં કોઈ આડ રે;
ભક્તમણિ માટે છે તે પુરી, જોઇ પુરાણીને ઘરે દ્વારમાં પા'ડ રે. ૨૫

———o✻o———

---

૨૨ પ્રશંસનીય—વખાણવા જેવો. ૨૫ આડ—અટકાવ. અટકાવ કરવાનું કારણ કહે છેઃ ભક્તમણિ ૪૦—૨૫૯ છે.

# विविंशचरित्र.

## કડવું ૧૯૫ મું.

### રાગ કેદારો.

ગુરૂ ગણપતિ લાગું પાય, કરો કરૂણા જેમ કષ્ટ જાય;
થાય સુખ શાંતિ આઈ કૃપાવડે રે. ૧
માર્કંડેય કહે સુણ્ય મુનિ, એમ ભુપ નિવૃત્તિ નામ્યો ગુણી;
સુણી જેની કીર્ત્તિ નભ સુધી અડે રે. ૨
પછે તેનો કુંવર વીર જેહ, થયો ભૂમિપતિ પરાક્રમી દેહ;
તે પ્રતાપી પૂરો પૃથ્વીમાં હવો રે. ૩
વશ કર્યા શૂરત્વે રાજા, જેની કોઇ ઉલ્લંઘી શકે નવ માઝા;
એવો રાજા ભૂમિમંડળમાં એ અવનવો રે. ૪
તે વિદર્ભ રાજાની પુત્રી વર્યો, જઇ નંદિનીનો પાણિ ધર્યો;
કર્યો સુખવિલાસ તે સતીશુ અતિ રે. ૫
વિવિંશ નામે તેને સુત થયો ઉત્પન્ન, તદા વીર નૃપ થયો અતિ પ્રસન્ન;
પછે વન ગયો રાજ્ય તજી મહામતિ રે. ૬
વિવિંશ પૃથ્વીપાળ થયો નિર્ધાર, તદા થઇ પૃથ્વીપૃષ્ઠે વસ્તી અપાર;
તેવા ગાઢ વિસ્તારનો પાર કો લહે રે? ૭
માગ્યા મેહ વરસતા ત્યાંય, મનમાન્યાં ધાન્ય ઉપજતાં જ્યાંય;
લોક રાય વિવિંશ રૂડો કહે રે. ૮
અનાજના રોપા સહુ ફળવાન, રસવાળાં ફળ ઉપજતાં મહાન;
દાન રસ પુષ્ટિકેરૂં દેતા ઘણું રે. ૯
પુષ્ટિ એવી હતી નિર્વાણ, જેણે ઉન્માદ થતો ન પ્રમાણ;

---

૨ સુણી—સુણી છે. ૩ વીર—એ નામનો રાજા. ૯ પુષ્ટિ કેરૂ—પોષણ ક્રિયાનું.

કરૂં એવા સુજાણનું વર્ણન સોહામણું રે. ૧૦
ભર્યા રે'તા અસંખ્ય ધનભંડાર, કિંતુ કો નરને મદ ન થાતો તે વાર;
સહુ ભજતા મોરાર દયાળ કૃપાળ રે. ૧૧
કહે માર્કંડેય ભૂદેવ, કરતા તેની સર્વે શત્રુ સેવ;
અરિ અહમેવ ગળી ગયા તે કાળ રે. ૧૨
સ્વસ્થતા સજ્જનને મન અતિ, જ્યાં નવ દુર્જનની દુર્મતિ;
મહાગતિ નૃપ રતિપુત્રશી ધરે રે. ૧૩
પોષ્યવર્ગ પૂજતો જે ઠામ, પ્રસર્યો'તો આનંદ ધામોધામ;
ઘણાં શુભ કામ કરવાની ઇચ્છા તે કરે રે. ૧૪
પછે તેણે યજ્ઞ કર્યા અપાર, સમ્યક્ પ્રકારે પૃથ્વી પાળી નિર્ધાર;
તે વાર અરિ આવ્યા લઢવા ઉલટી રે. ૧૫
વિવિંશ યુદ્ધ કરવા ગયો તે કાળ, તેણે કર્યું અરિશું યુદ્ધ અતિ વિક્રાળ;
તે કાળે અરિ પડ્યા સર્વે લટી રે. ૧૬
એમ સમાધાન કરી કર્યો અધર્મ, માર્યો વિવિંશને એકલો ધારી પર્મ;
યુદ્ધ કર્મમાં એમ તે નૃપ મુઓ રે. ૧૭
ઇંદ્રલોક પામ્યો તે પૃથ્વીપાળ, તેને હતો ખનીનેત્ર નામે બાળ;
તે ભૂપાળ થયો હવાં જુઓ રે. ૧૮
વિવિંશકેરૂં ચરિત્ર ગાય જેહ, તેની કપટે કપાય ન દેહ;
સંદેહ એ વાતમાં નવ આણવો રે. ૧૯
સ્વવિદ્યાની વૃદ્ધિ દેખાડવા, મહાન મોટા પંડિત પેખાડવા;
લેખાડવા લક્ષણ પુરાણી પ્રમાણવો રે. ૨૦
એવાં કરે અનેક તે કૃત્ય, માને અસત્યને કરી સત્ય;
મૂઢ ગત્ય પુરાણીની એવી ઘણી રે. ૨૧

---

૧૦ ઉન્માદ—ઉન્મત્તપણું. ૧૬ લટી પડયા— અર્થાત્ સંધિ કર્યો.

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, થયું વિવિંશચરિત પ્રમાણ;
સુજાણ સંશય છેદાશે જુઓ ભાણી રે. ૨૨
(થયો ઉનવિંશત્યધિકશતતમોધ્યાય, જેમાં પવિત્ર ચરિત્ર વિવિંશ કે'વાય;
સુણે ભણે તે પાવન થાય મહામતિ રે. ૨૩
હવાં કરો કૃપા દીનદયાળ, થાઓ દ્વિજ ઉપર કરૂણાબ્ધિ કૃપાળ;
સંભાળ સેવકની લ્યો રમાપતિ રે. ૨૪

વલણ.

રમાપતિ લ્યો સંભાળ મારી, પૂર્ણ આણી પ્રેમ રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, ભર્યો વપુમાં મહાવે'મ રે. ૨૫

---

## खनीनेत्रचरित्र.

### કડવું ૧૯૬ મું.

રાગ સામેરી.

શંભુસુતને લાગું પાય, ભારતી આરતી પુરો સુખ થાય;
દ્વિજ ખનીનેત્રચરિત્ર યથામતિ ગાય, કરો ગુરૂવર તેમાં તમે સા'ય. ૧

ઢાળ.

સા'ય કરજો ગુરૂ મારા, માર્કંડેય કહે કથાય;
ક્રૌષ્ટુકિ મુનિ સહુ સાંભળે, જાય જેણે જન્મોજન્મ વ્યથાય. ૨
વિવિંશસુત ખનીનેત્ર જે, હતો પરાક્રમી બળવાન;

---

૨૩ ઊનવિંશત્યધિકશતતમઃ-એકસો ઓગણીસમો. ૨૫ વપુ—શરીર.
૧ આરતી—આરત—ઈચ્છા.

તેણે પિતા અરિકેરો નાશ કીધો, પછે પૃથ્વી પાળતો ગુણવાન. ૩
કોઇ અરિ ના'તો તેહને, કરતો નિષ્કંટક રાજ;
તેણે યજ્ઞ અસંખ્ય કર્યા પછે, સુધારવા પરલોકકેરૂં કાજ. ૪
વિસ્મયવાળા ગુણી ગંધર્વ સહુ, ખનીનેત્ર યજ્ઞ મોઝાર;
ઘણા ગાન કરવા આવતા, લેઇ સાજ સમાજ અપાર. ૫
ખનીનેત્ર સરખો યજ્ઞકર્ત્તા, કોઇ પૃથ્વીમાં નહિ થાય;
તેણે દશસહસ્ર યજ્ઞ પૂરા કર્યા, પછે કેવું દાન કરતો રાય. ૬
સમુદ્ર સહિત સહુ પૃથ્વી તેણે, અર્પી દ્વિજને કરી દાન.
પછે તપવડે ધન ઉપાર્જીને, વળી ધનગૃહ ભરે મહાન. ૭
તે ધનવડે જે આપી દાને, તે પૃથ્વી મૂકાવી ત્યાંય;
એમ અસંખ્ય દ્વિજને દાન દીધાં, એવો ખનીનેત્ર નૃપવરમાંય. ૮
એ સર્વોત્તમ દાતા કનેથી, લીધા દ્વિજોએ ધનભંડાર;
યાચકજન સંતોષિયા દાને, ઇચ્છા તૃપ્ત કરી અપાર. ૯
પછે અન્ય નૃપ પાસે પ્રતિગ્રહનું, રહ્યું નહિ રજ કાર્ય;
જેણે છોતેર સહસ્ર ને છોતેર શત, ને છોતેર મખ કર્યા મહાઆર્ય. ૧૦
તેમાં આખી પૃથ્વીકેરી દક્ષિણાઓ, ન આપતાં લગાડી વાર;
તે નૃપને કુંવર હતો નહિ, તે થાતો અહોનિશ વિચાર. ૧૧
કોઇ મુનિએ કહ્યુ કરચ પિતૃપૂજન, માંસ જાતે મેળવી;
તો તુજ મનોરથકેરી સિદ્ધિ થાયે, જો તું ભલું જાણે ભેળવી. ૧૨
તે વચન સુણી રાય ગયો મૃગયા, ધરી વર્મ ધનુષ્યને બાણ;
ખડ્ગ ખપુવો લેઈ ચઢયો અશ્વે, ન લીધું સૈન્ય સાથ નિર્વાણ. ૧૩
એકલો ગયો ગાઢ વનમાં, પૂરપાટ મૂકી અશ્વ;

૪ નિષ્કંટક—કાંટા (રૂપ શત્રુ) વગરનું. ૧૦ છોતેર ૭૦—૮૩૬૭૬ યજ્ઞ કર્યા. ૧૩ વર્મ—કવચ.

ઉગી ગહન વનમાં વનસ્પતિ, દર્શે પશુ પક્ષી સર્વસ્વ. ૧૪
રાય જોતો જોતો ચાલતો, એવે એક મૃગ નીકળ્યો બા'ર;
તે ઉચ્ચર્યો માનવની પેરે, શુદ્ધ સરળ કરી ઉચ્ચાર. ૧૫
મુને મારી કરચ તું કાર્ય ધાર્યું, નૃપ લગાડીશ નવ વાર;
નૃપ કહે મુને જોઇ ભાગે, અન્ય મૃગ અવિધાર. ૧૬
તું નાસતો નથી ત્રાસતો નથી, કયમ મૃત્યુ ઇચ્છતો મૃગબાળ;
મૃગ કહે ભૂપાળ મારે, નથી સંતતિ આ કાળ. ૧૭
એમ પ્રયોજનવિહીન છે, મારૂં જીવતર વૃથાય;
તો શા કાજ મારે જીવવું, તેનું કારણ મુને નવ કળાય. ૧૮
માર્કંડેય કહે મૃગ રાય એ રીત, વાત કરતા જયાંય;
ત્યાં બીજો મૃગ આવી નિકટ ઊભો, અતિ હરખતો મનમાંય. ૧૯
જોઇ રાયને તે બોલિયો, એ મૃગને ન મારીશ તુંય;
તેં વાત કરી એ સાથ એ તો, થયું સંપૂર્ણ માનું હુંય. ૨૦
હણો મુજને સત્વર થઇ, મારૂં માંસ લ્યો નરનાથ;
કર્મ આચરો ધર્મ ધારો, લ્યો મારી મુને નૃપ સાથ. ૨૧
સિદ્ધ અર્થ થાશે તમતણો, ને થશે મુજપર ઉપકાર;
નૃપ પુત્ર અર્થે પિત્ર પોષવા, તમે કર્યો છે નિરધાર. ૨૨
તો આ અપુત્રમૃગના માંસથી, મનોરથ પ્રાપ્તિ નહિ થાય;
જેવું કર્મ સંપાદવું હોય તેવું, જો સાહિત્ય તો મેળવાય. ૨૩
જેમ સુગંધિ વસ્તુના ગંધજ્ઞાનનો, નિર્ણય દુર્ગંધિએ નવ થાય;
એમ બોલતો મૃગ સુણી બોલ્યો, મહાવીર ધીર ત્યાં રાય. ૨૪
પે'લા મૃગે વૈરાગ્ય કારણ કહી, અપુત્રતા મુને જાણ;
તેમ તુજ પ્રાણત્યાગનું કહે કારણ, કયમ વૈરાગ્ય થયો પ્રમાણ. ૨૫
મૃગ કહે હે રાય મારે, છે ઘણાં પુત્રી પુત્ર;

તેમનું કરવું પોષણ મારે, વળી સંપાદવાં ઘરસૂત્ર. ૨૬
જેની ચિંતાવડે થયેલી દુઃખરૂપી, દાવાગ્નિ જ્વાળ કરાળ;
તે માંહી હું બળ્યા કરૂં છું, હે નરમણિ ભૂમિપાળ. ૨૭
અમારી મૃગજાતિ જે છે, તે ઘણી ભયશાલી છે ભૂર;
વળી સાધ્ય છે સહુ કોઇને, ફરે મૃગયા ઘણા નર શૂર. ૨૮
બાળ જે જે માહરાં છે, છે તે ઉપર મમતા બહુ.
એ કારણથી હું દુઃખી ને દીન, વળી કારણ સહુ માંડી કહું. ૨૯
હે પૃથ્વીપતિ ભય મનુષ્યથી ને, સિંહથી નિર્વાણ;
વ્યાઘ્ર વરૂથી ભય મુજને, થાય જાણ સુજાણ. ૩૦
સર્વ પ્રાણી માંહે અધમ જે, શૃગાલ ને વળી શ્વાન;
તેતણો પણ ભય મુજને, તું સમજ સહુ રાજાન. ૩૧
એમ છે માટે હું મહાપાપી, મારા કુટુંબ અર્થે ભૂપ;
નરસિંહાદિકના ભયવડે, અખિલ મહીનું વિચારૂં શૂન્ય સ્વરૂપ. ૩૨
સુરભિ અજા ને બોકડાં, અશ્વ આદિક જાણો સર્વ;
તૃણ ઉપર નિર્વાહ સહુનો, માટે મુને થાય ન ધર્વ. ૩૩
મુજ કુટુંબકેરા પોષણાર્થે, હું જાણું મરે સર્વ તો સારૂં;
એમ વારંવારે નૃપમણિ હું, ધ્યાન માને ધારૂં. ૩૪
જદા મારાં બાળ નીકળે, ભિન્ન ભિન્ન વન મોઝાર;
તદા મમતાએ છવાયલું ચિત્ત મારૂં, ચિંતાતુર થાય અપાર. ૩૫
કોઇ વન ફરતા મુજ બાળને, પાશ વજ્રે સાથ;
ફાંદા માંહે ફસાવી કોઇ, લેઇ જઇ કાયા ખાય. ૩૬
વા મનુષ્ય કે સિંહ સ્વાધીન, રખે કો થઇ જાય;
આ એક તો અહીં આવિયો પ્રભુ, જે જોઇ મન મકલાય. ૩૭

---

૨૮ ભયશાલી—બીકણ. ભૂર—અત્યંત. ૩૨ નરસિંહાદિકના—નરના અને સિંહ વગેરેના.

પણ મારાં બીજાં બાળક ગયાં છે, ચરતાં ચરતાં વન મોઝાર;
તે કેવી અવસ્થાને પામશે, હું કરૂં વારંવાર વિચાર. ૩૮
હે નૃપ મુજ પુત્ર મારી પાસ આવે, તવ થાય મુને કંઇક નિરાંત;
રાત્રિ સુખમાં જાય તેની, એમ હું વિચારૂં થઇ શાંત. ૩૯
પ્રાતઃકાળે સૂર્ય ઉગ્યો, તે આથમ્યા સુધી સોય;
દિવસ કુશળ જાય સહુનો, વળી રાત્રિ કુશળ હોય. ૪૦
છે સદૈવ ઇચ્છા મુજ મનમાં, કે કુશળ રહે સર્વત્ર;
કંઇ અકુશળ જણાય નહિ, થાય એવું ક્યારે અત્ર. ૪૧
હે ભૂપ એ ઉદ્વેગ કારણ, કહ્યું માંડી મેંય;
હવાં કૃપા કરી મારા ઉપરે, બાણ નાખવું જોઇએ તેંય. ૪૨
એવાં અનેક કારણથકી વીંટાયો, વળી જે કારણે તજું પ્રાણ;
તે સર્વ તુજને આજ ભાખું, તું સમજ જાણ સુજાણ. ૪૩
આત્મઘાતી મનુષ્ય પામે, અસૂર્યા નામે લોક;
પ્રભુ યજ્ઞાર્થે જે કામ લીધો, તે પશુ પામે ઉત્તમ ઓક. ૪૪
પૂર્વે વન્હિ વરૂણ ને સવિતા, પશુ થયા'તા પ્રમાણ;
તે યજ્ઞકામે આવિયા'તા, માટે ઉત્તમ સ્થાન પામ્યા જાણ. ૪૫
હે પ્રભુ એવું સાંભળ્યું મેં, માટે કૃપા કરો મહાન;
મુને સત્વર પમાડો રાય જી, તમો અનુત્તમ સ્થાન. ૪૬
તમને પુત્રલાભ થશે સહી, મનોરથ સિદ્ધ થાશે સાર;
તવ પૂર્વ મૃગ કે' સાંભળો, હે રાજેંદ્ર ગુણભંડાર. ૪૭
છે આ મૃગને પરિવાર પ્રૌઢો, તેણે એ પુણ્યશાલીને છે ધન્ય;
માટે એને હણવો નહિ નૃપ, કંઇ વિચાર કરીને અન્ય. ૪૮
હું છું સંતતિહીન વાંઝિયો, નથી રડનાર મારે કોઇ;

૪૪ અસૂર્યા—એ નામે નરક.

માટે વે'લા થઇ મુજને હણો, જેની પાછળ રહે નહિ કોઇ રોઇ ૪૯
અન્ય મૃગ કે' સુણ્ય રાજા, જેને છે દેહનું એક દુઃખ;
એવો એ મૃગ ધન્ય છે, કયાં એ સમાને છે સુખ. ૫૦
જેને ઘણા દેહનું દુઃખ છે, તે વર્ણાય કેઇ પેર;
કંઇ વિચારમાં આવે નહિ, માટે કરો મુજ પર મે'ર. ૫૧
હું હતો જ્યારે એકલો, ત્યારે હતું મુને મારૂં દુઃખ;
જ્યારે પરણ્યો મૃગી સ્ત્રી પદ્મિની, ત્યારે અમારૂં થયું દુઃખસુખ. ૫૨
એ રીતે ઉભય પ્રકારનું, નૃપ દુઃખ થયું નિર્વાણ;
જ્યારે થયાં બાળક મુજને, ત્યારે થયાં તેટલાં દુઃખ પ્રમાણ. ૫૩
મારા મન રૂપી શરીર જાણો, જેટલાં નરદેવ;
દુઃખ છે પણ તેટલાં પ્રભુ, કહું સર્વ તજી અહમેવ. ૫૪
માટે આ પૂર્વ મૃગનો જન્મ છે નહિ, દુઃખાર્થે ભૂપાળ;
એ મહાભાગ્યશાલી હરિણ છે, માટે તું રખે એને ટાળ! ૫૫
મારો જન્મ છે આ લોકમાં, અતિ દુઃખાર્થે પ્રમાણ;
છે પરલોકે દુર્ગતિ દેતા, તે સમજાવું જાણ સુજાણ. ૫૬
મુજ બાળકકેરા રક્ષણાર્થે, પોષણાર્થે પૂર;
હું ચિંતા કર્યા કરૂં છું અતિ, વળી વાંચ્છું કુશળ મોટા શૂર. ૫૭
એ કારણમાટે થશે નિશ્ચે, મુને નરકપ્રાપ્તિ સુજાણ;
રાજા કહે હું સમજતો નથી, કે કોના હરવા પ્રાણ. ૫૮
છે સંતતિ તે ધન્ય છે, કે અસંતતિ ધન્ય કે'વાય;
તે આ સ્થળે નિર્ણય થાય નહિ, ધર્માધર્મ નવ લે'વાય. ૫૯
હે મૃગ આ આરંભ મારો પુત્ર અર્થે, સત્ય છે પ્રમાણ;

---

૫૫ ટાળ—ટાળે—મારે! ૫૮ એ કારણમાટે—કુંટુંબપોષણની ચિંતામાં હરિ ન ભજવાથી.

તેણે ડોલાયમાન થયું મન મારૂં, મારી મુઝાય છે અતિ વાણ. ૬૦
રે આ લોક કે પરલોક મધ્યે, છે સંતતિ દુઃખ દેનાર;
તોયે અપુત્રકેરાં પંચ ઋણ જે, નથી નિવૃત્તિ પામતાં નિર્ધાર. ૬૧
એવું મેં શાસ્ત્ર પુરાણે સાંભળ્યું છે, તેથી કરૂં નિર્ણય એક;
પ્રાણહિંસા કર્યા પાખે, ધરૂં પુત્રાર્થે યત્નનો વિવેક. ૬૨
તપવડે મારે પુત્ર થાશે, એમ થાય છે સિદ્ધ;
માટે તમે સુખે જાઓ ઉભય મૃગ, મેં તપસી થવું પ્રસિદ્ધ. ૬૩
આ ઉભય મૃગ જેવા ઘણા છે, અર્થ કરતા પુરાણી દેવ;
દેહ કષ્ટાવતા યજમાનને, મિષ્ટાન આરોગીને તતખેવ. ૬૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ખનીનેત્રચરિતં નામ;
વિંશાધિકશતતમોધ્યાય પૂરણ, હવે રાજીવલોચન રામ. ૬૫

વલણ.

રાજીવલોચન રામકૃપાએ, ચક્રવિણ રથ ચાલ્યો જાય રે;
નથી રથી કે કોઇ સારથિ, નથી ધનુ બાણ પાણની માંય રે. ૬૬

## કડવું ૧૯૭ મું.

### રાગ મારૂની દેશી.

માર્કંડેય કહે કૌષ્ટુકિ મુનિ, સુણ કથા પરમ પવિત્ર;
વિવિંશસુત ખનીનેત્રનું, પુણ્યકારી પૂરણ ચરિત્ર. ૧
પછે તે રાજા ગયો જ્યહાં, તીર્થ હતું પાપનાશક ગોમતી;
ત્યાં જઇ નિત્યે નિયમ ધરી રહ્યો તે, કરતો ઇંદ્રની સ્તુતિ મહામતિ. ૨
મન વાણી કાયા રાખી નિયમે, ઉગ્ર તપને આચર્યું;
પછે તે નૃપે એક ચિત્તે ઇંદ્રની સ્તુતિ, કરવા અતિશે આદર્યું. ૩

---

૬૬ રથ—ગ્રંથ રૂપી.

તેની સ્તુતિ તપ ને ભક્તિ જોઇ, થયો સુરેંદ્ર પ્રસન્ન;
પ્રત્યક્ષ દર્શન દેઇ વદ્યો તે, તુજ તપભક્તિએ રીઝયું મારૂં મન. ૪
તેં જે સ્તોત્રનો ઉચ્ચાર કરિયો, તે સુણી રીઝયો હું અપાર;
માગ્ય માગ્ય મુખ માગ્યું આપું, તુંને હું આ વાર. ૫
રાજા કહે હું અપુત્ર છું, માટે પુત્ર દ્યો દેવેશ;
સર્વ શસ્ત્રમાં ધારી શ્રેષ્ઠ હોયે, વળી અખંડ ઐશ્વર્યવાળો એવ. ૬
હોયે ધર્મજ્ઞ ને ધર્માચારી, પુણ્યશાળી હોય પવિત્ર;
જેના નરનારી ગાયે અહોનિશ, ચારૂ સહસ્રાક્ષિ ! ચરિત્ર. ૭
તથાસ્તુ કહી ઇંદ્ર થાતો, તે સ્થળે અંતર્ધાન;
જેના મનોરથ સિદ્ધ થયા તે, ઘેર ગયો રાજાન. ૮
નગરે આવી કર્યું તેણે, પ્રજાપાલન પૂર;
એમ રાજ્ય કરતા તેહ નૃપને, ઇંદ્રકૃપાએ મહાશૂર. ૯
પુત્ર એક પ્રગટયો સહી, જેનું બલાશ્વ પાડયું નામ;
તેને શીખવી સહુ શસ્ત્રવિદ્યા, પછે વન ગયો મહાધામ. ૧૦
આ ખનીનેત્રકેરૂં ચરિત્ર પાવન, જે સુણે ભણે કે ગાય;
તેના તાપ પાપ સંતાપ ટળશે, તે ખનીનેત્ર સમ સુખી થાય. ૧૧
સંવત સત્તર પાંસઠયમાં, કર્યું યથામતિ આખ્યાન;
સંસ્કૃત જોઇ પ્રાકૃત કર્યું છે, પછે તેનું થાય કયમ વ્યાખ્યાન. ૧૨

વલણ.

વ્યાખ્યાન કયમ કરી થાય શ્રોતા, વકતા વિચારો મન રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, જેને એક હરિ તન મન ધન રે. ૧૩

———o*o———

૫ સ્તોત્ર—સ્તુતિ પાઠ. ૭ ચારૂ ૪૦—ચારૂ ( સુંદર )છે સહસ્ર અક્ષિ ( નેત્ર ) જેને એવા હે ઇંદ્ર. ૧૨ વ્યાખ્યાન—વખાણ.

# अवैक्षत्चरित्र.

## કડવું ૧૯૮ મું.

### રાગ કેદારો.

હે લંબોદર મૂષકવાહન દેવ, ગરૂડારૂઢ નંધારૂઢ મહાદેવ;
શારદા કરૂં સેવ કરો કૃપા ઘણી રે. ૧

### ઢાળ.

આઇ કરો કૃપા કરૂણાળુ થઇ, થાય સિદ્ધ દ્વિજનું કાજ;
અવૈક્ષિત્ચરિત્ર વર્ણન કરાયે, એમ કૃપા કીજે આજ. ૨
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ્ય, ખનીનેત્રનો જે બાળ;
બલાશ્વ નામે મહાશૂરો, થયો વાસવવરે ભૂપાળ. ૩
તેણે સ્વપિતા વન ગયા પૂઠે, કર્યો દિગ્વિજય સહુ ભોમ;
દિવાકરનો પ્રકાશ જ્યાં સુધી, વા તપે વ્યોમે સોમ. ૪
ત્યાં સુધીના સર્વ રાજા, જીતિયા તે જાણ;
ગ્રહણ કર્યા વર પદાર્થ પૂર્વે, એવો લીધો કર નિર્વાણ. ૫
એમ સર્વ રાય નમાવિયા, થઇ પૃથ્વીપતિ પ્રખ્યાત;
પછે પ્રજાકેરા પાલન મધ્યે, તેહ થયો વિખ્યાત. ૬
હવાં બલાશ્વકેરા પિત્રાઇ જે, દુર્મદાંધ અતિશે દેહ;
તે વારંવારે સામા થાતા, નવ કર આપતા એહ. ૭
સંતોષ એટલું કર્યાથકી તે, માનતા નહિ લેશ;
કરતા દેશ ઉજડ બલાશ્વના, તેને કરતો શાસન નરેશ. ૮
એમ રાજ્ય લીધાં કંઇકનાં, કંઇકને કર્યા સ્વાધીન જાણ;
લીધા કર કોઇકનેથી અતિ, મહાબલિષ્ટ બલાશ્વ પ્રમાણ. ૯

---

૧ નંધારૂઢ—નંદી ઉપર અસ્વારી કરનારા—મહાદેવ. ૩ વાસવવરે—ઇંદ્રના વરદાનથી.

એમ વિરોધ કરી તે આવિયો, સ્વનગર વિશે નિર્વાણ;
એવામાં મળ્યા સર્વ રાજા, મહાધનિક ને સુજાણ. ૧૦
તે સર્વે મળી વિચારિયું, લેવા બલાશ્વના પ્રાણ;
સાર્વભૌમ કેઇ પેર થાયે, સહુ મળી કરો અલ્પમાં હાણ. ૧૧
એમ એકઠા મળી આવિયા સહુ, ઘેર્યું નગર વિશાળ;
તે જોઇ બલાશ્વને અતિ કોપ ચઢિયો, કરી આજ્ઞા સેનને તત્કાળ. ૧૨
સૈનિક નર લઢિયા ઘણા, હઠિયા ન પાછા કોઇ;
પણ આવી મળે બહુ બા'રના, તેણે રહે નગરના અરિ રોઇ. ૧૩
તે રીતે બલાશ્વને કંઇ, થયું નહિ નિર્વાણ;
સાચા સૈનિક હતા તેના, અતિ શૂર પૂર પ્રમાણ. ૧૪
કિંતુ ભંડાર ખાલી થયા સર્વે, થઇ ઘણા જણની હાણ;
તેથી નૃપે મન વિચાર્યું, શોકાજ ધરવા પ્રાણ. ૧૫
હું યુદ્ધ કરવા નીસરૂં, તવ મંત્રી ન કે' કોઇ હાય;
અમો છતાં તમો યુદ્ધ કરવા, કેમ ભૂપ જવાય. ૧૬
દિન દિન પ્રતિ ક્ષય અતિ થાતો, નૃપ શોચતો મનમાંય;
કોઇ સા'ય કરનાર નવ આવતો, તાલાવેલી લાગતી તનમાંય. ૧૭
એમ શોચ કરતા બલાશ્વે પછી, ધર્યા દ્વય હસ્ત કપાળ;
હવાં યુદ્ધ કરવા સંચરૂં હું, હણું અરિગણ વિક્રાળ. ૧૮
એવામાં અવનવું થાતું, તેના કરતણું જેહ પોલાણ;
વાયુથી હણાતા અસંખ્ય નીકળ્યા, કરતા યોધ મહાભૂંબાણ. ૧૯
નીકળ્યા રથ હસ્તિ ને અશ્વ અતિશે, ભરાયું જોતજોતામાં પૂર;
નગરમાં માયા નહિ તે, પડ્યા યુદ્ધ કરવા બાહેર શૂર. ૨૦
મહાસેન જોઇ રાય ઊઠ્યો, નવ માનિયો કોનો બોધ;

---

૧૦ મહાધનિક—ઘણા ધનવાળા. ૧૯ વાયુથી હણાતા—એના એહાથના વાયુથી હણાતા.

અરિગણે વીંટાયલા નગ્રમાંથી, નીકળ્યો કરી અરિની શોધ. ૨૧
જોયો યુદ્ધ કરવા આવતો, બલાશ્વ શૂર ભૂપાળ;
વળી સેન ઉમટી સામટી, સહુ નૃપ નાશી ગયા તતકાળ. ૨૨
એમ પરાજય એક પલકમાં, કરી વળ્યો ભારે ભૂપ;
પછે એક એકને નગરે જઇ, બાંધી દીધું કરનું રૂપ. ૨૩
એમ પુનઃ કર સ્થાપિત કરીને, પુરે આવ્યો રાય;
આનંદોત્સવ થયો અતિશે, જેના દેવગણ ગુણ ગાય. ૨૪
વદન પાસે રાખિયા કર, તેથકી નીકળ્યું નિર્ધાર;
અરિ દહન કરતા સૈન્ય મોટું, તેણે કરંધમ નામ પડ્યું તેવાર. ૨૫
ત્રણ લોકમાં વિખ્યાત અતિશે, થયો કરંધમ નૃપ સાર;
તે હતો ધર્માત્મા ઉદાર અતિશે, સહુ પ્રાણીમાત્ર મિત્ર નિર્ધાર. ૨૬
એવો જોઇ જેને ધર્મરાયે, સૈન્ય મોકલ્યું સુખદાય;
પર્મ પીડા ટાળી તેની, કરી પ્રફુલ્લિત નૃપકાય. ૨૭
પોતાની મેળે પ્રગટ થઇ અતિ, સેન વાજી રથ સમેત;
શત્રુકેરો નાશ કરવા, આણી બલાશ્વ ઉપર હેત. ૨૮
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, અવૈક્ષિતપિતાચરિતં નામ;
થયો એકવિંશાધિકશततमोध्याय, પુરાણીરાણી કામ. ૨૯

વલણ.

પુરાણીરાણી કામકાજે, થયો અધ્યાય પૂર્ણ આ ઠામ રે;
હવાં હરિકૃપાએ આવી પો'ચ્યા, લેઇશું પછે વિશ્રામ રે. ૩૦

---

૨૫ કરંધમ—હાથને ધમનારો—હાથવડે વાયુ નાખનારો. ૨૬ હાથના પોલાણથી સૈન્ય કેમ નીકળ્યું તેનો ખુલાસો કરે છેઃ તે ઇ૦—સ્પષ્ટ છે.

## કડવું ૧૯૯ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે ભૂદેવ જી, એવી કરંધમે સાધી ધર્મની સેવ જી;
ઘણા રાય જીત્યો જાતે જઇ જી, એવામાં એક કથા નવી થઈ જી. ૧

### ઢાળ.

થઇ વારતા દેશ વિદેશમાં, કરે સ્વયંવર વીર્યચંદ્ર નૃપાળ;
તેની વીરાસુતા મહાચતુર છે, પામશે ભાગ્યશાળી કોઇ ભૂપાળ. ૨
તે કરંધમે સુણી વારતા, કે ગયો સ્વયંવર માંય;
વીરાએ એ વીરકેરાં, પરાક્રમ સુણ્યાં હતાં જ્યાં ત્યાંય. ૩
તે પરથી આરોપી સતીએ, કરી પતિ કરંધમને વરમાળ;
કરંધમ મહાહર્ષ પામી, કન્યા લેઇ ઘેર ગયો તતકાળ. ૪
તે વનિતાશુ વિહાર કરતાં, એક સુત થયો ઉત્પન્ન;
કરંધમ અતિ હરખિયો, થયાં સ્વજન મન પ્રસન્ન. ૫
જદા પુત્રકેરો જન્મ થાતો, તદા નૃપ ગણુક તેડતો ત્યાંય;
તેણુ જોષી જોઇ પૂછિયું, સંશય નિવારો દ્વિજરાય. ૬
શુભ નક્ષત્ર ને શુભ લગ્નમાં, થયો મુજ સુત ઉત્પન્ન આજ;
વળી મારા પુત્રકેરો જન્મ જોયો, કહો શુભ ગ્રહોએ મહારાજ. ૭
તેના ઉપર દુષ્ટગ્રહની, દષ્ટિ તો નથી ભૂદેવ;
એ પેર વિધ વિધ પ્રશ્ન કરીને, નૃપ પૂછતો તતખેવ. ૮
તવ ગણુક કે'તા રાયને, સુણ્ય કરંધમ ભૂપાળ;
શુભ મુહૂર્ત શુભ નક્ષત્રમાં, શુભ લગ્ને જન્મિયો આ બાળ. ૯
એ થશે વીર્યવાન પરાક્રમી, મહાભાગ્યશાલી રાય;

---

૨ સ્વયંવર કરે—( પોતાની પુત્રીને પરણાવવાને ). ૬ ગણુક—જોષી.

થશે બલિષ્ટ રાજ મહારાજ પોતે, ભેદ એનો સુણો મહાકાય. ૧૦
છે બૃહસ્પતિ ને શુક્ર એના, સપ્તમા સ્થાનક માંહી;
ત્યાં રહ્યા નિરખે છે સહી, એ નહિ પીડા પામે કાંઇ. ૧૧
ચંદ્ર ચોથે સ્થાન બેઠો, જુએ છે તુજ બાળ;
ઉપાંત્ય સ્થાને રહી જોતો, સુણ્ય સર્વ તું ભૂપાળ. ૧૨
હે નરેંદ્ર તારા પુત્રને, સૂર્ય મંગળ શનૈશ્વર જેહ;
કોઇ પ્રકારે જોતા નથી, થા નરપતિ નિઃસંદેહ. ૧૩
તારો પુત્ર થાશે ભાગ્યશાલી, કલ્યાણશાલી રાય;
થાશે સંપત્તિમાન પરાક્રમી, જેના ગુણ ગંધર્વજન સહુ ગાય.૧૪
માર્કંડેય કહે એ રીતે ભાખ્યા, જોષીઓએ જે બોલ;
તે વચનકેરો કર્યો રાયે, મન વિષે અતિશે તોલ. ૧૫
પછે પૂર્ણાનંદી થઇ વધ્યો તે, સહુ જોષીઓ કે' આમ;
સ્વસ્થાન પર બેશી જુએ છે, દેવ ગુરૂ બૃહસ્પતિ મહાનામ. ૧૬
સોમપુત્ર બુધ તેવો, કરે અવેક્ષા શુક્ર નિર્ધાર;
સૂર્ય મંગળ શનૈશ્વર એની, અવેક્ષા નથી કરતા સાર. ૧૭
એ પેર વચન 'અવૈક્ષત' કહ્યું, જોષીઓ તમે બહુ વાર;
તેણે કરી નામ અવૈક્ષત થશે એનું, એમ મેં કર્યો નિર્ધાર. ૧૮
માર્કંડેય કહે તે સુત તેનો, અવૈક્ષત એવે નામ;
દિન દિન પ્રતિ મોટો થયો, કર્યાં ક્ષત્રિયકર્મ સહુ તે ઠામ. ૧૯
પછે ગુરૂઘેર તેને મોકલ્યો, ત્યાં શીખ્યો વેદ વેદાંગ;
શીખ્યો કણ્વકેરા સુત કનેથી, સર્વ અસ્ત્રવિદ્યા સાંગ. ૨૦

---

૧૧ સપ્તમા સ્થાનક માંહી—જન્મકુંડલિના સાતમા કોઠામાં—સ્ત્રીભુવનમાં. નિરખે છે—દેહ ભુવનને. ૧૨ ચોથે સ્થાને—સુત ભુવનમાં. તુજબાળ—તારા પુત્રના દેહ ભુવનને. ઉપાંત્ય ૯૦—લાભ ભુવન (?) ૧૭ અવેક્ષા કરે—દૃષ્ટિ કરે—જુએ. ૧૮ અવૈક્ષત—જોયું. ૨૦ સાંગ—અંગસહિત.

એ સુત અશ્વિનીકુમાર કરતાં, હતો અધિક રૂપ મોઝાર;
બૃહસ્પતિ કરતાં બુદ્ધિબળમાં, હતો અધિક નિર્ધાર. ૨૧
શોભામાંહે ચંદ્ર કરતાં, વધતો હતો અપાર;
તેજમાંહે સૂર્ય કરતાં, હતો વધુ તેજસ્વી અવિધાર. ૨૨
ધૈર્યમાં સમુદ્ર કરતાં, વધતો હતો ગુણભંડાર;
સહનશીલતા વિષે તે, હતો મહીથકી ચઢતો સાર. ૨૩
એ મહાત્મા વીર્યવાનની, સ્પર્ધા ન કરતું કોઇ;
જોઇ શૂરશિરોમણિ અરિ રે'તા, મહાબલિષ્ટ તદપિ રોઇ. ૨૪
હેમધર્માતણી પુત્રી, વરા એવે નામ;
સુદેવસુતા ગૌરી નામે, બલિસુતા સુભદ્રા મહાધામ. ૨૫
વીરકેરી સુતા લીલાવતી, વીરભદ્રની નિભા નામ;
ભીમસુતા માન્યવતી ને, દંભસુતા કુમુદ્વતી અભિરામ. ૨૬
એ સર્વ સ્ત્રીઓ સ્વયંવરથી, વર્યા હતો નિર્ધાર;
જે સ્ત્રીએ સ્વયંવર મધ્ય તેને, ન વાંચ્છયો હતો જે વાર. ૨૭
તે સમય જીતી સર્વને, હરી ગયો હતો સ્વયંવર નાર;
તે કન્યાતણા પિતા આદિક રહ્યા'તા, કરી વારંવાર પોકાર. ૨૮
સ્વસામર્થ્યથી આ બલિષ્ટ નર, વળી બળે ઉન્મત્ત થઇ અપાર;
બળાત્કારે પરણ્યો હતો કંઇ, નારીઓ નિર્ધાર. ૨૯
હવાં એક સમયે શું થયું તે, કહું ક્રૌષ્ટુકિ સુણય આજ;
વૈદિશ દેશતણો હતો નૃપ, વિશાલ નામ મહારાજ. ૩૦
તેની સુતા વૈશાલિની હુતી, તેનો સ્વયંવર કર્યો'તો સાર;
અભિરામ દંતપંક્તિવતી તે, આવી સ્વયંવર મોઝાર. ૩૧
તેણે અવૈક્ષત વરિયો નહિ, સ્વેચ્છાએ કરી તે વાર;

---

૩૧ અભિરામ—સુંદર.

એમ ઉવેખી ચાલી સુંદરી, તે જોઇ અવૈક્ષત કોપિયો અપાર. ૩૨
સર્વ નૃપતણો પરાભવ કરી, ગ્રહી બળાત્કારથી તે નાર;
જ્યમ અન્ય ગ્રહી તેમ ગ્રહી તેને, કંઇ કર્યો નવ વિચાર. ૩૩
હોયે બળકેરો ગર્વ જેને, તેને સહુ જગત નિર્બળ જણાય;
એ ન્યાય યથાર્થ કરી દાખવ્યો, પણ ભલું ભુડું દૈવ કોથી ભણાય. ૩૪
ઘણા માનવંતા રાજપુત્રો, સંગ્રામ કરવા આવિયા;
પણ અવૈક્ષતશુ કોઇ નરવર, યુધ્ધવિષે નવ ફાવિયા. ૩૫
ઉદાસ થઇ સર્વે રહ્યા, મહાપરાક્રમી રાજકુમાર;
થઈ વ્યાકુળ માંહોમાંહ્ય કે'તા, એક બીજાને તે વાર. ૩૬
આપણ સર્વ મહાબલિષ્ટ છીએ, વળી એક જાતીય ને અપાર;
તેમ છતાં આ એકલો અહીં, લેઇ જાય રાજ્યકન્યા સાર. ૩૭
છતાં મૂઢ સહુ થઇ રહ્યા બેશી, તો છે રાજ્યકુળે ધર્મ ધિઃકાર;
જે નર દુષ્ટથકી વધ કરાતા, માનવ મૂકાવે સાર. ૩૮
પ્રહાર કરી અરિને હણે તે, ક્ષત્રિય તો કે'વાય;
જે દુષ્ટ જનથી સુજનને, અતિરક્ષતા જણાય. ૩૯
તેમને ક્ષત્રિય એવું નામ છે, વદવું યોગ્ય રાજકુમાર;
અન્ય ક્ષત્રિય નામ જે જે, ધારતા નિરધાર. ૪૦
એ સર્વ મિથ્યા જાણવું, એમાં નથી કાંઇ સાર;
આ દુષ્ટથી સ્વયં ક્ષતતણું, રક્ષણ કરાતું નથી આ વાર. ૪૧
એવા ક્ષત્રિય કુળમાં નીપજેલાની, ક્યમ આવી મતિ થઇ આજ;
હે વીરનરો સૂત માગધ કરે, જે સ્તુતિ તમારી મહારાજ. ૪૨
વળી અન્ય યશવકતા ભણે યશ, તે સત્ય કરો આ વાર;
કિંતુ વ્યર્થ કરશો નહિ કદી, એવું ઘણા વધા રાજકુમાર. ૪૩

---

૩૭ એક જાતીય—એક જાતના. ૪૩ સત્યકરો—(શત્રુઓને શિક્ષા કરીને).

દિશાંતરમાં ભૂપ એવો, શબ્દ મિથ્યા ન વાધો સાર;
તમે સર્વ ઉત્તમકુળે જન્મ્યા, વળી પૌરૂષવાળા છો અવિધાર. ૪૪
મરણથી કો નથી બીતો? કો યુદ્ધ વિના અમર છે કાય?
એમ વિચારી શસ્ત્ર પર જીવનારે, કરવું પુરૂષત્વ હઠવું ન રાય. ૪૫
એવું સાંભળી સહુ રાય ત્યાં, સ્પષ્ટામર્ષથી થઈ પૂર્ણ;
અન્યો અન્યે કે'વા લાગિયા, એને કરી નાખીએ સહુ ચૂર્ણ. ૪૬
અસ્ત્ર સાહી ઊભા રહ્યા કોઈ, કોઇ રથે ચઢતા જાણ;
કોઇ હસ્તિએ બિરાજતા જઈ, કોઇ અશ્વારૂઢ થતા નિર્વાણ. ૪૭
કો અમર્ષને આધીન થઈ, પગપાળા પળતા પૂર;
એમ અવીક્ષિત સન્મુખ ધાયા, મળી સર્વ શિરોમણિ શૂર. ૪૮
પુરાણીબાવા જાઓ વે'લા, યુદ્ધ જોવું હોયે જાત;
મસ્ત થઇ મોકમ યુદ્ધ કરતા, છે સહુ એવી એમાં વાત. ૪૯
ઘણા નર પૃથ્વીમાંહી પડશે, તેનું ધન જડશે મળશે દાન;
કોઈ કૃષ્ણાર્પણ કરશે ગૃહ બળતું, થશો વે'લા વે'લા ધનવાન. ૫૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવીક્ષિતચરિતે નામ;
થયો દ્વાવિંશાધિકશતતમોઽધ્યાય, કરી કૃપા કમળલોચન રામ. ૫૧

વલણ.

કમળલોચન રામજીએ, કરી કૃપા મુજ ઉપર અપાર રે;
ત્યારે પુરાણીની મનસા પૂરાઇ, નીકર ક્યમ પમાય સાગર પાર રે. ૫૨

---

૪૫ મરણ ઇ૦—મરણથી કોણ નથી બીહીતો? અર્થાત્ બધાજ બીહે છે. જેમ આપણે મરણથી ડરીએ છીએ તેમ શત્રુ કેમ નહિ ડરે? એવો વિચાર કરવો. બીજો વિચાર કહે છે: કો ઇ૦—યુદ્ધ કર્યા વિના પણ અમર કાયાવાળો કોણ છે? અર્થાત્ કોઈ નથી. યુદ્ધ નહિ કરિયે તોપણ મૃત્યુ તો આવશેજ, ત્યારે યુદ્ધ કરતાંજ શામાટે ન મરવું? ૪૬ સ્પષ્ટામર્ષથી—ખુલ્લા ક્રોધથી.

## કડવું ૨૦૦ મું.

### રાગ ત્રિતાળો.

માર્કંડેય કે'ય જેય પૂર્વેય હાર્યો, થઇ ક્રૂદ્ધ યુધ્ધ કરવા તે તો સીધાર્યો;
મારી હાક ને ચાક ચઢાવી ભૂમિ, કહે ઊભો રે' ઊભો રે' ઝઝુમી ઝઝુમી. ૧
અવૈક્ષત મહામત્ત સુણે જદા તે, થઇ સ્થિર મહાધીર ઊભો તદા તે;
વઢે ટેકથી એકલો રાજસૂનુ, ભીડી બાથ બહુ સાથ કરવાજ સૂનું. ૨
સહુ રાજકુમાર કે' માર માર, ન જાયે ન થાયે જૂદા એ લગાર;
તજી ઉણ દારૂણ કરે યુધ્ધ સર્વે, આવી રાજધિરાજના સૂત ગર્વે. ૩
તરવારના માર ચાલે અપાર, ઘણી શક્તિ શક્તિ હરે તેણી વાર;
તદા તે ગદા મારતા થઇ મુદા તે, ધરી પાણ બાણે કરે શું જૂદા તે. ૪
જોઇ સોઇ એવી અવૈક્ષત જાતે, ધરી શસ્ત્ર ને અસ્ત્ર ધાયો ઉજાતે;
કરે ખંડિત રણપંડિત બાણ, કરી રાજરાજેશ્વરોકેરી હાણ. ૫
ઘણા ભેદિયા છેદિયા સુર શ્રેષ્ઠ, ઘણા ભૂપ કુરૂપ કરિયાજ નેષ્ટ;
તદા સર્વ સાથે ધર્યાં ધનુ હાથે, ધરી ધીર વીંધ્યો મહાવીર જાતે. ૬
અવૈક્ષત મહામત્ત થઇ બાહુ કાપે, શિવા કોઇની ત્યાં ગ્રીવા લેઇ માપે;
મહામાતી છાતી વિષે બાણમાર્યાં, ઘણા શુંડખંડા કર્યાં હસ્તિ સારા. ૭
ઘણા ઘોટની ખાટ ખાંતેથી કીધી, મહારથ સમરથની શોધ લીધી;
રથિ સારથિ કાપિયા એક પલકે, મહાવીરનાં તીર ધૈર્યેથી ઝલકે. ૮
કરે બાણ જે હાણ સન્મુખ આવે, મહાભાગ વિભાગ કરતાં લજાવે;
અસિ હસ્ત જે હોય ચળકંત પૂરી, ધનુપંક્તિ ધંકતી કરી દે અધૂરી. ૯
ધરી ધર્મને વર્મ કાપે કુમાર, કરી કર્મ તે પર્મ કરતા ઉચાર;

---

૧ રાગત્રિતાળો—ભુજંગીની ચાલ. ૩ રાજાધિરાજ—રાજાધિરાજ. ૭ શિવા— શિયાળનું. ગ્રીવા— ડોક. અર્થાત્ કોઇની ડોક શિયાળવાં કરડી ખાય છે. શુંડખંડા—કપાયલી શુંડોવાળા. ૯ ધંકતી—ધણકારાકરતી અર્થાત્ ટંકારવ કરતાં ધનુષ્યને કાપી નાખે.

અવૈક્ષત થઈ મત્ત એ પેર પીડે, તદા સર્વ ત્યાં ગર્વ ત્યાગી ન ભીડે. ૧૦
નાસાનાસ થાતી ન પાછા વળે કો, આપો નારી એને ન જેને કળે કો;
થઇ શાંત મા'દાંત નાસે ઘણા ત્યાં, ન માને સમાને મૂકી છે મણા જ્યાં. ૧૧

વલણ.

મણા મૂકી મહીપતિ નાઠા, જે એક્કો કરી સહુ આવિયા રે;
તેને વારિયા કેયી પેર બીજે, વળી શૂરા કરી પાછા વાળિયા રે. ૧૨

## કડવું ૨૦૧ મું.

### રાગ મારૂની દેશી.

વળ્યા પાછા ઊભા રહ્યા નવ કોઇ, હણે અવૈક્ષત જોઇ સર્વ સોઇ;
કોઇ અવૈક્ષતકેરે હણાયો બાણ, તે નાઠો પગપાળો રક્ષવા પ્રાણ. ૧
એ પેર રાજમંડળ સમસ્ત, કરી નાખ્યું એક પલકમાં અસ્તોવ્યસ્ત;
ઊભા સપ્તશત યોદ્ધા કરી હાર, તેમણે પાછા વાળ્યા ઘણા તે વાર. ૨
નાસતાં નવ મૂકે એહ, શે નીર ગુમાવો લજાવો દેહ;
કરે એકલો શું એ આજ, મારો પકડો કરો સિધ્ધ કાજ. ૩
સર્વને મરવું છે એક વાર, થાઓ મૂઢમતિ શેણે તારતાર;
એથી વાધે અરિનું બળ અપાર, રચી વ્યૂહ યુદ્ધ કરો નિરધાર. ૪
વળ્યા પાછા શૂરા હતા સર્વ, નાઠા અસુર કરતા જે ગર્વ;
ઊભા સપ્તશત યોધ્ધા ધરી ધીર, જેણે વીસાર્યું મરણ એવા મહાવીર. ૫
વ્યૂહ રચના કરી ગયા લઢવા, તે લાગ્યા અવૈક્ષત શરે પડવા;
નાશી ગયું સેન બીજી વાર, ન થયો સહન જેનાથી માર. ૬

---

૧૧ ન માને ઇ૦—અવૈક્ષતને સમાને (પોતાની સમાન) ન માને (નથી માનતા). અર્થાત્ પોતાના કરતાં કોઇક અસાધારણ વીર માનેછે.
૨ સપ્તશત—સાતસો. હાર-પંક્તિ.

સપ્તશત યોદ્ધા ઊભા રહ્યા ત્યારે, જેહ સ્વકુળ કીર્ત્તિ વિચારે;
વય શૌર્ય પરાક્રમનો કરે વિચાર, તે કયમ નાસે રણ મૂકી નિર્ધાર. ૭
એક્કો કરી લઢવા ગયા સહુ સાથ, લઢતો ધર્મયુધ્ધે વૈશાલિનીનાથ;
સપ્તશત અધર્મ કરી લઢતા, એમ રાજ્યપુત્રને ક્રોધી કરતાં નવ અડતા. ૮
અધર્મ કરતા જોઈ તેમને ભૂપ, ધારે કવચરહિત કરવા કુરૂપ;
વાહન શસ્ત્રાસ્ત્રનો કરવા નાશ, તે નરવર નિશ્ચય કરી ધરતો ઉલ્લાસ. ૯
જે હતો ધર્મપુરસ્સર યુદ્ધ કરનાર. તેની સાથે ચાલ્યા લઢવા રાજકુમાર;
જેનાં પ્રસ્વેદજળે છવાયાં મુખ, એવા અધર્મયુદ્ધ કરવા લાગ્યા પ્રમુખ. ૧૦
મળ્યા એકઠા સર્વે જાતે, પછે લીધાં શસ્ત્રાસ્ત્ર સંઘાતે;
કોઇએ બાણ સમુદાયે વીંધ્યો તેને, કોઇએ ધનુ ભાંજીને પીડયો એને. ૧૧
કોઇએ ધ્વજ બાણવડે કાપી નાખ્યો, કોઇએ ઘંટા સાથ અપૂરો ન રાખ્યો;
કોઇએ તેના અશ્વ મારીનાખ્યા ત્યાંય, કોઇએ રથ ભાંજ્યો જોતામાંય. ૧૨
કોઇએ ધરી ગદા સ્વહાથ, કોઈએ મૂકયા શરતણા ઘણા સાથ;
કોઇ કરતા તેના પૃષ્ઠ ઉપર પ્રહાર, એમ કરતા ચોદિશથી મારોમાર. ૧૩
જદા અવેક્ષત ધનુષ્ય થયું ભગ્ન, તદા ધાયો ખડ્ગ ધારી કર નગ્ન;
ઢાલ ધારી હકારી વકારી, ધાયો ક્રોધ કરી તેહ પોકારી. ૧૪
જોઇ એવો આવતો કૃતાંતકાળ, કાપી નાખી કેટલાકે ઝટ ઢાલ;
તરવાર તોડી નાખી પળમાંય, ઘણાને એકલો પોંચે કયાંય. ૧૫
ઢાલ તરવારનો થયો નાશ, તદા ગદા લેઇ ધાયો પ્રકાશ;
તે ગદાને મારી તીક્ષણ બાણ, સોપચાશે કરી નાખી કચ્ચરઘાણ. ૧૬
એવે કોઇએ સહસ્ર માર્યા શર, કોઇએ દ્વયસહસ્ર શત ઉપર;
એમ ધર્મયુદ્ધ મૂકી તે લઢિયા, ચોપાસે અરિગણ વીંટી વળિયા. ૧૭
કર્યા વિધવિધના પ્રહાર, તેણે થયો પીડિત અતિ કુમાર;

૮ વૈશાલિનીનાથ—અવેક્ષત.

ઘા સહન કરી શકી નવ કાયા, કંપ્યો રાજકુંવર કે અરિ ઉજાયા. ૧૮
કર્યા ઘણા શસ્ત્ર અસ્ત્રના ઘાય, અવૈક્ષત શિથિલ વિથિલ થાય;
તદા પડ્યો પૃથ્વીમાં તે શૂર, કરી પરાક્રમ પૂરેપૂર. ૧૯
તદા ત્યાં આવી મળ્યા સર્વ, જીત થઇ કરતા તેનો ગર્વ;
પડ્યો કુંવર બાંધી લીધો, જેમણે અધર્મ કરી લા'વો લીધો. ૨૦
હતો વિશાળ રાજા તેમની સાથ, માટે પેડા વૈદિશ નગરે નરનાથ;
પામેલા એકને જીતી સહુ હર્ષ, મોદ યુક્ત થયેલા માની ઉત્કર્ષ. ૨૧
બાંધી લીધેલો જેહ કુમાર, આણી તેની પાસે સ્વયંવરની નાર;
તેને તેના પિતાએ કહ્યું ત્યાંય, કહ્યું વારંવાર પુરોહિતે જ્યાંય. ૨૨
આ તુંને લેઇ ગયો હતો રાજકુમાર, પડ્યો તેહ તો બંધન મોઝાર;
હવાં આ રાજા મળ્યા છે જેહ, તેમાંથી તુંને રૂચે કોનો દેહ. ૨૩
જેહ ગમે વર તને કન્યા, આરોપ્ય વરમાળા કરી તેને ધન્યા;
જદા તે કન્યાને ગમ્યો નવ કોઇ, ન રૂચિ તેને અધર્મી નૃપની સોઇ. ૨૪
કહ્યું પિતાને તેણે આમ, આમાં મારા યોગ્ય નથી કોઇ સ્વામ;
જ્યારે એવું કન્યા બોલી જાતે, ત્યારે રાય ગણકને પૂછતો વાતવાતે. ૨૫
આ કન્યાના લગ્નકેરો શુભ દિન, મુને કહો જ્યોતિર્વેત્તા પાવન;
એને ન ગમ્યો આમાંનો કોઇ, તો મારે સાધવી રહી હજી સોઇ. ૨૬
છે આજનો દિન સારો, આવ્યો જેથી ઘણાના મરણનો વારો;
તેમાટે જોષી મુહૂર્ત્ત જોઇ આપો, મારા તાપ સંતાપ સર્વે કાપો. ૨૭
એ પેરે નૃપે પૂછ્યું જ્યારે, અર્થજ્ઞાત જોષીજી વધા ત્યારે;
પામી મન ગ્લાનિ કરી વિચાર, પછે કે'વાલાગ્યા રાયને તે વાર. ૨૮
હે પૃથ્વીપતિ થોડા દિન મોઝાર, શુભમુહૂર્ત્ત લગ્ન અન્ય નીકળશે સાર;
જેમાં મોટું વિઘ્ન થયું ઉત્પન્ન, તે જોઇએ ત્યાગવા દિન રાજન. ૨૯

---

૨૫ ગણકને—જોષીને.

એમ કહી માંડીવાળી વાત, ત્યાં ઘણા રહ્યા વાટ જોઇ નૃપ પ્રખ્યાત;
કરજો ગર્વ પુરાણીબાવા જોઇ, અવૈક્ષતની સાધી સોઇ. ૩૦
મહાશૂરવીરનો ગળિયો ગર્વ, તો થાશે કેથી પેર તમને ધર્વ;
જો હોય માલ કે મતિમાંહી, તો તો તમે વિચાર કરો કાંઇ. ૩૧
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષતચરિતે નૃપ વખાણે;
થયો ત્રયોવિંશત્યધિકશતતમોધ્યાય, અવૈક્ષતબંધન દ્વિજજન ગાય. ૩૨

## વલણ.

ગાય ગુણ દ્વિજ હરિ હરના, સર્પમાં મતિ હરિકેરી કરી રે;
કહો અચ્યુતં કેશવં પુરાણીબાવા,ગંભીર સ્વરે અતિ ઉચ્ચરી રે. ૩૩

# કડવું ૨૦૨ મું.

## રાગ સામેરી.

માર્કંડેય કે' જાણી કરંધમે વાત,તેની વીરા પત્ની થઈ પૃથ્વીપાત;
અન્ય નૃપે જાણી બંધનની પેર, પુરમાં શોક થઇ રહ્યો ઘેરે ઘેર. ૧

## ઢાળ.

શોક થઇ રહ્યો ઘેરે ઘેર ત્યાં, જાણી રાજ્યપુત્ર બંધન પેર;
અધર્મે કરી સહુ નૃપે મળીને, વાળ્યું પૂર્વકેરૂં વેર. ૨
એવી વારતા જનમુખ સાંભળી, નૃપ કરતો વિચાર;
રાજ્યમંડળ મેળવી મંત્રી તેડચા, કર્યો તેશુ મંત્ર તેણી વાર. ૩
ઘણા માંડલિક રાજા વધા મુખથી, કરો સર્વ નૃપતણો સંહાર;
સહુ મળીને અધર્મ કીધો, એકલો કુંવર બાંધ્યો યુદ્ધ મોઝાર. ૪
કેટલાક મંત્રી આદિક કે', શું બેશી રહ્યા નરનાથ;
સત્વર સેના સજ કરો, જઇ લઢો દુષ્ટની સાથ. ૫

વિશાળ આદિક મળ્યા નૃપ જે, અધર્મ કર્મ કરવા જાણ;
તેના આ ઘડીએ કરંધમ નૃપ, સત્વર થઇ લેવા માણ. ૬
કેટલાક ન્યાયી બોલિયા, ગંભીર સ્વરે તે વાર;
આમાં પૂર્ણ અધર્મ છે અવૈક્ષતનો, જોઇએ પામવો તેનો પાર. ૭
સ્વયને ઇચ્છતી નહિ એવી, કર્યું કામિનીનું હરણ;
બળાત્કારે બાળા ધરી કરી, માગી લીધું મરણ. ૮
તે સહુ સ્વયંવર મધ્ય જાતો, કરતો રાજકુંવરને અપમાન;
કોઇ કન્યા વરવા નવ દેતો, ધરી ગર્વ મને મહાન. ૯
એને જોઇ બળિયા સહુ મળ્યા ટોળે, પછે કર્યું તેમણે યુદ્ધ;
અપરાધ કે અધર્મ શો ત્યાં, જ્યાં ઊભો અરિગણ થઇ ક્રુદ્ધ. ૧૦
ક્યમ સામદ સાથ ન રાખિયા, ગયો એકલો કોણ કામ;
સર્વ પ્રકારે વિચાર કરવો, કરંધમ નૃપ મહાનામ. ૧૧
આવાં વચન સુણી તેહનાં, વદી વીરાસુતની માત;
જે વીર કુલોત્પન્ન હુતી, વીર વનિતા હતી વિખ્યાત. ૧૨
વીરમાતા વીરા પામી, હર્ષ કરી ઉચ્ચાર;
જ્યમ અન્ય નૃપ મંત્રી સુણે, વળી સુણે કરંધમ ભરતાર. ૧૩
રૂડા ફળને ભોગવનાર મારો, પુત્ર જે કે'વાય;
તે સમગ્ર નૃપને જીતીને, કન્યા બળાત્કાર ગ્રે'તો રાય. ૧૪
એમ કરી એણે હરણ કીધાં, ઘણાં ઘણાં ભૂપાળ;
તે અનુત્તમ કાર્ય એણે કર્યું, એવો થયો નથી કોઇ બાળ. ૧૫
એ કારણ માટે ઘણાએ મળી, યુદ્ધ કરતાં સા'યો સુત;
અધર્મ બંધને બાંધિયો, એમાં વાત શી અદ્‌ભુત ! ૧૬
રહી શુદ્ધિ શરીરે જ્યાં સુધી, નવ કંપ્યો ત્યાં સુધી રાજન;

---

૧૨ વીરકુલોત્પન્ન—વીરના કુળમાં ઉત્પન્ન થયેલી.

વધી કીર્ત્તિ મારા સુતની, હું નવ માનું એ અપમાન. ૧૭
એનું નામજ પૌરૂષ કે'છે, કે જ્યાં અમર્ષના હેતુથકી;
નર હણવાતણી ઇચ્છા કરે, ત્યાં કયો નર રે'તો ટકી? ૧૮
જયમ સમજે ન નીતિ સિંહ કાંઇ, મૂકી બાજુએ પરાક્રમ કરે;
સ્વયંવર અર્થે સજ થયેલી, ઘણી કન્યા એ રીત સુત ધરે. ૧૯
ઘણી કન્યા આણી એણે, માનવંતા નૃપ બેશી રહ્યા;
પરાક્રમ છે ધન્ય એનું, એણે ક્ષત્રીગુણ ખરા ગ્રહ્યા. ૨૦
ક્ષત્રિય કુળમાં જન્મ કયાં ને, કયાં દુર્બળ જને સેવી યાચના;
ક્ષત્રિય તો બીજા ક્ષત્રિય જોતાં, કરે બળાત્કાર ડર્યા વિના. ૨૧
કાયર નર લોહશૃંખલાએ, બંધાયલા જો હોય;
તોય વશ નવ તેય થાયે, તેમાં કશું પરાક્રમ સોય. ૨૨
કાર્ય સંપાદન કરતા બળાત્કારે, થાય ધર્મશાળી રાજા વશ;
શોચના શી હોય એમાં, જ્યાં લીધો કસેકસ. ૨૩
છે સ્તુતિપાત્ર બંધનમાં પડયો એ, વળી તમારાં જેહ આયુધ;
થાય સ્તુતિપાત્ર શત્રુશિર પડી, એમ કરચે કો ન કે' અબુધ. ૨૪
પૃથ્વીપતિનાં પુત્ર પૃથ્વી, ઇત્યાદિક જે જે ધન;
અબળા અને આચાર્ય કારણ, મહતા પામિયા રાજન. ૨૫
એવું સમજી ઉતાવળ કરો, જાઓ સંગ્રામમાં થઇ શૂર;
રથારૂઢ થઇ વેગે વધો, મા'રથિ સારથિ ભરપૂર. ૨૬
હસ્તિ અશ્વ પદાતિને, સત્વર સજ કરો નરનાથ;
ઘણા નૃપ સાથે યુદ્ધ કરવું, તે શું માનો છો વારૂ વાત. ૨૭
શૂર નરને ઘણા જણ સાથે, સંગ્રામ દે સંતોષ;
લઘુ સંગ્રામમાં શી છે ક્રિયાઓ, કરવાતણી કરી રોષ. ૨૮
હે રાજેંદ્ર અલ્પ શત્રુ પરે, નથી થતા કોણ બળવાન;

---

૨૨ લોહશૃંખલા—લોઢાની બેડી. ૨૭ પદાતિ—પાળા.

પુત્ર અરિને હણવા વિષે, નથી અલ્પ મધ્યે ભય મહાન. ૨૯
જે નર સમગ્ર જનમાં વિચારીને, પરાજય કરે સર્વ શત્રુતણો;
તે તમ પરાજય કરી સૂર્ય શોભે, તેની પેઠ શોભે છે ઘણો. ૩૦
માર્કંડેય કહે હે મુનિસત્તમ, એ રીતે આણ્યો સ્ત્રીએ ઉત્સાહ;
તેવડે ઉત્સુક થઇ કરંધમ, ચઢ્યો લેઇ સેન પૂરપ્રવાહ. ૩૧
શત્રુએ સુત બાંધિયો, તેને મુક્ત કરવાતણો ઉદ્યોગ;
કરંધમ કરવા લાગિયો અતિ, જોવા પુત્રને આરોગ્ય. ૩૨
જ્યાં સુત અરિ મળી વસતા હતા, ત્યાં સત્વર સેન લેઈ ચાલિયો;
હમણાં જય કરૂં છું એમ મનમાં, મહીપતિ અતિ મા'લિયો. ૩૩
પછે સુત બંધાયલા નૃપતણું, થયું યુદ્ધ કેઇ પેર;
વિશાલાદિક નૃપ સમગ્રનું, લીધું કેયી પેરે વેર. ૩૪
તે સર્વ વર્ણવી દાખવું હું, સુણ્ય તું એક ચિત્તે આજ;
વિશાલાનુવર્તી રાયકેરૂં, કરંધમે લહ્યું પરાક્રમ સજી સાજ. ૩૫
ત્રણ દિવસ મહાઘોર યુદ્ધજ, થયું તેણે ઠામ;
તેણે રાજ્યમંડળ વિખેરી નાખ્યું, મારી શસ્ત્ર ઉદ્દામ. ૩૬
કરંધમ નામનું કાર્ય સહુ કોઈ, જાણતા હતા શૂરવીર;
તેણેકરી નાઠા કંઇક ભૂપત, થઇ વીરના અવીર. ૩૭
જ્યારે રાજ્યમંડળ ગયું નાશી, ત્યારે વિશાળ રાજા જેહ;
અર્ઘ્ય હસ્તે લેઇ આવ્યો, કરંધમ પૂજાને તેહ. ૩૮
સન્માન કરિયું વિશાળે અતિ, કરંધમ નૃપનું સાર;
સ્વપુત્ર બંધનથી મુક્ત કરી તે, એક રાત્રિ રહ્યો નિર્ધાર. ૩૯
તે જોઇ પિતા સમક્ષમાં, અવેક્ષતને નવ ભાવિયો;

---

૩૦ તમ–અંધકાર. ૩૫ વિશાલાનુવર્તી—વિશાલ રાજાને અનુવર્તનારા—વિશાળ રાજાના મદદગાર.

પછે વિશાલ રાજા લેઇ કન્યા, વિવાહ અર્થે આવિયો. ૪૦
તે બોલિયો પિતા કને, સુણો શ્રેષ્ઠ ભૂપાળ;
અરિએ જે જુવતી જોતાં, કર્યો મારો પરાજય કૃપાળ. ૪૧
તે કન્યાતણું નવ ગ્રહણ મારે, કરવું કોઇ કાળ;
તેમ હવાં અન્ય સ્ત્રીકેરૂં ન મારે, કદા ગ્રહણ કરવું નૃપાળ. ૪૨
જેનો પરાભવ અરિએ નવ કર્યો, એવો અખંડિત યશસ્વી જેહ
તેવો પરાક્રમી જોઇ આ કન્યાને, પરણાવવી નિઃસંદેહ. ૪૩
એ ભલે પરણો અન્યને, સ્વેચ્છિત કોઇ ભૂપાળ;
કર્યો અરિએ પરાભવ માહરો, હું થયો કન્યા સમો કાયર બાળ. ૪૪
આ સ્થળે શું છે માહરૂં, પુરૂષત્વ હે પૃથ્વીશ;
અબળા અને મુજમાં નથી, કાંઇ અંતર વશાવીશ. ૪૫
પુરૂષ સર્વદા સ્વતંત્ર છે, અબળા તેવી છે પરતંત્ર;
જે પુરૂષ હોય પરતંત્ર તેને, ક્યમ કે'વાય નર સ્વતંત્ર. ૪૬
માટે તેજ હું કે જેનું જુવતીએ, મુખ દીઠું છે નરદેવ;
તેને તે ફરી શીપેર દાખવું, જો સાધી અનરત્વની સેવ. ૪૭
એના સમક્ષમાં શત્રુ નૃપે, રણભૂમિકા મોઝાર;
મુને તુચ્છ કરીને બાંધિયો, નવ ગણ્યો કાર કે ભાર. ૪૮
એ રીતે નરત્વથી હીન થયલો, હું કયમ કરી ઝાલું એનો હાથ;
એ રીતે તે બોલી રહ્યો, પછે બોલ્યો વિશાળ કન્યા સાથ. ૪૯
હે સુતા આ મહાત્મા જે, વચન વદે છે આજ;
તે સર્વ સાંભળ્યાં હશે તેં, હવાં કરવું કહે શું કાજ. ૫૦
જે જોઇ તારૂં મન થાયે, પ્રસન્ન અતિશે બાળ;
તેવા પતિને વર પ્રેમદા, દેઉં કન્યાદાન હું તતકાળ. ૫૧
વા તુજ ચિત્ત લાગ્યું જેહ નરમાં, હું વિવાહ કરૂં તે સંઘાત;
'હે ચંદ્રમુખી એ ઉભય માર્ગથી, એક સ્વાધીન કરય તું વાત. ૫૨

કન્યા કહે હે રાય મોટા, કર્યો ઘણા જણે મળી સંગ્રામ;
ધર્મ રીતે આચરતા રાજસુતને, પમાડ્યો અધર્મે પરાભવ તે ઠામ. ૫૩
એ યશ પરાક્રમને હાનિ કરતા, નથી માનતી હુંય;
હસ્તિ સમૂહ સામે સિંહપેરે, એકલો ઊભો રહ્યો એ શુંય! ૫૪
કંઇ અલ્પ પરાક્રમ છે પિતા, એટલાવડે હે ગુણવાન;
એનું પરમ ઐશ્વર્ય પ્રગટ થાયે, જણાએ એ કેવો છે બળવાન. ૫૫
કેવળ યુદ્ધમાં ઊભો રહ્યો એમ, નથી એકલું એહ;
કિંતુ યત્ને કરી એ જીતિયો, બહુ પ્રકારની સેના જેહ. ૫૬
વળી સ્વપરાક્રમ પ્રખ્યાત કીધું, તેણે શૌર્ય પરાક્રમ સંયુક્ત;
એણે ધૈર્યે કરી સહુ નૃપ જીતિયા, એમાં લજ્જા ધરે શેની પુખ્ત. ૫૭
હું લલચાઇ જોઇ રૂપ એનું, એમ નથી કંઇ વાત;
કિંતુ શૌર્ય પરાક્રમ ધૈર્ય જોઇ, થયું ચિત્તહરણ સાક્ષાત. ૫૮
કિંબહુના વધે વાણી, કિંતુ તમારે કરવી મારે કાજ;
ઉદાર ચરિત્ર એવા એહ નરની, યાચના તો આજ. ૫૯
કોઇ અન્યને હું નહિ કરૂં, પતિ મારો જાણ;
વિશાલ કહે હે રાજકુંવર, મારી પુત્રી આપી કહે પ્રમાણ. ૬૦
સમ્યક્ પ્રકારે સત્ય વારતા, કહે છે સહુ એહ;
એ છે સત્ય કંઈ સંશય નથી, માનો તમે નિઃસંદેહ. ૬૧
તમ સરખો રાજસુત કોઇ, નથી પૃથ્વીપર નિર્ધાર;
વિવાદ વિહોણું શૌર્ય છે તમ, વળી પરાક્રમતણો નથી પાર. ૬૨
એવું છે માટે વીર ધીર તું, કરચ ગ્રહણ કન્યા મારી;
કરચ પવિત્ર મારા કુળને, એમ વધો નમ્રતાએ ભારી. ૬૩
માર્કંડેય કહે પછે કરંધમ ત્યાં, બોલ્યો સુત પ્રત્યે તેહ;
આ વિશાલ કન્યાકેરો છે સુત, તુજ પર આરૂઢસ્નેહ. ૬૪

---

૫૯ કિંબહુના ?—બહુ કહેવાથી શું ?

એ કારણ માટે કરચ તું એનું, ગ્રહણ મારા સુત;
નવ આશાભંગ કરવી કામિની,એમાં કંઇ થયું નથીઅદ્દભુત. ૬૫
રાજકુંવર કે' જનક મારા, મેં નથી આજ્ઞાભંગ કરી કો કાળ;
અદ્યાપિ સુધી નિયમ પાળ્યો, તે નવ મૂકાવશો નૃપાળ. ૬૬
એવી આજ્ઞા કરો પિતા, કે જે હું ધારી રાખું શીશ;
માર્કંડેય કહે રાજપુત્રની, નિશ્ચયબુદ્ધિ જોઇ તે દિશ. ૬૭
વિશાળ નૃપ વ્યાકુળ થયો, બોલ્યો પુત્રી પ્રતિ તે દિન;
હવાં હે સુતા એ નર પરથી, કરીદે ચિત્ત તારૂં ભિન્ન. ૬૮
ઘણા પૃથ્વી પર છે રાજકુંવર, તેમાંથી ધારચ ધ્યાને કોઈ;
હું વિવાહ સંબંધ કરૂં તારો, તુજ સ્વેચ્છિત નરને જોઇ. ૬૯
કન્યા કહે હે તાત આ નર, જો સ્પૃહા ન રાખે મારી;
તો હું મન માનતો વર લેઉં ખોળી, સહુ જુઓ ધ્યાને ધારી.૭૦
આ ભવમાં મારો પતિ, તપ વિના થશે નવ કોઇ;
એમ વારંવાર ઉચ્ચારી શ્યામા, જેણે ઇચ્છિતપતિ આશા ખોઇ.૭૧
માર્કંડેય કહે પછી કરંધમ નૃપ, રહ્યો વિશાળ સાથ ત્રણ દિન;
પછે સ્વનગરમાં સીધાર્યો તે, પણ અવેક્ષત તજે નવ દીન. ૭૨
તેને પૂર્વે થયેલાં દૃષ્ટાંત કહી, શાંત કરિયો સાર;
તે સુણી પિતાવેણ માની, આવિયો સ્વનગર મોઝાર. ૭૩
કન્યકાએ પિતાકેરૂં, માન્યું નહિ જ્યારે વેણ;
ત્યારે સ્વસજ્જને ત્યાગી તે, જેને દિન આવિયા દુઃખદેણ. ૭૪
દુઃખમાં વૈરાગ્ય આવે, એહ ઉઘડ વાત;
એમ થતાં વન મધ્ય ગઇ તે, બેઠી આહાર તજી સાક્ષાત. ૭૫
તેણે તપ ત્યાં આરંભિયું, તેમાં ત્રણ માસ પર્યંત;
અન્ન જળને સ્પર્શી નહિ, તવ શુષ્ક થઇ ગઇ દેહ મહંત. ૭૬

૭૨ દીન—દીનતા. અવેક્ષત દીનતાને તજતો નથી.

રહ્યો શ્વાસ માત્ર એક ચાલતો, પરમ પીડા પામી એહ;
તન્વંગી સુકુમાર કન્યા, થઈ ઉત્સાહરહિત તેહ. ૭૭
મરવા જેવી થઈ ગઇ તે, તવ વિચારતી તે નાર;
હવાં દેહ ત્યાગ કરવો સહી, એમ તેણે કર્યો દૃઢ વિચાર. ૭૮
જીવ ત્યાગનો નિશ્ચય કર્યો, એવી જોઇ સુરે નાર;
સહુ એકઠા થઈ એક દૂત ત્યાં, મોકલિયો નિર્ધાર. ૭૯
તે દૂત કન્યા પાસ જઇને, કે'વા લાગ્યો આમ;
હે રાજકન્યા સુરે મોકલ્યો હું, દૂત કરી આ ઠામ. ૮૦
જે કામ માટે આવિયો હું, તે કહી સંભળાવું નાર;
અતિ દુર્બળ આ અંગ તારે, નવ તજવું કોઇ વાર. ૮૧
હે ભદ્રે ચક્રવર્તી નૃપતણી, તું જનની થઇશ નિર્વાણ;
મહાભાગે હણ્યા શત્રુ જેના, જેની ઉલ્લંઘી ન કોઇએ આણ. ૮૨
એવો તારો પુત્ર સપ્ત દ્વીપાધિપ થાશે, બહુ કાળ ભોગવશે મહી;
તે દેવના સમક્ષ હણશે, તરૂજિત્ અય અરિ સહી. ૮૩
ક્રૂરશંકુ નામે શત્રુ સુરના, એહ કરશે નાશ;
પછે પ્રજા ધર્મે સ્થાપીને, થાશે મહાભૂપ પ્રકાશ. ૮૪
ચાર વર્ણની પ્રજા જે છે, તેને સ્વધર્મે પાળશે એહ;
ચોરમ્લેચ્છ કુકર્મી આદિક, હણશે નિઃસંદેહ. ૮૫
હે ભદ્રે તે અશ્વમેધાદિક, કરશે યજ્ઞ અપાર;
છત્રીશ સહસ્ત્ર સંખ્યા થશે તેની, અનુત્તમ દક્ષિણા દેશે સાર. ૮૬
યજ્ઞ સમાપ્તિ વિષે કરશે, સુરતણું પૂજન;
માર્કંડેય કહે દિવ્ય હાર જોઇ, વળી કર્યું લેપન અતિ ચંદન. ૮૭
અંતરિક્ષમાં ઊભો રહેલો, દેવદૂત સાક્ષાત;
તેને નારીએ નિશ્ચે જાણિયો, એ છે દેવદૂત વિખ્યાત. ૮૮

---

૮૨ મહાભાગે—મોટા ભાગ્યવાળી.

પછે કમળનયની કોમળવચને, વદી તેશુ વેણ;
હે ભ્રાત સ્વર્ગથી આવિયો તું, નિશ્ચે તું દેવદૂત સુખદેણ. ૮૯
તારૂં વચન અસત્ય થશે નહિ, કિંતુ પડે સંશય એક;
પતિ વિના પુત્ર થશે કેયી પેરે, એનો કરૂં વારંવાર વિવેક. ૯૦
અવૈક્ષત પાખે આ જન્મમાં, મારો સ્વામી ન થાશે કોઇ;
એ પ્રમાણે જનક સમક્ષ મેં, પૂરી કરી પ્રતિજ્ઞા સોઇ. ૯૧
કરંધમે ને મારા પિતાએ, અવૈક્ષત સમજાવ્યો બહુ પ્રકાર;
મેં સમ્યક્ પ્રકારે કરી યાચના, પણ તેણે ન માન્યું લગાર. ૯૨
તે ઇચ્છતો નથી રજ મુજને, તવ દેવદૂત કે'તો આમ;
હે મહાભાગે અતિ કે'વાથકી, શું થાય તારૂં કામ. ૯૩
કિંતુ તુજને પુત્ર થાશે, માટે અધર્મે કરીશ ન આતમઘાત;
કરચ પોષણ ક્ષીણ થયેલા દેહનું, આ વનમાં વશી વિખ્યાત. ૯૪
તપતણા પ્રભાવે કરી, સર્વે થશે સમ્યક્ નાર;
માર્કંડેય કહે એમ ઉચ્ચરી, દેવદૂત ગયો તે વાર. ૯૫
જેમ આવ્યો હતો તેમ તે, ગયો જોતા જોતા માંય;
તે તન્વંગી કન્યાએ પછે, પોષવા માંડયું શરીર ત્યાંય. ૯૬
આવા દૂત થઇ પુરાણી જાયે, ઘણે ઠામ કરવા કામ;
તેમાં સ્વાર્થ હોયે ધનતણો એક, નવ પરમાર્થકેરૂં નામ. ૯૭
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષતચરિતે સાર;
થયો ચતુર્વિંશાધિકશતતમોધ્યાય, ભજતાં હરિહરમુરાર. ૯૮

## વલણ.

હરિહરમુરાર ભજતાં, થયો અધ્યાય સંપૂર્ણ રે;
દ્વિજદ્વેષીનાં શુભ થવા લાગ્યાં, જોત જોતામાં ચૂર્ણ રે. ૯૯

## કડવું ૨૦૩ મું.

### રાગ કલ્યાણ.

માર્કંડેય કહે ક્રોષ્ટુકિ સુણો, હવાં કથા વિસ્તારૂં;
વીરસંતતિવાળી અવૈક્ષત માતા, તેણે પછીશું વિચાર્યું. ૧
તેણે નૃપને પાસ તેડ્યો, કહી મનની વાત;
પુત્ર ત્યાગી થઇ રહ્યો, હવાં કરવું કશું પ્રખ્યાત. ૨
રાય કહે મુને થાય ચિંતા, દિવારાત્રિ વિચારૂં એહ;
કાંઇ ઉપાય કરચ તું પદ્મિની, જ્યમ પ્રફુલ્લિત થાય દેહ. ૩
તદા કર્ણમાં કહ્યું નારીએ, પતિ આચરજો આમ;
પછે નૃપ નૃપમંડળ જઇ બેઠો, શું કરતી વીરા વામ. ૪
શુભ નક્ષત્ર ને શુભ દિન જોઇ, તેણે અવૈક્ષત પુત્ર તેડાવ્યો;
તે માતભક્તિવાળો તનુજ, ત્યાં વે'લો વે'લો આવ્યો. ૫
માતા કહે હે પુત્ર મારા, તારા મહાત્મા પિતાએ મુને;
આજ્ઞા કરી તે કહી દાખું, આજ હું સહુ તુને. ૬
દુષ્કર કિમિચ્છક વ્રતકેરો, હું આજ કરૂં ઉપવાસ;
હે સુત એ વ્રત છે સહી, તુજ પિતા આધીન પ્રકાશ. ૭
વળી કંઇ કરવું પડશે તાહરે, મારે પણ કાર્ય કરવું એમાંય;
માટે સુત જો મુજ મનોરથ પૂરવા, તું કંઇ ઇચ્છતો હોય આંય. ૮
તું કરે પ્રતિજ્ઞા પૂર્ણ પ્રીતે, કે હું કરીશ રૂડો યત્ન;
તો હું તુજ પિતા પાસેથી લેઉં માગી, વરદાન કરી પ્રયત્ન. ૯
ધન ભંડારમાંથી જોઇએ, કિમિચ્છકમાટ અરધું મન;

---

૧ વીરસંતતિવાળી—જેની સંતતિ ( પુત્ર ) વીર છે એવી. ૪ આમ—અર્થાત હું કિમિચ્છક વ્રત લેઇશ, અને તે સંધિ તપાસી તમે મારી પાસે એવું માગજો કે જેથી તમારા પુત્રને સંતાન થાય. ૭ કિમિચ્છક—જે મનુષ્ય જે ઇચ્છે તે તેને આપવાનું વ્રત.

તે હું કરીશ સ્વાધીન તાહરે, તું આચરાવજે વ્રત પાવન. ૧૦
સહુ દ્રવ્ય છે તુજ પિતા સ્વાધીન, મેં તેમને કરી છે વાત;
તેમણે અરધીપરધી હા કહી છે, એમ વદી સુતશુ માત. ૧૧
એ વ્રતરૂપ કલ્યાણને જો, હું જ કરી શકું સિદ્ધ;
તો તે ક્લેશે કરી સિદ્ધ કરવા જેવું, થાશે સુત પ્રસિદ્ધ. ૧૨
વારૂં એ વ્રત માહરૂં થશે, સિદ્ધ તુજ બલપરાક્રમે સુત;
જો તેમ ન થાયે સુત તો, એ વ્રત મહાદુ:ખસાધ્ય છે પૂત. ૧૩
એવું છે માટે સુત મારા, એ વ્રત આચરાવા કાજ;
તું પ્રતિજ્ઞા કરતો હોય તો, હું વ્રતારંભ કરૂં મહારાજ. ૧૪
એ કાર્ય માંહે હોય જેવો, અભિપ્રાય તારો બાળ;
તે સર્વ કહી દે આજ તું, જે હું સાંભળું આ કાળ. ૧૫
અવેક્ષત કહે જે દ્રવ્ય છે તે, છે મુજ પિતા સ્વાધીન માંય;
દાવો તે પર નથી મારો, વળી કરાય નહિ ક્યાંય. ૧૬
કિંતુ આ અંગથી જે થઇ શકશે, તે હું કરીશ સર્વે માત;
તારી આજ્ઞા માથે ચઢાવીશ હું, એ મેં કરી સાચી વાત. ૧૭
મારા પિતા જે છે દ્રવ્યકેરા, સ્વામી પૂરેપૂરા;
તેમની આજ્ઞા તેં લીધી હોય તો, ન રાખીશ મનોરથ અધૂરા. ૧૮
હું સર્વ સા'ય કરીશ માતા, એમ સુત બોલ્યો ત્યાંય;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સાંભળ્ય, પછે થતું શું એ માંય. ૧૯
વીરા રાણીએ તે વ્રત કર્યું, કર્યા તે નિમિત્ત ઉપવાસ;
સાવધાન થઇ શાસ્ત્રે કહ્યું તેમ, કર્યું ધનદપૂજન ઉલ્લાસ. ૨૦
મન વાણી અંગને નિયમે રાખી, પૂજ્યા નિધિરક્ષક દેવ;

---

૧૨ તો ૪૦–તે વ્રત ક્લેશે કરીને સિદ્ધ કરવા જેવું થશે. અર્થાત્ એ વ્રત સંપૂર્ણ કરતાં ઘણાં કષ્ટ વેઠવાં પડશે. ૧૩ પૂત—પવિત્ર ( વ્રત ). ૨૦ ધનદપૂજન—કુબેરભંડારીનું પૂજન.

પરમ ભક્તિએ લક્ષ્મીતણું, કર્યું પૂજન તતખેવ. ૨૧
હવાં તે સમે કરંધમ એકાંત સ્થળમાં, બેઠો હતો નિર્ધાર;
તે જોઈ નીતિજ્ઞ મંત્રીઓ વદ્યા, તું નૃપ સુણય ગુણભંડાર. ૨૨
સચિવ કહે હે નરપતિ, આ પૃથ્વી પાળતાં નરદેવ;
અતિ વૃદ્ધ થઇ તમે ગયા, વળી ગયા ગર્વને અહમેવ. ૨૩
છે અવૈક્ષત એક પુત્ર તમારે, તે પણ છે પત્નીસંગવિહીન;
હે જગતીપતિ જદા સુત તમારો, થશે કાળસ્વાધીન. ૨૪
તે સમે સંપાદી તમે જે, પૃથ્વી અપરંપાર;
તે શત્રુને હસ્તે જશે, વળી થશે વંશક્ષય નિર્ધાર. ૨૫
પિંડ નહિ મળે પિતૃઓને, રે'શે કોણ ઉદક દેનાર;
એ રીતે કર્મનો લોપ થાતાં, ઉપજે છિદ્ર મોટું સાર. ૨૬
એ સર્વનો વિચાર કરી, કરય તું યત્ન વારંવાર;
જયમ ઉપકારકર્તા પિતૃઓને, તુજ સુત બુદ્ધિ કરે નિર્ધાર. ૨૭
માર્કંડેય કહે એમ કહીને તે, રહ્યા ચૂપાચૂપ;
તે સમયે વીરાકેરો પુરોહિત, જાચકમતિ બોલતો થઇ ભૂપ. ૨૮
તે શબ્દ રાયે સાંભળ્યો, કહ્યું પુરોહિતે આમ;
સહુ અહીં આવો શું ઇચ્છોછો, માગો લ્યો થાય કામ. ૨૯
કષ્ટ કરીને પ્રાપ્ત એવું, કોને શું પ્રાપ્ત કરવું આજ;
કરંધમપત્નીએ કિમિચ્છક વ્રતનો, ઉપવાસ કર્યો છે દ્વિજરાજ. ૩૦
અવૈક્ષત કુંવરે એ પુરોહિતનું, વચન સાંભળ્યું જે વાર;
તદા સર્વ યાચક પાસ તે, આવી ઊભો રહ્યો રાજદ્વાર. ૩૨
તેણે કહ્યું મારા અંગથી, જે થઇ શકે એવું હોય;
તે સુખે કરી સહુ માગજો, જેની કહે ના નવ કોય. ૩૩
મહાભાગ મારી જનેતાએ, કર્યો કિમિચ્છક વ્રતનો ઉપવાસ;

૨૧ નિધિરક્ષક દેવ—કુબેરભંડારી.

હે યાચક જન મેં કરી પ્રતિજ્ઞા તે, તમકને કરૂં સર્વ પ્રકાશ. ૩૩
કિમિચ્છક વ્રત અહીં થાય છે, માટે માગો જેને જેહ ઇચ્છા હોય;
હું આપવા ઊભો રહ્યો છું, મેં ના નવ કે'વી સોય. ૩૪
કહે માર્કંડેય પુત્રમુખથી, નીકળ્યું એવું વેણ;
તે સાંભળી કરી ઊઠી આવ્યો, કરંધમ નૃપ સુખદેણ. ૩૫
યોગ યુવતીએ મેળવ્યો જોઇ, માગે પુત્ર પાસે બાપ;
હે અવૈક્ષત યાચક છું અમે, માગ્યું આપી ટાળ્ય સંતાપ. ૩૬
અવૈક્ષત કહે હે તાત મારે, શું તમને આપવું આજ;
તે માગી લ્યો મારી કને, કરીશ યથાશક્તિ કાજ. ૩૭
કષ્ટે કરાયે કે સિદ્ધ થાયે, એવું હોયે જેહ;
તે માગી લ્યો ઉતાવળા, હું અર્પીશ મારી દેહ. ૩૮
રાજા કહે સત્ય પ્રતિજ્ઞાવાળો, જો હોય તું નરદેવ;
જે ઇચ્છે તેને તેહ આપે, એવો નિયમ ધાર્યો તતખેવ. ૩૯
તો મારા ઉત્સંગે મારા પૌત્રનું, હું મુખ જોઉં જેમ;
એ આપ્ય મુજને દાનેશ્વરી, મારૂં મન રીઝે એમ. ૪૦
અવૈક્ષત કહે હું તમારો છું, એક પુત્ર ભૂપાળ;
અને મેં તો બ્રહ્મચર્ય ધાર્યું, મારે નથી પુત્ર દયાળ. ૪૧
તો હે પિતા તમને પૌત્રનું, ક્યમ કરી બતાવું મુખ;
મુને એકે ઊપાય ન ઊકલે, કે ક્યમ થાય તમને સુખ. ૪૨
કરંધમ કે' તેં બ્રહ્મચર્ય ધાર્યું, છે તેથી પાપમાત્ર થનાર;
તું તારી જાતને છોડાવ્ય સુત, ઋણમધ્યેથી આ વાર. ૪૩
કરાવ્ય મુજને પૌત્રદર્શન, મારે માગવું છે એહ;
અવૈક્ષત કહે હે પિતા મારા, મૂકો વાત વે'તી તેહ. ૪૪
કાંઇ અન્ય ઇચ્છિત હોય તે, આજ માગો તાત;

---

૩૬ યોગ મેળવ્યો—પૂર્વના સંકેત પ્રમાણે યુક્તિ રચી.

સ્ત્રીસંગ તજ્યો મેં વૈરાગ્ય ધારી, તે એમ છો રહે પ્રખ્યાત. ૪૫
રાજા કહે ઘણા શૂર સાથે, લઢનાર હોય જે એક;
તે શત્રુને જીતે નહિ, કે રહે ન એકનો ટેક. ૪૬
એમ છતાં જો તેજ કારણ, થયો હોય તુને વૈરાગ્ય;
તો અજ્ઞ કે'વો તુજને, જે તું ન માને કહ્યું મહાભાગ. ૪૭
અમે કહીએ ઘણું શું તુજને, પડ્યું મૂકય તું બ્રહ્મચર્ય;
તારી માતાની ઇચ્છા એવી છે, માટે દેખાડય પૌત્રવદન વર્ય. ૪૮
માર્કંડેય કહે એ પેર જ્યારે, કહ્યું નૃપે વારંવાર;
વળી સુત કે'તાં ન માગ્યું અન્ય જ્યારે, ત્યારે દીન થયો કુમાર. ૪૯
પછે બોલિયો તે બાપ સાથે, તમને દેઇ ઇચ્છિત વરદાન;
હું ઘણા સંકટમાં પડ્યો છું, તે નવ કહી દાખું રાજાન. ૫૦
કિંતુ હું નિર્લજ થઇ શું, કરીશ ગ્રહણ સ્ત્રીનું જાણ;
સ્ત્રીસમક્ષમાં મારો થયો પરાભવ, વળી હું પૃથ્વી પડ્યો પ્રમાણ. ૫૧
શું એમ છતાં મારે સ્ત્રીતણા, સ્વામી થવું નરનાથ;
એ બહુ દુષ્કર મુને લાગે, તોપણ શું કરૂં હે તાત. ૫૨
સત્ય બંધને બંધાયો હું, તે કરીશ કહો તમે જેમ;
તમે સુખે રાજ્યવૈભવ ભોગવો, પ્રભુ કરશે શાંતિ ક્ષેમ. ૫૩
ભેદ વા પ્રપંચ આને, વા યુકિત પ્રયુક્તિ નામ;
અર્પીએ તે અર્પાય છે, જુઓ વીરા નારીકેરાં કામ! ૫૪
પુરાણીને નવ આવડે, આવી યુકિત પ્રયુક્તિ કાંઇ;
છાનું કર્યું તે થાય ચાહન, ન કો અમુઝાય મનમાંહી. ૫૫
ધિઃકાર છે એ ભેદને, જેનો શુભકાજ નહિ વ્યય;
ભૂદેવ થઇને ભટકી મરશો, નહિ થાય જન્મોજન્મ ઉદય. ૫૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવેક્ષતચરિતે સાર;

પંચવિંશાધિકશતતમોધ્યાય, પૂર્ણ થયો આ વાર. ૫૭

વલણ.

આ વાર દેવમુરાર ભજતાં, થયું પુરાણીજનનું કાજ રે;
દ્વિજને પ્રાકૃત કરી નથી લેવું નિશ્ચે, પુરાણીજનનું રાજ રે. ૫૮

## કડવું ૨૦૪ મું.

રાગ સારંગ.

તાલાવેલી લાગી તનને, સુણી તાતતણું વચન;
માર્કંડેય કહે કહું કથા, સુણય ક્રૌષ્ટુકિ પાવન. ટેક. ૧
અહર્નિશ ચિંતા થાય મનમાં, ક્યમ વૈરાગ્ય ત્યાગું હુંય;
પ્રતિજ્ઞા કરૂં વ્યર્થ મારી, ધાર્યું શુંય ને થયું શુંય. તાલાવેલી૦ ૨
એક દિવસ ચિંતા પરી કરવા, તે ગયો મૃગયા જાણ;
મૃગ વરાહ વ્યાઘ્રાદિક હણતો, વિચરી વને નિર્વાણ. ,, ૩
એમ મૃગયા કરતો ગયો ચાલ્યો, મહાવનમાં તેહ;
એવે રક્ષણ કરો રક્ષણ કરો એવો, શબ્દ સુણ્યો નિઃસંદેહ. ,, ૪
તે શબ્દ કરતી સ્ત્રી હશે કોઇ, એમ નિર્ણય કર્યો તે કાળ;
તે શબ્દ ભયથી ભગ્ન થયેલો, વળી નાખે ચીસ કંઇ કરાળ. ,, ૫
એવો શબ્દ સાંભળી અવૈક્ષત બોલ્યો, ભય પામીશ નહિ હે નાર;
એમ વદી ચાલ્યો શબ્દ ભણી તે, અશ્વ હાંકી નિરધાર. ,, ૬
તે મનુષ્યવિહોણા વનમાં, દૃઢકેશી દાનવ નામ;
કન્યાને ધરતો હતો, વળી તેણે પાડી બૂમ ઉદ્દામ. ,, ૭
નારી કે'તી કરગરી, કોઇ વા'રે ચઢો આ વાર;
હું પૃથ્વીપતિ કરંધમસુતનો, છું અવૈક્ષતનાર નિર્ધાર. ,, ૮

---

૫૭ ચરિતે—ચરિત્રે. ૫૮ દ્વિજને—પ્રેમાનંદને.

એમ છતાં આ દુષ્ટ મુજને, હરણ કરીને જાય;
જે નૃપની આગળ સર્વ નૃપ, હારી રહે કંપી કાય. „ ૯
હોયે ગંધર્વ કે યક્ષ જાતે, પણ ઊભા રહે નવ તેહ;
તેવા અવૈક્ષતની હું છું પત્ની, આ અસુર હરી જાયે એહ. „ ૧૦
હરણ થાય છે માહરૂં, કોઇ નથી કરતું વા'ર;
મૃત્યુ સરખો ક્રોધ છે, મારા સ્વામીતણો નિરધાર. „ ૧૧
પરાક્રમ પુરંદર સમું છે, કરંધમસુતનું જાણ;
તેની પ્રિયાકેરૂં હરણ કરે છે, દુષ્ટ દાનવ પ્રમાણ. „ ૧૨
માર્કંડેય કહે એ વચન સાંભળી, ધનુષ્યબાણધારી રાજકુમાર;
આ કોણ વને મારી કામિની, એમ કરવા લાગ્યો વિચાર. „ ૧૩
નિશ્ચય આ તો હશે માયા, વન વસનાર રાક્ષસતણી;
વા હું નિકટ આવ્યો જોઉં ચાલી, એમ વિચારતો નૃપમણિ.„ ૧૪
હું કને આવ્યો સમજીશ હવાં, કારણ કશું છે એહ;
માર્કંડેય કહે તે પછે જાતો, સત્વરપણે જોવા તેહ. „ ૧૫
ત્યાં જઇ જુએ તો દીઠી નારી, અલંકાર સમેત;
જેની શ્રી સમી શોભા હતી, મનોરમ માનિની મીનકેત. „ ૧૬
એવી જોઇ કન્યા નરમણિએ, દનુસુત દઢકેશે ધરી દેહ;
તે દયામણે રવે ઉચ્ચાર કરતી, અતિ કંપતી અબળા તેહ. „ ૧૭
મૂકાવીએ મૂકાવીએ, એમ વારંવાર કરતી પોકાર;
અવૈક્ષતે કહ્યું તેહને, ભય નવ ધરીશ લગાર. „ ૧૮
દઢકેશ દાનવને કહ્યું, માર્યો ગયો તું આજ;
ધર્મજ્ઞ કરંધમ નૃપ રાજ્ય કરતો, તેમાં ક્યાં કરે કૂડું કાજ. „ ૧૯

---

૧૨ પુરંદર—ઈંદ્ર. ૧૬ સમેત—સહિત. મીનકેત—કામ. કામની માનિની (રતિ) સરખી મનોરમ (સુંદર).

આ ગહન ગાઢા વન વિષે પણ, દુષ્ટાચરણ કોણ કરનાર;
હરણ અબળાતણું નવ કરી શકાયે, કરંધમ રાજ્ય મોઝાર. ,, ૨૦
જેના પ્રતાપને નરમણિ સર્વે, કરે આવી આવી નમસ્કાર;
રાજપુત્રીએ રક્ષક નીહાળ્યો, તદા તન્વંગી બોલી તે વાર. ,, ૨૧
હું છું કરંધમવધૂ અવેક્ષતભાર્યા, તેને આ દુષ્ટ લેઇ જાય;
હે શૂર રક્ષણ કરો મારૂં, એમ દીન થઇ ગુણ ગાય. ,, ૨૨
હું સનાથ છતાં અનાથ ગણી એ, વન વિષે કરતો હરણ;
તેનું વચન સાંભળી અવેક્ષત, વિચારી જોતો ધરણ. ,, ૨૩
આ નારી મારી કેયી પેરે? વળી કરંધમવધૂ કેમ?
એ વિષેનો મુજને પડયો, નારીવેણથી અતિ વેમ. ,, ૨૪
પૂર્વે એને મૂકાવું હું, પછે જાણાશે સર્વ;
રક્ષણ કરવું દુઃખી દીનનું, એ છે ક્ષત્રિય જનનો ગર્વ. ,, ૨૫
અસ્ત્ર ધરવા એજ કારણ, એમ કહે શાસ્ત્ર પુરાણ;
પછે આ વીર કોપ કરી કહે, દુર્બુદ્ધિ દાનવને નિર્વાણ. ,, ૨૬
હે અધમ જીવ્યાતણી જો તું, આશ કરતો હોય;
તો નાશી જા આ નારી મૂકી, નીકર નિધન આવ્યું સોય. ,, ૨૭
પછે દાનવે તે કરી પરી, સાહી આવતો સ્વદંડ;
ગર્જના અતિ ગાઢી કરતો, વળી ધરતો દેહ પ્રચંડ. ,, ૨૮
ધશ્યો ધશ્યો સન્મુખ આવતો, તેને અવેક્ષત મારતો બાણ;
પ્રચંડ દેહ આચ્છાદી નાખ્યો, તવ અસુરે વિચારી હાણ. ,, ૨૯
ખાળ્યો તોય તેને બાણથી, તવ ઉન્મત્ત દાનવ તેહ;
ફેંકતો સો શંકુથકી, વીંટલાયલો દંડ મોટો જેહ. ,, ૩૦

---

૨૨ વધૂ—દીકરાની વહુ. ૨૩ જોતો ધરણ—પૃથ્વી સામું જોવા લાગ્યો (વિચારમાં પડીને.). ૨૭ નિધન—મૃત્યુ. ૩૦ શંકુ ઈ૦—શંકુ આકૃતિના ભાલાવાળો દંડ.

અવેક્ષતે તે દંડને, નિકટ આવતાની માંય;
છિન્ન ભિન્ન કરી નાખિયો, દાનવ રહ્યો જોતો ત્યાંય. ,, ૩૧
તવ નિકટકેરૂં વૃક્ષ ખેંચી, કરવા આવિયો સંગ્રામ;
બાણવૃષ્ટિ કરતા રાજકુંવર પર, વૃક્ષ નાખિયું ઉદ્દામ. ,, ૩૨
તદા ચતુર શિલ્પીએ તીક્ષ્ણ કરેલા, ધરી ભલ્લ બેચાર,
તે દ્રુમ તિલ તિલ કરી નાખ્યો, નવ લાગી તેને વાર. ,, ૩૩
તદા દાનવે અવેક્ષત ઉપર, મોટી શિલા નાખી એક;
તે ચાપલ્યતાએ છેદી તેણે, વૃદ્ધિંગત કરી યુદ્ધ વિવેક. ,, ૩૪
તે શિલા નિષ્ફળ થઇ પડી, પૃથ્વીતણા પૃષ્ઠ મોઝાર;
એ રીત જે જે દાનવ નાખતો, તેનો થતો બાણથી સંહાર.,, ૩૫
રાજકુંવરને મન રમત એ તો, શિલા વૃક્ષ છેદવાં સાર;
એમ સર્વ અસ્ત્ર જ્યારે નાશ પામ્યાં, રહ્યો જાત ધારી નિર્ધાર.,, ૩૬
તદા મુષ્ટિ ઉગામી ધાયો, તેને જોયો આવતો કરંધમકુમાર;
તેનું અતિ તીક્ષ્ણ અસ્ત્રથી, શિર છેદિયું તેણી વાર. ,, ૩૭
દુરાચારી દાનવ હણાયો જવ, તવ સકળ દેવ કરતા સાદ;
કરંધમસુત ધન્ય છે, વળી કર્યો ધન્યવાદનો નાદ. ,, ૩૮
પુષ્પવૃષ્ટિ દેવ કરતા, આનંદ પામી અપાર;
સહુ દેવ મળી કે' માગ્ય તું, આજ વરદાન રાજકુમાર. ,, ૩૯
તેણે સ્વપિતા પ્રસન્ન કરવા, માગ્યો મહાવીર્યવાળો સુત;
સુર કહે નિષ્પાપ! તુંને, થશે સુત અદ્ભુત. ,, ૪૦
તેં આ કન્યકાને મૂકાવી છે, તે વિષે થશે તારે પુત્ર;
તે મહાબલિષ્ટ થાશે ચક્રવર્તી, તારૂં શોભાવશે ઘરસૂત્ર. ,, ૪૧

---

૩૩ તિલ તિલ—તલ તલ જેવડો. ૩૪ વૃદ્ધિંગત—વૃદ્ધિ પામેલો—વધારે. ૩૬ રહ્યો ઇ૦—જાત—(દેહ) માત્ર શેષ ધારી રહ્યો.

રાજસુત કે' સત્યના બંધથી, મુને છે બાંધિયો પિતાય;
માટે હું પુત્ર વાંચ્છું છું સહી, મારે નથી અન્ય કાંઇ ઇચ્છાય.,, ૪૨
સંગ્રામ મધ્યે કર્યો મારો, પરાભવ શત્રુએ અપાર;
સ્ત્રીપાણિગ્રહણ કરવું ન મેં, લીધી હે સુર પ્રતિજ્ઞા સાર. ,, ૪૩
વિશાળ નૃપની કન્યકાએ, કરી યાચના મારી અપાર;
તોયે મેં તજી છે તેહને, તેણે નરસમાગમ તજ્યો નિર્ધાર. ,, ૪૪
માટે તે વિશાલસુતાને તજી હું, બીજી દુષ્ટ દયિતા વરૂં કેમ;.
દેવ કહે જે વિશાલસુતા, તું વર્ણવે છે જેમ. ,, ૪૫
તે પ્રશંસનીય આ પદ્મિની છે, આચરે છે તપ તુજમાટ;
પત્ની તારી તેજ છે આ, તું તજ્ય અવૈક્ષત ઉચ્ચાટ. ,, ૪૬
સુત ઉત્પન્ન થશે એને વિષે, સપ્ત દ્વીપને જીતનાર;
વળી સહસ્રાવધિ યજ્ઞકેરો, થશે તેહ કરનાર. ,, ૪૭
વીર ધીર ચક્રવર્ત્તી થાશે, સુત તુજને રાય;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ, એમ નૃપ સુતને કહી સુર જાય. ,, ૪૮
પછે સ્વપત્નીને કે'વા લાગિયો, હે ભીરૂં આ છે શુંય;
તદા તન્વંગી બોલી તે, તમ ત્યાગે અહીં આવી હુંય. ,, ૪૯
પરમ વૈરાગ્ય ઉપજ્યો મુજને, મેં કર્યો સ્વજનબંધુત્યાગ;
આ સ્થળે તપ આવી આરંભ્યું, એ સહુ સત્ય છે મહાભાગ. ,, ૫૦
જદા તપવડે આ દેહ મારો, ઘણો ક્ષીણ થયો નૃપબાળ;
તદા તેનો ત્યાગ કરવા, મેં ધારિયું તતકાળ. ,, ૫૧
કિંતુ દેવદૂતે આવી મુજને, વારી'તી ભરતાર;
કહ્યું મહાબલિષ્ટ તુજને સુત થાશે, ચક્રવર્તી ચતુર અપાર.,, ૫૨
તે સર્વ સુરને તૃપ્ત કરશે, કરશે અસુરનો સંહાર;

---

૪૯ ભીરૂ—બીહીકણુ સ્ત્રી.

એ રીત સુરઆજ્ઞાથી સુરદૂતે, મુને અટકાવી'તી તેવાર. ,, ૫૩
પછે તમ સમાગમ આશ ધારી, આ ધારી રહી'તી દેહ;
હું પરમદિવસે ગઇ સ્નાન કરવા, ગંગાહ્રદે થઇ નિઃસંદેહ. ,, ૫૪
તદા આકર્ષી મુજને કોઇ વૃદ્ધ નાગે, તે લેઇ ગયો રસાતળ મોઝાર;
એટલે મારી પાસે આવિયા, સહસ્ત્રાવધિ નાગ નિર્ધાર. ,, ૫૫
નાગપત્નીઓ ને નાગકુવંર, આવી ઊભારહ્યા ભૂપાળ;
કેટલાક મારી સ્તુતિ કરવા, ત્યાં લાગિયા તે કાળ. ,, ૫૬
પૂજા કરવા લાગિયા કોઇ, નાગ નાગપત્ની નિરધાર;
મારી વિનયપુરસ્સર યાચના, સહુ કરવા લાગ્યાં તે વાર. ,, ૫૭
હે માનવતી તું કર્ય કૃપા, અમારા ઉપર તો આજ;
અપરાધી થયલા નાગનો, વધ કરશે સુત તારો રાજ. ,, ૫૮
તેને અટકાવ જે તું અબળા, જ્યારે નાગ કરે તુજ પુત્રનો અપરાધ;
ત્યારે નિવારણ કરજે સહી, કરી કૃપાળ અમપર સાધ. ,, ૫૯
મેં હા કહી તે વાતની, તદા પાતાળમાંથી નાથ;
દિવ્ય ભૂષણ વસન સુમન, નાગે આપિયાં મુને હાથ. ,, ૬૦
એમ અલંકૃત કરી મુજને, વળી કરી પૂર્ણ કાંતિ સમી;
કરી રમ્ય રૂપાળી નાગપતિએ, આ લોકમાં મૂકી નમી. ,, ૬૧
એ રીતે સર્વ અલંકારથી, ભૂષિત થઇ હું ભામિની;
વળી જોઇ રમ્ય રૂપવતી મુજને, કામસમાને કામિની. ,, ૬૨
તદા દુર્બુધ્ધિ દઢકેશ દાનવ, મુને હરવા આવિયો;
હે રાજપુત્ર તેને અધુના, તમે આવી લજાવિયો. ,, ૬૩
તમારા બાહુબળવડે હું, મુક્ત થઈ રહી આજ;

---

૫૪ ગંગાહ્રદે—ગંગાના ધરામાં. ૫૯ કરી ૭૦—તે તારા સાધ (સાધુ) પુત્રને અમારાપર કૃપાળ કરીને.

મહાબાહો કરો કૃપા મુજપર, સ્વીકારવા મહારાજ. „ ૬૪
તમ સમાન કોઇ નથી, ભૂમિતળે રાજકુમાર;
હું સાચે સાચું કહું સ્વામી, હવાં કરી લિયો મુજને નાર. „ ૬૫
જો પુરાણી આવું સાંભળે તો, કદા ભૂલે ભૂર;
જો સ્વયંવરમાં જાય તો, પરાજય કરે કોઇ પૂર. „ ૬૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષતચરિતં નામ;
ષડત્રિંશાધિકશતતમોધ્યાય, થયો પુરાણી જનને કામ. „ ૬૭

વલણ.

પુરાણીજનને કામ થાતો, અધ્યાય પૂરો આજ રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઇ ન જાણે, ભજે માધવ જે જગરાજ રે. ૬૮

## કડવું ૨૦૫ મું.

### રાગ દેશાખની ચોપાઈ.

માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ ભૂદેવ, એવું વેણ સુણ્યું તતખેવ;
કિમિચ્છક વ્રતની પરીક્ષા જેહ, કરતાં નૃપે કહ્યું હતું એહ. ૧
તે સ્વપિતાનું શુભ વચન, સ્મરતો અવૈક્ષત મહામન;
સ્વઅર્થે તજ્યા છે જેણે ભોગ, ધારી જુવતી રહ્યો છે જોગ. ૨
છે અનુરાગ યુક્ત જેનું મન, એવી કન્યાને કે'વા લાગ્યો વચન;
હે તન્વંગી જ્યારે અરિ જીતી, મેં તુંને પ્રાપ્ત કરી યથા નીતિ. ૩
તદા અરિથી પરાભવ પામો સાર, મેં તને તજી હતી નિર્ધાર;

૬૫ ભૂમિતળે—પૃથ્વીના પૃષ્ઠ ઉપર. ૧ પરીક્ષા—પુત્ર પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે માતાનું કિમિચ્છક વ્રત સંપાદન કરી આપવામાં સાહાય કરે છે કે કેમ ? એવી પરીક્ષા.

કિંતુ હવાં શું કરવું મારે નાર, તેહ તું જ કહે આ વાર. ૪
કન્યકા કહે રાજકુમાર, કરો રમણ આ રમણિક વન મોઝાર;
પાણિગ્રહણ કરો તમે મારો, વળી એક સિદ્ધાંત મનમાં ધારો. ૫
સકામ સ્ત્રીનો સકામ નરસાથ, સમાગમ સુખદાતા થાય નાથ;
રાજપુત્ર કે' વારૂં એમ, થાઓ તું વાંચ્છે છે તેમ. ૬
ભદ્રે ભદ્ર થાઓ તારૂં આજ, છે દૈવે નીર્મ્યું કરાવવા એ કાજ;
નીકર તું ક્યાં ને ક્યાં હુંય, આ સ્થળે એકત્ર થવાનું શુંય. ૭
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ્ય, પ્રગટ્યું તે નરનારીનું પુણ્ય;
એમ ઊભાં રહી કરતાં હતાં વાત, એવે ગંધર્વસુત આવ્યો પ્રખ્યાત. ૮
અપ્સરાગણથી વીંટાયલો તેહ, આરાધે ઘણા ગંધર્વ સેવક દેહ;
તે ગંધર્વકુંવર કે'તો આમ, હે રાજકુંવર રૂપના ધામ. ૯
આ ઊભી ભામિની કન્યા જેહ, તે મારી સુતા છે નિઃસંદેહ;
તે અગસ્ત્યના શાપથકી નિર્ધાર, વિશાળસુતા થઇ છે નૃપકુમાર. ૧૦
બાલ્યવયમાં રમતાં રમતાં એણે, ઉપજાવ્યો હતો ક્રોધ અગસ્ત્યને જેણે;
તેણેકરી તેમણે શાપી એહ, તું ધરીશ માનુષીકેરી દેહ. ૧૧
તદા અમે મુનિની વિનતિ કરી, કહ્યું એ મૂર્ખ બાળકે ન જાણ્યા હરિ;
એણે કર્યો અજ્ઞાને મુનિ અપરાધ, માટે ક્ષમા કરવી ઘટે મોટા સાધ. ૧૨
એમ પ્રાર્થના કર્યા પરથી નિર્ધાર, ત્યાં મહામુનિ બોલ્યા તે વાર;
એ બાળક છે એમ જાણી કરી, મેં સ્વલ્પ શાપ દીધો ચિત્ત ધરી. ૧૩
તે કદી મિથ્યા નથી થનાર, એ પેરે અગસ્ત્યશાપથી થયું સાર;
આ સુંદર સુભ્રૂ મારી છે કન્યા, નામ ભામિની હતું જેનું ધન્યા. ૧૪
તે થઇ વિશાળગેહ ઉત્પન્ન, જેને જોઇ થાયે જન પ્રસન્ન;
હે રાજકુંવર હું આવ્યો અહીં, તે તો એને અર્થે જાણ્ય તું સહી. ૧૫

---

૧૨ હરિ—હરિરૂપ અગસ્ત્યને. ૧૪ સુભ્રૂ—સુંદર ભ્રકુટિવાળી.

આ મારી સુતાનો કરય તું સ્વીકાર, એનાથી થશે તુને ચક્રવર્ત્તી કુમાર;
માર્કંડેય કહે માની તેની વાત, રાજ કુંવરે સ્ત્રી ગ્રહણ કરી પ્રખ્યાત. ૧૬
ગ્રહ્યો તેનો વિધિ પુરઃસર પાણિ, તદા આચાર્ય તુંબરૂ બોલ્યા વાણી;
અખિલ મહીનું રક્ષણ કરનાર, એવા પુત્રને ઉદર વિષે ધરનાર. ૧૭
એવી કારણભૂત કામિની સાથે લગ્ન, કર્યું તેં રાજકુંવર થઇને મગ્ન;
તે તારી આશા પૂરશે દેવ, તેં શુભ સાધી છે વૃદ્ધની સેવ. ૧૮
તદા દેવ ગંધર્વ ગાવા લાગ્યા, જે ઉભયસમાગમે અનુરાગ્યા;
નૃત્ય કરવા લાગાં અપ્સરા ત્યાંય, કુસુમવૃષ્ટિ થવા લાગી જ્યાંય. ૧૯
વાગ્યાં સુરતણાં વાજિંત્ર, એમ પરણ્યાં નરનારી પવિત્ર;
પછે તે ગંધર્વ મહાત્માની સાથ, રાજપુત્રકન્યાનો સાહી હાથ. ૨૦
ગયો તે ગંધર્વલોક મોઝાર, ત્યાં સુખ પામ્યો કરંધમકુમાર;
સ્વસ્ત્રી ભામિની સાથે તેહ, નારી સ્વપતિ અવૈક્ષત સાથે જેહ. ૨૧
ભોગવિલાસ કરવા લાગ્યાં, ઉભય તન મનમાં અતિ અનુરાગ્યાં;
ગંધર્વલોકની જોઇ સંપત્તિ, આનંદ ઉપજ્યો વિસરી વિપત્તિ. ૨૨
કદા હંસ કારંડવ પક્ષીએ યુક્ત, સુંદર નદીતટપર ફરતાં પુકત;
કદા ઘરમાં કરતાં વિહાર, કદા મનોહર મે'લ મોઝાર. ૨૩
એ રીત અન્ય રમણિક વિહાર સ્થળે, સ્વતન્વંગી સાથે સ્વેચ્છા બળે;
અવૈક્ષિત કરતો આનંદ, જેનું મન નવ રે'તું મંદ. ૨૪
સ્ત્રી સ્વમહાત્મા સ્વામી સાથ, કરતી રમણ ઝાલીને હાથ;
મુનિ ગંધર્વ ને કિન્નર, અર્પતા સાહિત્ય તેમને વર. ૨૫
ભક્ષ્ય ભોજ્ય ને સુગંધિ લેપ, વસ્ત્રહારપાનાદિક દેતા કરી ખેપ;
આપતા ભેટ ભાવતા પદાર્થ, એમ દુર્લભ ગંધર્વ લોકનો જોયો સાર્થ. ૨૬
ઘણા દિન વીત્યા સુખભોગે, સ્વામિનીસ્વામીના સંયોગે;

---

૨૪ સ્વતન્વંગી—પોતાની નાજુક અંગવાળી સ્ત્રી.

પછે અવેક્ષિત વીરથકી મહાન, ચારૂ ચતુર પુત્ર પ્રગટ્યો ગુણવાન. ૨૭
તેના પ્રગટ થવાથી ગંધર્વ લોકે, મહાઆનંદ પ્રગટ્યો તેણે ઓકે;
એનું કારણ એ હતું મુનિદેવ, કુંવરે કાર્યસિધ્ધિ માની હતી તતખેવ. ૨૮
ગંધર્વ કેટલાક લાગ્યા ગાવા, કેટલાક લાગ્યા મૃદંગ પટહ સાં'વા;
દુંદુભિ વીણા ને વાંસળી, લાગ્યા વગાડવા જન્મ સાંભળી. ૨૯
અત્યંત અપ્સરા નાચવા લાગી ત્યાંય, મેઘે પુષ્પવૃષ્ટિ કરી છે જ્યાંય;
કોમળી ગર્જના કરી ગાજતા મેઘ, વધતો દીસતો વિધુત્‌વેગ. ૩૦
આવો થયો ઉત્સવ ને ધામધૂમ, સુણી તુંબરૂએ આનંદકેરી બૂમ;
તદા તે આવ્યા ત્યાં ચાલી, કર્યું જાતકર્મ સકળ સંભાળી. ૩૧
તે સમયે આવ્યા સર્વે દેવ, નિર્મળ દેવર્ષિ આવ્યા તતખેવ;
આવ્યા પાતાળેથી મહાશેષ, વાસુકિ આદિક નાગ અશેષ. ૩૨
તક્ષકાદિક નાગના રાય, આવ્યા દ્વિજસત્તમ ત્યાં સુખદાય;
દેવ દાનવના જેહ નરેશ, ન રહ્યા યક્ષગુહ્યકના કોઇ શેષ. ૩૩
આવ્યા ઓગણપચાસ વાયુ ત્યાંય, અવેક્ષતસુત જન્મ્યો જ્યાંય;
પધારેલા ઋષિ દેવ દાનવ, નાગ મુનિ ગંધર્વ મુક્ત માનવ. ૩૪
તેવડે ગંધર્વ નગ્ર ભરાઇ ગયું, તે સહુ સુરગણે ખીચોખાચ થયું;
પછે કરી તે બાળકનું જાતકર્મ, જણાવ્યો તુંબરૂ એ ધર્મ મર્મ. ૩૫
પછે સ્તુતિપુરઃસર આશિર્વાદ, અર્પ્યો તુંબરૂએ ધરી ઉલ્લાદ;
હે બાળક તું થા ચક્રવર્તી રાય, મહાવીર્યવાન ને મહાકાય. ૩૬
આજાનુબાહુવાળો થા બાળ, થા શક્તિવાળો તું તતકાળ;
મહાકાળ લગી અખિલ મહીકેરૂં, ભોગવ્ય રાજ્ય સ્વાધીન કરી મેરૂ. ૩૭

---

૩૨ અશેષ—સમગ્ર. ૩૬ સ્તુતિપુરઃસર—વખાણપૂર્વક. ઉલ્લાદ—આહ્લાદ. ૩૭ આજાનુબાહુવાળો—ઘૂંટણ લગી લાંબા હાથવાળો.

હે બાળક આ ઇંદ્રાદિક લોકપાળ, કરો તારૂં કલ્યાણ મુનિ તતકાળ;
હો તારૂં અરિનાશક પરાક્રમ, વાધો તારા વંશતણો મહાક્રમ. ૩૮
પૂર્વમાંથી જે રજકણ વહે, તે મરૂત ભદ્ર કરી તારૂં રહે;
દક્ષિણે નિર્મળ મરૂત જેહ, તુંને અક્ષય સુખદ હો તેહ. ૩૯
પશ્ચિમે મરૂત ઉત્તમ આપો રેત, ઉત્તરમરૂત ઉત્તમ બળ અર્પો કરી હેત;
એવા આશિર્વાદની અંતે ત્યાંય, આકાશવાણી થતી નભ માંય. ૪૦
મરૂત્તવ એવું ગુરૂ બોલ્યા ઘણી વાર, તેથી મરૂત્ત નામ પડશે નિર્ધાર;
જગતીના રાજાઓ જેહ, વરતશે એની આજ્ઞામાં તેહ. ૪૧
થશે સર્વ ભૂમિપતિકેરો ભૂપ, થશે નરશિરોમણિ અનુપ;
થશે ચક્રવર્તી મહાબલિષ્ટ, થશે સપ્ત દ્વીપનો પતિ વરિષ્ટ. ૪૨
સ્વાધીન થશે પૃથ્વીતણા નરેશ, એ નિર્વિઘ્નતાએ ભોગવશે દેશ;
યજ્ઞકર્ત્તા થયા નૃપ જેહ, તેમાં મુખ્યતા પામશે એહ. ૪૩
થશે શૌર્યવીર્યે કરી મહાન, થશે અન્ય નૃપતિ કરતાં બળવાન;
માર્કંડેય કહે દેવોમાંથી, કોઇએ કહ્યું વચન એવું ક્યાંથી ! ૪૪
કે જે સુણી હરખ્યા સકળ વિપ્ર, ગંધર્વ જન આનંદ પામ્યા ક્ષિપ્ર;
થયો તેના માતપિતાને સંતોષ, જાણ્યો સુત મહાગુણકેરો કોશ. ૪૫
આવા સુત પુરાણીને સર્વ, ભણ્યા ગણ્યા રહિત ગર્વ;
કાઢે બાપદાદાનું એવા નામ, ધોળાં નહિ તો કરે કાળાં કામ. ૪૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, અવૈક્ષતચરિતે સુત વખાણ;
સપ્તવિંશાધિકશતતમોધ્યાય, ગાયો જેમાં પુરાણીસુત મહિમાય. ૪૭

---

૩૯ રજકણ—( સુગંધાદિકના ). મરૂત—વાયુ. ભદ્ર—કલ્યાણ. સુખદ—સુખ આપનારો. ૪૦ રેત—વીર્ય. ૪૧ મરૂત્તવ—મરૂત ( વાયુ ) તવ ( તારૂં ). ૪૪ ક્યાંથી—કોઈક પણ જગાએથી.

### વલણ.

મહિમા પુરાણી દેવીતણો, ગાતાં થાય પાવન પ્રાણી રે;
જેના સુત હર બ્રહ્માદિક છે; જુઓ પુરાણમાં પ્રમાણી રે. ૪૮

## કડવું ૨૦૬ મું.

### રાગ સામેરી.

માર્કંડેય કહે તે રાજસૂનુ પછી, સ્વપુત્ર ને લેઈ નાર રે;
ગયો ગંધર્વગણ સહિત સ્વપુરમાં, પિતા પાસે નિર્ધાર રે. ૧
જઇ પિતાને નમસ્કાર કરિયો, ચરણમાં મસ્તક મૂકી રે;
ઘણે દિવસે સુત મળિયો પિતાને, તેણે તેને જોતો ઢુંકી રે. ૨
ભાઇ તું ક્યાં ગયો હતો એમ તે પૂછે, વારંવારે ભાવે રે;
એવે લજ્જાવતી રાજપુત્રી તેને, નમી સુખ ઉપજાવે રે. ૩
સર્વ નૃપના મધ્યે બેઠા, ધર્માસને કરંધમ ભૂપ રે;
તદા સ્વકુંવર લેઇ બોલ્યો અવૈક્ષત, થઇ લજ્જાસહિત તદ્રૂપ રે. ૪
હે પિતા મારી માતાને અર્થે, કિમિચ્છક વ્રત મોઝાર રે;
મેં જે તમને વચન આપ્યું હતું, તે સિદ્ધ થયું આ વાર રે. ૫
તમે માગ્યું હતું મારી પાસે એવું, કે કરવું ઉત્સંગે પૌત્રદર્શન રે;
તે પ્રમાણે હરિકૃપાએ સર્વે, આજ થયું મહારાજન રે. ૬
એમ વદી મરૂત્તકુંવરને, કરંધમ ખોળે મૂકયો રે;
પછે સર્વ વાર્તા વરણવી દાખી, અવૈક્ષત કે'તાં નવ ચૂકયો રે. ૭
તે નૃપ સ્વપૌત્ર આલિંગન કરીને, હર્ષાશ્રુએ કરતો મલિન નેત્ર રે;
હું ભાગ્યશાળી ભરપૂર છું, એમ વદી થાતો આનંદનું ક્ષેત્ર રે. ૮
સ્વપ્રશંસા તે કરવા લાગ્યો, પછે ત્યાં આવેલા ગંધર્વ જોઇ રે;

---

૪૮ પુરાણી દેવી —જૂની દેવી —આધારશક્તિ.

અર્ઘ્યપાદ્યાદિકે પૂજા કરી તેની, સારી સાધી સત્કારની સોઇ રે. ૯
તેને કેટલાક દિવસે સન્માને રાખી, પછે તેમને જાવા આજ્ઞા દીધી રે;
આનંદની વાતો સર્વે તે બોલ્યો, જોઇ પૌત્રસ્વરૂપની સુખસિદ્ધિ રે. ૧૦
આનંદાસક્ત થયો તેની સાથે, એ વિસ્તરી પુરમધ્યે વાત રે;
કરંધમ સંતતિવાળો થયો એમ, જ્યાં ત્યાં થયું પ્રખ્યાત રે. ૧૧
નગરવાસી જને ઘેરઘેર કીધો, આનંદ ઉત્સવ અત્ય રે;
થયા ગીતવાદ્યના શબ્દ મનોહર, આનંદમય થયું સહુ સત્ય રે. ૧૨
સુંદરાંગી વારાંગનાઓએ ત્યાં, અનુત્તમ નૃત્ય આચરિયું રે;
રાજાએ પણ અતિ હર્ષ પામી, દાનેશ્વરીપણું ધરિયું રે. ૧૩
આપ્યાં દ્વિજને રત્ન દ્રવ્ય અતિ, સુરભિ વસ્ત્રને અલંકાર રે;
પછે તે સુત ત્યાં વધવા લાગ્યો, શુક્લપક્ષ ચંદ્રવત સાર રે. ૧૪
તેણે પિતાપિતામહને આનંદપ્રાપ્તિ, કરી અપરમપાર રે;
સર્વ લોકનો વા'લો થયો એ, પછે શાસ્ત્ર શીખ્યો નિર્ધાર રે. ૧૫
પે'લાં આચાર્ય પાસેથી તે શીખ્યો, ચાર વેદ ચતુર રે;
પછે સર્વ આગમ ધનુર્વેદ શીખ્યો, થઇ યુદ્ધકર્મમાં આતુર રે. ૧૬
ખડ્ગકર્મ ને ધનુષ્યકર્મમાં, વળી અન્ય શસ્ત્રાસ્ત્ર વિષે રે;
શ્રમસહિત પ્રવીણતા પૂરી, તેણે મેળવી એવું દીસે રે. ૧૬
એ સર્વ શીખી રહ્યા પૂઠે તે, ગયો ભૃગુસૂનુ શુક્રની પાસે રે;
અસ્ત્રવિદ્યા શીખ્યો તેમની કનેથી, એમ પુત્ર આવ્યો પ્રકાશે રે. ૧૮
વિનયપણે નમ્રતાએ કરીને, તે અત્યંત ગુરૂપ્રીતિ મેળવતો રે;
એમ સર્વાસ્ત્રવિદ્યા શીખી રહ્યો તે, ન હવે તેશુ હેળવતો રે. ૧૯
વેદવેદાંગે પારંગત થાતો, શીખ્યો ધનુર્વેદ પૂર્ણે રે;
સર્વ વિદ્યામાં પ્રવીણ થયો તે, જેને જોઇ ચિંતા થાયે ચૂર્ણ રે. ૨૦
પછે યુવાવસ્થા તે પામ્યો પૂરી, તદપિ ગંભીર રહ્યો તેમાં રે;

૧૮ ભૃગુસૂનુ શુક્ર—ભૃગુ ઋષિના પુત્ર શુક્રાચાર્ય.

ઉન્મત્તપણું કાંઇ પ્રાપ્ત થયું નહિ, એથી અતિ રતિ ઉપની એમાં રે. ૨૧
વિશાલ રાજાએ વારતા જાણી, જે પુત્રી પરણી મારી રે;
દૌહિત્રકેરી યોગ્યતા જાણી, પામ્યો અતિ આનંદ તે અવિધારીરે. ૨૨
કરંધમે પૌત્ર જોયો મોઢો, મહામતિમાન ને ગુણવાન રે;
તેના મનોરથ સફળ થયા સહુ, પછે વિચાર્યું વન જાવા રાજાન રે. ૨૩
અનેક યજ્ઞ કર્યા તેણે જાતે, આપ્યાં યાચકને દાન રે;
સર્વ કર્મ સંપૂર્ણ કરીને, નૃપવર કે'વાયો મહાન રે. ૨૪
માંડલિક રાજાઓ સહિતે, ધર્મથી પૃથ્વી પાળી રે;
શત્રુ જીતી સર્વ સમા કીધા, દીન જનની આપદા ટાળી રે. ૨૫
પછે વન જાવાનો નિશ્ચય કીધો, તદા અવૈક્ષતને તેડયો પાસે રે;
કહ્યું હે પુત્ર હું વૃદ્ધ થયો છું, હવાં વન જવુ જોઇએ ઉલ્લાસે રે. ૨૬
હવાં તું આ મારૂં રાજ્ય ગ્રહણ કર, હું કૃતકૃત્ય થયો છું આજ રે;
તને અભિષેક કરવા કરતાં હવે નથી કંઇ, મારે રહેલું બાકી કાજ રે. ૨૭
મેં સમ્યક્ પ્રકારે સંપાદેલું જે, તે રાજ્ય આપું છું તુંને રે;
એ સાંભળી અવૈક્ષત વદ્યો ત્યાં, પિતાશ્રી એ રૂચે નવ મુને રે. ૨૮
તપ કરવા વન જાતા પિતાને, જોઇ વિનયે તે ભાખ્યો રે;
હે તાત પૃથ્વીપાલન કરવાનો નથી હું, તમે ધર્મ બાકી નથી રાખ્યો રે. ૨૯
કિંતુ અદ્યાપિ મારા મનમાંથી, લજ્જા ગઇ નથી નાશી રે;
યોજો કોઇ રાજ્યાસને બીજાને, રે હું બંધાયો થઇ મારી હાંસી રે! ૩૦
મને છોડાવ્યો મારા પિતાએ, હું સ્વપરાક્રમથી નવ છૂટયો રે;
પુરૂષત્વ તે મારામાં કેટલું, મેં મુને માન્યો પિતા કર્મફૂટયો રે? ૩૧
પૃથ્વી પુરૂષથી પળાય પિતા, હું સ્વપાલન કરવા નથી સમર્થ રે;

---

૨૧ રતિ—પ્રીતિ (બીજા સર્વ કોઇની). ૨૨ દૌહિત્ર-દીકરીનો દીકરો. ૩૦ યોજો ઇ૦—રાજ્યાસને કોઇ બીજાને યોજો—બીજા કોઇને રાજ્ય ગાદી આપો.

તો પૃથ્વી શી પેર પાળી શકું હું, કહો થાય મારાથી શો અર્થ રે. ૩૨
એવું છે માટે રાજ્યાસન અર્પો, કોઇ સારો જોઇ તાત રે;
જે નરનો કરે પરાભવ બીજા, તેને જાણવો જુવતી જાત રે. ૩૩
માત્ર સ્નેહાનુબંધનથી તમે મુને, બંધનથી છોડાવ્યો રે;
તે સ્ત્રી સમાન હું ક્યમ થઉં રાજા, જેણે વંશ સહુ વખોડાવ્યો રે. ૩૪
કરંધમ કહે પિતા પુત્રથકી, પુત્ર પિતાથકી નથી ભિન્ન રે;
એવું છે માટે હે વીર તુજને, નથી છોડાવ્યો પિતાએ કોઇ દિન રે. ૩૫
નર નારીનો સ્વામી થાયે, થાયે શૂરો પૂરો રાજા રે;
વેદ વેદાંગ ને શાસ્ત્રપુરાણમાં, ભાખી એવી મોટી માત્રા રે. ૩૬
પુત્ર કહે હે પિતા મારાથી, મારૂં હૃદય નવ ફેરવાય રે;
તમે મુને મુક્ત કર્યો પિતાજી, લજ્જા એવી ખસતી નથી મહારાય રે. ૩૭
પિતાની ઉપાર્જન કરેલી લક્ષ્મી, જેહ ભોગવે તેનો પુત્ર રે;
જેને જનકે સંકટથી મુક્ત કર્યો હોય, તેનું કેમ ચાલે ઘરસૂત્ર રે. ૩૮
જે પિતાના નામથી ઓળખાએ, એવો નર અમારે કુળ ન થાશો રે;
જેણે સ્વપરાક્રમે ધન સંપાદ્યું, તેનાથી કોઇ નવ લજાશો રે. ૩૯
જે સ્વપરાક્રમે પ્રસિદ્ધ થાતો, જેને જોઇ અરિ પામે ત્રાસ રે;
જે પોતાની મેળે સંકટથી છૂટે, તેના જેવી મારી ગતિ થાઓ પ્રકાશ રે. ૪૦
માર્કંડેય કહે એમ વદ્યો તે, તેને સમજાવ્યો સમ્યક્ પ્રકાર રે;
તોય તેણે હઠ છોડી નહિ રજ, બાંધી રહ્યો ટેકની તરવાર રે. ૪૧
તદા કરંધમે પૌત્ર બેસાડ્યો, રાજ્યાસને નિર્ધાર રે;
સ્વપિતાની અનુમતિથી તે પામ્યો, પિતામહનું રાજ્ય તે વાર રે. ૪૨
પછે મરૂતે સ્વજન સંતોષ્યા, આનંદ પ્રાપ્ત થાય કર્યું તેમ રાજ રે;
કરંધમ નૃપ પત્ની વીરા સહિત, ગયો વનમાં કરી સહુ ત્યાજ રે. ૪૩
તેણે વનમાં વશી તપ આરંભ્યું, મન વાણી શરીર કરી વશ રે;

---

૩૪ સ્નેહાનુબંધનથી—સ્નેહના સંબંધને લીધે.

સહસ્ર સંવત્સર ઉગ્ર તપ કરી, કાઢી લીધો દેહનો કસ રે. ૪૪
એમ કરતાં દેહ ત્યાગ થયો તેનો, પામ્યો તે નૃપ ઈંદ્રલોક રે;
માથે જટાવાળી મલિન જેની કાયા, એવી વીરા રહી તે એક રે. ૪૫
સ્વર્ગે સીધારેલા મહાત્મા પતિની, સાથે જાવા ઈચ્છા જેને રે;
એવી ભૃગુ મુનિના આશ્રમે રે'તી, તપ સિદ્ધિ પ્રાપ્ત થઇ તેને રે. ૪૬
ફળ મૂળ પર નિર્વાહ કરતી તે, વસતી બ્રાહ્મણની સ્ત્રીઓ મોઝાર રે;
હતી•દ્વિજસેવામાં આદરવાળી, તે વધુ શત વર્ષ રહી નિરધાર રે. ૪૭
ટેકતોરો જો રાખો પુરાણી, તો અવૈક્ષત જેવો રાખો રે;
માગી ખાવું ને મસીદે સુવું, એ ન્યાય તે ક્યાંનો ભાખો રે. ૪૮
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષતચરિત્ર સમાપ્ત રે;
અષ્ટાવિંશત્યધિકશતતમોધ્યાય થયો, સુણે ભણે તેને મળે આપ્ત રે. ૪૯
સકળ તીર્થે જન સ્નાન કરે, તેટલું પુણ્ય પામે સુણી આખ્યાન રે;
સત્તરસેં પાંસઠચમાં યથામતિ, વિપ્રે કર્યું વ્યાખ્યાન રે. ૫૦

વલણ.

વ્યાખ્યાન વિપ્રે યથામતિએ, કર્યું ભવતારક ભજી હરિ રે;
ચાતુર્વિંશી જન પ્રેમાનંદ, મહતા નવ માને જરી રે. ૫૧

———o✻o———

૪૮ ટેકતોરો—ટેકરૂપી તોરો. ૪૯ આપ્ત—સગાંવાહાલાં.

# मरुत्तचरित्र.

## કડવું ૨૦૭ મું.

### રાગ કેદારો.

વક્રતુંડ શુંડદંડ સ્વામી, ભારતી આરતી પૂરો મહાનામી;
કવિતાકામી જન વિનતિ કરે રે. ૧
કહું મરૂત્તચરિત્ર પાવન, સા'ય કરો વિશ્વતણા સ્વામીન;
અનુદિન સંકટ મારાં હરો રે. ૨

### ઢાળ.

સંકટ હરો શ્રી સ્વામી મારાં, કહું વિનવી વારંવાર;
ક્રૌષ્ટુકિ કે' ભગવન્ મુજને, કરં ધર્મકથા કહી સાર. ૩
અવેક્ષતનું ચરિત્ર ભાખ્યું, અતિ કરી વિસ્તાર;
હવાં તેના પુત્ર મરૂત્તતણું કહો, ચરિત્ર ગુણભંડાર. ૪
જે મહાત્મા સર્વ કરતાં, હતો પરાક્રમી પૂર;
એવું સુણી આખ્યાન એનું, મારે સુણવું મધુર. ૫
એ નૃપ ચક્રવર્તી ભાગ્યશાળી, તેજસ્વી ને મહાશૂરો;
ધર્મજ્ઞ ને મહામતિશાલી, પૃથ્વી પાળવામાં પૂરો. ૬
તેના ગુણગણ સુણવા કોણ નવ, ચિત્ત ધરે મુનિદેવ;
માર્કંડેય કહે સુણ્ય એક ચિત્તે, કહું કથા તુંને તતખેવ. ૭
પિતાકેરી અનુમતિથી, મરૂત્ત પામ્યો પિતામહનું રાજ્ય;
પિતા જ્યમ ઔરસ પુત્ર પાળે, ત્યમ આચર્યાં ધર્મનાં કાજ. ૮

---

૧ વક્રતુંડ ઇ૦—વક્ર ( વાંકા ) તુંડ( મુખ )વાળા અને શુંડ રૂપી દંડવાળા સ્વામી (ગણપતિ). કવિતા ઈ૦—કવિતાનો કામી ( ઇચ્છાવાળો ) જન ( પ્રેમાનંદ ) વિનતિ કરેછે.

સમ્યક્ પ્રકારે પૃથ્વીપાલન, કરવા લાગ્યો તેહ;
ઋત્વિક્ પુરોહિતની આજ્ઞાપાળી, રે'તો તેને સ્વાધીન એહ. ૯
એવા પુણ્યશાળી પવિત્ર નૃપે, ઘણા યજ્ઞ કરિયા જાણ;
તેમાં દક્ષિણા દ્વિજને અરપી ઘણી, જેનું થાય નવ પ્રમાણ. ૧૦
અવિછિન્ન આજ્ઞા તેહની, થઇ સપ્તદ્વીપમાં માન;
આકાશ ને પાતાળમાં, જતો અબ્ધિજળ વિષે મહાન. ૧૧
એવી ગતિનો રોધ કયાંહી, નવ થતો નિરવાણ;
સર્વ સ્થળમાં વિચરતો તે, મરૂત્ત જાણ સુજાણ. ૧૨
એના મખથકી ધન પામી ઘણું, સ્વક્રિયા કુશળ વિપ્ર;
મહાન યજ્ઞે કરી કરતા, પ્રસન્ન પુરંદરને ક્ષિપ્ર. ૧૩
અન્ય વર્ણના જન ઘણા, થઇ સ્વકર્મે સાવધાન;
નૃપકનેથી ધન લેઇ, ઇષ્ટાપૂર્તાદિ કરતા માન. ૧૪
હે દ્વિજ સત્તમ મરૂત્તે જે, પાળી પૃથ્વી સાર;
તે કરતી સ્પર્દ્ધા સ્વર્ગ સાથે, થયા જન સુર સમા નિરધાર. ૧૫
ઘણા યજ્ઞો કરી તેણે, નમાવિયા નૃપાળ;
એમાં કાંઇ હતું નહિ પણ, થયું વિશેષ કંઇ તે કાળ. ૧૬
શંકિત કર્યો શતક્રતુ તેણે, કરી યજ્ઞ અપાર;
બૃહસ્પતિભ્રાતા અંગિરાસૂનુ, સંવર્ત તપભંડાર. ૧૭
તે મહાઋષિ ઋત્વિક્ હતો, મરૂત્તકેરો જાણ;
તેણે મરૂત્તઅર્થે આણ્યું'તું, નગસુવર્ણશિખર નિર્વાણ. ૧૮
સુરગણે સેવેલા મુંજવાન નગનું, સુવર્ણશિખર જેહ;

૯ ઋત્વિક્-યજ્ઞ કરવામાં યોજેલા બ્રાહ્મણ. ૧૧ અવિચ્છિન્ન-અખંડ. અબ્ધિ-સમુદ્ર. ૧૭ બૃહસ્પતિ ભ્રા૦-બૃહસ્પતિના ભાઇ-અંગિરાનો પુત્ર સંવર્ત એના યજ્ઞમાં ઋત્વિજ હતો. ૧૮ નગ સુ૦—પર્વતનું સોનાનું શિખર.

તે તપબળે પૃથ્વી ઉપર આણ્યું, હે દ્વિજ નિઃસંદેહ. ૧૯
તે ઋષિએ તેના યજ્ઞમાં, ભૂમિભાગાદિક સર્વ;
નિર્મળ મે'લ આદિક તપબળથી, કનકમય કર્યાં'તાં મહાપર્વ. ૨૦
એ વિષે ઋષીશ્વર બેઠા ભણતા, વેદ અહોરાત્ર;
તે રીત મરૂત્તચરિત્રગાથા, અધ્યયન કરતા હતા મહાપાત્ર. ૨૧
મહીપર મરૂત્ત સમો, કોઇ નથી મખ કરનાર;
થયો નહિ થાશે નહિ, એમ મુનિ વદતા સાર. ૨૨
જેના યજ્ઞમાં અખિલ સભા, વળી નિવાસકેરા મે'લ;
હતા સર્વે સુવર્ણના, જ્યાં થઇ રે'તી રંગરેલ. ૨૩
શચિપતિને સોમરસથી, દ્વિજને દક્ષિણાથી જાણ;
મરૂત્તમખમાં મદ થયો'તો, એવું નવ કંઇ થયું સુજાણ. ૨૪
ઇંદ્રાદિક ઉત્તમ દેવ જે જે, તે પીરસતા દ્વિજનાં પાત્ર;
જેમ મરૂત્તમખમાં દ્વિજમંદિર, રત્ન રૂપ થયાં'તાં માત્ર. ૨૫
તેમ થવાથી દ્વિજ સઘળે, સુવર્ણ નાંખી દીધ;
એવું કયા નૃપના યજ્ઞમાં, થયું સિધ્ધ પ્રસિધ્ધ? ૨૬
તેના યજ્ઞમાં સુવર્ણકેરા, જે હતા મે'લ વિશેષ;
તે મળ્યા ત્રણ વર્ણની પ્રજાને, નૃપે રાખ્યું ન કાંઈ શેષ. ૨૭
ઘણું ધન મળ્યું જે જનને, તેણે કર્યાં અપરિમિત દાન;
ઘણા દ્વિજે ધન ત્યાગિયું, તેવડે થયા રંક મહાન. ૨૮
ધન લેઇ ગયા ભિન્ન ભિન્ન દેશે, ત્યાં કર્યા તેમણે મહાયાગ;
એ રીતે રાજ્ય કરતા મરૂત્તને, એક મળ્યો તપસ્વી મહાભાગ. ૨૯
તે વદ્યો હે મરૂત્તાધિરાજા, તપસ્વીમંડળને આ વાર;
મદોન્મત્ત સર્પો વિષથી, નીકળ્યા દુઃખ દેવા નિરધાર. ૩૦

---

૨૪ શચિપતિને—ઇંદ્રને.

એમ જોઇને તમ પિતાકેરી, વીરા માતા જેહ;
તેણે કા'વિયું છે મુજ સાથે, તમે સહુ સુણો નિઃસંદેહ. ૩૧
તારા પિતામહ સમ્યક્ પ્રકારે, કરી પૃથ્વીનું પાલન;
સ્વર્ગમાંહી સીધારિયા તે, હું રહી તપ કરૂં પાવન. ૩૨
શક્તિમાન છું તેણે કરૂં છું, ઔર્વ મુનિઆશ્રમે તપ;
નિરંતર એક તાળી લાગી, કરૂં છું જગતપતિનો જપ. ૩૩
હે મરૂત્ત રાજ્ય કરે છે તું, તેમાં ખામી તારી દેખાય;
તેવી ખામી તારા પિતામહમાં, કે પ્રપિતામહે ન કે'વાય. ૩૪
શું તું ભોગાસક્ત થઇને, અનિંદ્રિયજીત થયો છું બાળ ?
તું સાવધ નથી શું સુત મારા, વા સમય આવિયો વિકાળ ? ૩૫
તારૂં ચારચક્ષુપણું સુત શું, થઇ ગયું છે નાશ ?
શુભ અશુભ તારા કર્ણનિકટ, પામે આવતાં શું ત્રાસ ? ૩૬
પાતાળના મદોન્મત્ત નાગે, મુનિસૂનુદંશ્યા સાત;
વિષયુક્ત કર્યાં જળસ્થાન સર્વે, કરી પ્રસ્વેદ મૂત્ર વિષ્ટાપાત. ૩૭
એમ પકવ થયલા હવિષ્યને સુત, કથાળી નાખ્યાં સાર;
ઘણા સમયથી છે આર્પિયો, જે નાગ બલિ નિર્ધાર. ૩૮
એમ છતાં જાણી જોઇને, અપરાધ ઉદ્દેશે કરી;
નાગે દુરાચાર આરંભિયો, શકે કોણ તેને ધરી. ૩૯
મુનિઓ ભસ્મ કરવા નાગને, છે સમર્થ અપાર;
કિંતુ એ કાર્યમાં નથી એમનો, હે સુત કંઇ અધિકાર. ૪૦
એ અધિકાર ધારણ તું કરે છે, સમજ શાણા સુત;

---

૩૪ પિતામહે—બાપના બાપમાં. પ્રપિતામહે—દાદાના બાપમાં. ૩૬ ચારચક્ષુપણું—ગુપ્તદૂતથી ખબર જાણવારૂપ કાર્ય. ૩૯ અપરાધ ઉદ્દેશે—અપરાધ કરવાનોજ ઉદ્દેશ રાખીને.

આજ કા'વું શીખામણ તુજને, જેમાં નથી કંઇ અદ્ભુત. ૪૧
સંસાર ભોગવિલાસનું સુખ, છે ત્યાં લગી નરદેવ;
જ્યાં લગી અભિષેક જળ નવ, શિર સ્થિર સ્થપાયું તતખેવ. ૪૨
દેશ કાળ ઇચ્છા જાણવાને, જે વાંચ્છતા નરેશ;
તેણે મંત્રભેદભયથી દૂતજનને, મોકલવા દેશ વિદેશ. ૪૩
તમને અન્ય જન નવ કોઇ જાણે, ત્યમ અટન કરવા દેવી આજ્ઞાય;
તે સાધનવડે નૃપતિએ જાણવું, કોણ મારા મિત્ર શત્રુ કે'વાય. ૪૪
કેટલું છે શત્રનું બળ, વળી મિત્ર જે જે હોય;
કેટલા છે અન્ય રાજા, મુજ પક્ષકેરા સોય. ૪૫
કેટલો છે દ્રવ્યભંડાર મારો, કયા નર પ્રીતિ રાખે પૂર;
કયા નર અપ્રીતિ રાખે, સમ્યક્ સમજવું એ શૂર. ૪૬
ભેદ પમાડેલા શત્રુઓએ, કયા નર વસે છે પુર;
ભેદેલા અરિગણતાણા, કયા નર વસે ભરપૂર. ૪૭
મારા નગરમાં કે દેશ મધ્યે, સદાચારી નર છે કોણ;
સદાચારી છતાં ધર્મનાં કૃત્ય કરતા, એવા કોણ નર છે આણ. ૪૮
ધર્મ કર્મમાં મૂઢ મોટા, કોણ છે નરદેવ;
અપરાધ શિક્ષા સહન કરવા, કોણ તૈયાર છે તતખેવ. ૪૯
છે પાલન કરવા યોગ્ય ક્રિયા, ક્રિયા સંભાળવા સરખા નથી;

---

૪૩ મંત્રભેદ ભયથી ઇ૦—રખેને અમારો મંત્ર ( ગુપ્ત સલાહ મસલહત ) શત્રુઓ જાણી તો નથી ગયા, એવા ભયથી તેની તજવીજ કરવાને દેશ વિદેશ દૂત મોકલવા. ૪૪ તમને—દૂતને. અટન કરવા—ફરવા.

૪૭ ભેદ પમાડેલા ઇ૦—શત્રુઓએ ભેદ પમાડેલા ( ફોડેલા ) હોય એવા આપણા કયા કયા નર નગરમાં વસે છે તે જોવું. ભેદેલા ઇ૦—આપણે ભેદ પમાડેલા શત્રુના કયા માણસો નગરમાં વસે છે તે જોવું.

ઇત્યાદિક વિચાર કરવા જોઇએ, શું વધું કા'વું તુજને સર્વથી. ૫૦
સર્વ સચિવાદિક ઉપરે, ગુપ્ત દૂત મૂકવા જાણ્;
એ રીતે કાર્યાસક્ત નિત્યે, જોઈએ રે'વું નૃપ ચિત્ત નિર્વાણ. ૫૧
રાત્રિ દિવસ એવાં કામમાં, છે કાઢવાની રાય;
કિંતુ ભોગ વિલાસ માંહે પડી, સુખિયા નૃપે નવ થવાય. ૫૨
હે રાય ! રાજાદિકકેરો, થયો જન્મ જે વાર;
તે ભોગવિલાસાસક્તમાં નથી, તું સહુ સમજ ગુણભંડાર. ૫૩
રક્ષી સ્વધર્મને પૃથ્વી પાળવી, કરવી પ્રજા રંજન પૂર;
ક્લેશ સે'વા જન્મ નૃપનો, છે શિરોમણિ મહાશૂર. ૫૪
જે નર પૃથ્વી ને સ્વધર્મ કેરૂં, કરે સમ્યક્ પ્રકારે પાલન;
તેને આ લોકમાં શાંતિ નથી, તું શ્રદ્ધાવડે સુણ્ય રાજન. ૫૫
કિંતુ સ્વર્ગલોકે પરમ અક્ષય, સુખ પામે તેહ;
એમ જાણી નરદેવ તારે, કરવું પૃથ્વીપાલન જેહ. ૫૬
સહુ ભોગ તજવા ક્લેશ સે'વો, છે એવું નીતિશાસ્ત્રનું વેણ;
તારા રાજ્યમાં મુનિઓને થયો, સર્પદંશ તો દુઃખદેણ. ૫૭
તોય ચારાંધ તું નથી જાણતો, હવાં કા'વું વધારે શુંય;
તું કરે શિક્ષા દુષ્ટને, સજ્જન પાળજે કહું હુંય. ૫૮
હે નરમણિ તેણે કરી તું, ધર્મ ષટ ભાગ પામીશ;
જો રક્ષણ નહિ કરે મુનિતણું તો, તું સર્વ સુખ વામીશ. ૫૯
દુષ્ટ નરે અવિનયથકી જે, હશે કરેલું પાપ;
તે ચોટશે સહુ તુંને આવી, પછે થશે તાપ ઉત્તાપ. ૬૦
એવું છે માટે સુત મારા, જાણી સ્વેચ્છિત કરજે તુંય;
આ મેં જે હતું તે તુંને કહ્યું સર્વે, છું તારી વૃદ્ધ માતા હુંય. ૬૧
પછે ગમે તે કરચ સુત તું, કે'વા મારાથી ન અવાય;

---

૫૧ સચિવાદિક—મંત્રી વગેરે. ૫૮ ચારાંધ—ચાર ( દૂત ) નહોવાથી આંધળો.

હવાં દ્વિજ પુરાણીને ઉપદેશ કરતો,જ્યમ શ્રોતાવક્તાથી સંભળાય.૬૨
ઇર્ષ્યા ને દંભ તજવો, તજવી હુંપદ હે ભૂદેવ;
કામ તજવો ક્રોધ તજવો, માનવો બોધ સાધી સેવ. ૬૩
પુરાણીપણું સહુ તજી દેવું, થવું નૂતન નાયિકા નાર;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, મરૂત્તચરિતે નિરધાર. ૬૪
ઊનત્રિંશાધિકશતતમોધ્યાય, થયો સ્થાણુતણી કૃપાય;
છે પુરાણીને ઉપદેશ જેમાં, દ્વિજતણો સુખદાય. ૬૫

વલણ.

સુખદાય છે ઉપદેશ જેમાં, ગ્રહો પુરાણી દેવ રે;
વિપ્ર પ્રેમાનંદ સદા સાધે, હર હરિ વિધિની સેવ રે. ૬૬

## કડવું ૨૦૮ મું.

રાગ રામગ્રી.

માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ, સુણ્યું એવું તપસ્વીવેણ;
મરૂત્ત લજ્જા પામ્યો ઘણી, ધિઃક હું ચારાંધ દુઃખદેણ. ટેક. ૧
એમ વદી નિઃશ્વાસ નાખ્યો ઘણો, પછે લીધું ધનુષ્ય પાણ;
સત્વર ઔર્વના આશ્રમે તે ગયો, સુણી પિતા માતની વાણ. મા૦૨
જઇ નમ્યો વીરાદેવીને, કર્યાં અન્ય ઋષિને પ્રણામ;
સહુએ આશિર્વાદ આપિયો, દેખાડ્યા દંશેલા મુનિ મહાનામ.,, ૩
સાત તપસ્વીને દંશિયા, નાગ મહાવિષધર જેહ;
તે નિકટ પડ્યા જોઇ નરમણિ, ધિઃકારતો સ્વદેહ. ,, ૪
પછે મુખે બોલ્યો તે સહી, કરનાર મુજ વીર્યઅપમાન;

૬૪ પુરાણીપણું—પુરાણીવેડા અથવા જૂની સ્રીપણું. ૬૫ ઊનત્રિંશાધિકશતતમો—એકસો ઓગણત્રીસમો. સ્થાણુ—મહાદેવ. ૨ પિતામાતની—પિતાની અને માતાની.

એવા બ્રહ્મદ્વેષિ સહુ નાગને, કરૂં આજ શિક્ષા મહાન. માર્કંડેય૦ ૫
તે નિરખો દેવ દૈત્ય સર્વે મળી, વળી નરયુક્ત અખિલ જગત;
એમ કહી થયો આકળો, અતિ મરૂત્તનૃપ કોપાસક્ત. ,, ૬
ઉચ્ચાર એવો કર્યા પૂઠે, પાતાળ પૃથ્વીપર ફરનાર;
સર્વ નાગનાશહેતુ ધરી, સાહ્યું સંવર્તક શસ્ત્ર કર સાર. ,, ૭
હે વિપ્ર પછે તે મૂકિયું, મહાઅસ્ત્ર ઘોર ગંભીર;
કે નાગલોકે સહુ નાગ જે, લાગ્યા બળવા તજી ધીર. ,, ૮
જે અગ્નિ પ્રગટ થઇ આવતો, તે ખાઉચો ખળે ન જાણ;
મરૂત્તમહાઅસ્ત્રકેરા પાતથી, થઇ રહ્યો હાહાકાર પ્રમાણ. ,, ૯
હા તાત હા માત વત્સ હા, એમ કરતા નાગ પોકાર;
કોઇ વળગી કામિની કંઠ કંથને, કરતી હો હો કરી હોકાર. ,, ૧૦
ઘણા સર્પની લાગી છે પૂંછડી, લાગી ફેણ કોઇની કરાળ;
સ્ત્રી પુત્ર પરિવાર કરી પરા, વસ્ત્રાલંકાર મૂકી તે કાળ. ,, ૧૧
છોડી પાતાળ નાઠા નાગ સહુ, ગયા મરૂત્તમાતની પાસ;
અભયવચનપૂર્વે આપિયું, ભલી ભામિનીએ ખોવાને ત્રાસ. ,, ૧૨
તેની નિકટ જઇને પડયા, કરતા નાગલોક અતિશે પ્રણામ;
છે ભયથી કંપિત કાયા જેમની, છૂટયો અંગોઅંગથી ઘામ. ,, ૧૩
ગદગદ વાણીએ તે ઉચ્ચર્યા, સ્મરો પૂર્વવચન માત;
હે વીરમાતા રસાતળ વિષે, માગ્યું'તું પૂર્વે નમી પ્રખ્યાત. ,, ૧૪
તે સમય આજ આવ્યો સહી, અહો મહિષી જાણ સુજાણ;
નાગ ઉગારો નિવારો સુત તમતણો, અમારા જેમ રહે દેહે પ્રાણ. ,, ૧૫
અસ્ત્રઅગ્નિએ નાગલોક સહુ, ધીકી ઊઠયો છે નિર્વાણ;

---

૭ સંવર્તક—પ્રલય કરનારૂં અસ્ત્ર. ૧૪ વીરમાતા—વીર એવા પુત્રની માતા. ૧૫ નિવારો—અટકાવો.

હે યશસ્વિની આ સમે રહી, તારા પુત્રથી દહન થઇએ જાણ. મા૦ ૧૬
તેને શરણ આપનાર કોઇ નથી, ભામિની તારાવિણ પ્રમાણ;
દયિતા દયા લાવ દીનમાં, આ સમય સૂઝે શાંય વખાણ. ,, ૧૭
એવું જાણી કૃપા કરચ સહી, કહે માર્કંડેય કથાય;
એવું વચન સાંભળી તેમનું, સ્મર્યું પૂર્વવેણ સુખદાય. ,, ૧૮
સાધ્વી સ્વામી પાસે જઇ ઊભી, બોલવા લાગી તે બોલ;
મેં પૂર્વે પાતાળે સહુ સર્પને, અભય આપ્યું હતું કરી તોલ. ,, ૧૯
સર્વે નાગે મળી મુજને કહ્યું, તારા સુતથી રાખજે નાગ;
એ વાર્તા કહી હતી સ્વામી મેં, મારે જાગ્યો જહીં પૂર્વ રાગ. ,, ૨૦
તે આ નાગલોક સહુ આવિયા, બળતા મરૂત્તશસ્ત્રથી સ્વાન;
તે શરણ વાંચ્છે પતિ માહરૂં, મેં અભય આપ્યું હતું મહાનામ. ,, ૨૧
જે શરણે આવ્યા પતિ માહરે, તે છે તમારે શરણે શૂર;
કાં કે અભિન્નધર્માચરણવતી, હું છું પતિ આપથી પૂર. ,, ૨૨
જો સર્પ શરણે આવ્યા માહરે, તો છે મારે પતિનું શર્ણ;
એ સર્વ જાણી મારા પતિ, અટકાવો નાગલોકનું મર્ણ. ,, ૨૩
સમજાવો મરૂત્ત સુતને, હું પણ આવું પતિ સાથ;
હું માગી લેઇશ એનીકને, મારૂં કરો કાર્ય પ્રિય નાથ. ,, ૨૪
અવીક્ષત કહે સુણ સુંદરી, કર્યો નાગે મહાઅપરાધ;
મરૂત્તને કોપ તેણ ચઢ્યો, હણ્યા નાગે સપ્ત મહાસાધ. ,, ૨૫
હું એ કારણની ધારણ ધરૂં, ત્યારે સૂઝે મુને સતી વાત;
હે ભામિની સુત તારાતણો, નિવર્તે નહિ કોપ પ્રખ્યાત. ,, ૨૬
નાગલોક કહે નૃપ અમે તમારે, શરણે આવ્યા છું આજ;
માટે કૃપા કરો અમ ઉપરે, અહો અવીક્ષત ક્ષત્રીરાજ. ,, ૨૭
પીડિત રક્ષણ કારણે ધરે, ક્ષત્રી શસ્ત્ર નિર્વાણ;

૨૨ અભિન્નધર્માચરણવતી—એકત્ર ધર્માચરણવાળી.

માર્કંડેય કહે નાગ કરગરે, અતિ અતિ દીન કરી વાણ. માર્કંડેય ૨૮

ભયગ્રસ્ત ને શરણ ઇચ્છતા, સુણી નાગની એવી વાણ;

વળી પ્રાર્થના સુણી સ્વપત્નીતણી, અવીક્ષત યશસ્વી પ્રમાણ. ,, ૨૯

અહો ભદ્રે હું ઉતાવળો, જઉં તારા સુતની પાસ;

જઈ રક્ષણ કરૂં નાગલોકનું, જઇ ખોઉં તેમનો ત્રાસ. ,, ૩૦

શરણાગતનો ત્યાગ નવ ઘટે, એવી શાસ્ત્ર પુરાણે વાત;

જો તારો સૂનુ વચન માને નહિ, અસ્ત્રઉપસંહાર કરે ન પ્રખ્યાત. ,, ૩૧

તો મારાં અસ્ત્રોએ કરી તેહનાં, સર્વ અસ્ત્રોતણો જાણ;

સંહાર કરીશ હું સુંદરી, હું પાછો નહિ વળું નિર્વાણ. ,, ૩૨

માર્કંડેય કહે પછે ચાલિયો, ક્ષત્રિયોત્તમ ભૂપ;

અવીક્ષતે લીધી સ્ત્રી સાથમાં, ભાળ્યો ભાર્ગવઆશ્રમ અનુપ. ,, ૩૩

આમ સુત ઉપર ચઢી જાય તો, પુરાણી થાય પાધરા પૂત;

નીકર નડે કનડે ઘણા, આચરે આચરણ અદ્ભુત. ,, ૩૪

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, મરૂત્ત ચરિતં નામ;

ત્રિંશદધિકશતતમોધ્યાય થયો, ભાવે ભજતાં કેશવ રામ. ,, ૩૫

વલણ.

રામ પુરાણી દેવ ભજતા, ધરી હળ મૂશળની બીક રે;

એ પ્રભુ પ્રેમાનંદ પર કૃપા ધરતા, સહુ કરતા ઠીકાઠીક રે. ૩૬

## કડવું ૨૦૯ મું.

### રાગ આંગ વેરાડી.

માર્કંડેય કહે ઉત્તમ ધનુ ધર્યું કર, વળી વક્ર ભૃકુટિવાળો;

૩૫ ત્રિંશદધિકશતતમો—ત્રિંશત્ (ત્રીશ) અધિક (વત્તા) શતતમો (સોમો)—એકસો ત્રીશમો. ૩૩ ક્ષત્રિયોત્તમ—ક્ષત્રિયમાં ઉત્તમ.

ક્રોધાયમાન મુખ જેનું અતિ છે, એવા સ્વસુતને નિહાળ્યો. ૧
તે ધનુષ્ય મધ્યેની જ્વાળાવડે, દિશાઅંતર થયાં છે વ્યાપી;
મહાભારે અગ્નિ ઝરે છે જેમાંથી, નાખતો નાગકુળ જે કાપી. ૨
જેવડે અખિલ જગતીકેરૂં, પૃષ્ઠ થયું છે જાજ્વલ્યમાન;
પાતાળના મધ્યભાગ સુધી જે, પો'ચી છે જ્વાળ મહાન. ૩
તે સ્થળે ઘોર ભયાનક છે, અસહ્ય રૂપ ધરતા તેહ;
એવા જોઇ અગ્નિવાન અસ્ત્રને, ત્યાં આવ્યો અવેક્ષત જેહ. ૪
વારંવાર ઉતાવળે બોલતાં, જેને અક્ષરક્રમ થયો લોપ;
મહામતિશાલી ઉદાર દિલનો, અવેક્ષત વદ્યો અકોપ. ૫
અવેક્ષત કહે હે મરૂત્ત રાજા, કરીશ નવ તું ક્રોધ;
અસ્ત્રતણો ઉપસંહાર કરચ તું, માની મારો આજ બોધ. ૬
તેણે જનકનું વચન સુણીને, જોઇ માતાને સાક્ષાત;
કરધનુષ્ય સહિત માનપૂર્વક તેણે, નમસ્કાર કર્યો નમી જાત. ૭
પછે બોલ્યો પિતાજી સુણિયે, સર્પે કર્યો મારો ઘણો અપરાધ;
હું પૃથ્વીપાલન કરૂં છું પિતાજી, તોયે કર્યો તેણે આવી બાધ. ૮
મારા વીર્યકેરો અનાદર કરીને, આ આશ્રય વિષે તાત;
મહામુનિઓને દંશ કર્યા છે, જુઓ પડચા પેલા સાત. ૯
હે પૃથ્વીપતિ મારી આજ્ઞા લોપીને, દુરાચારી થયા અતિ સાપ;
આશ્રમવાસી મુનિનાં હવિષ્ય બગાડચાં, એ શું ઓછો પિતા સંતાપ. ૧૦
સર્વ જળાશય વિષમય કીધાં, એવાં એવાં કારણ છે અનેક;
માટે આપે આજ્ઞા કાંઇ કરવી ન મુજને, ધારી ધ્યાને માને વિવેક. ૧૧
બ્રહ્મહત્યારા સર્પોકેરો, ક્ષય અટકાવવો નહિ સારો;
અધમ નીચનો છેજ પિતાજી, આખર તો આ વારો. ૧૨

---

૫ અકોપ—કોપરહિત—શાંતપણે.

અવૈક્ષત કહે જો એમણે કીધી, બ્રહ્મહત્યા મહાઘોર;
તો તે મરણ થયા પછી પડશે નરકે, તૂટશે તાણ્યા વિના તોર. ૧૩
કિંતુ માન તું વચન મારૂં, અસ્ત્ર યોજવાથી પામ્ય વિરામ;
મરૂત્ત કહે એ અપરાધીને, હું ક્ષમા નવ કરૂં મહાનામ. ૧૪
જો તેમને શિક્ષા કરવા કારણ, નવ થાઉં પ્રયત્નશાળી હુંય;
તો નરકે પડી અતિ દુઃખ ભોગવું, એ જાણું નહિ હું શુંય ? ૧૫
માટે મુને અટકાવશો નહિ, કહું વારંવારે તાત;
અવૈક્ષત કહે હે મરૂત્ત રાજા, તું ન કરીશ કોઇની ઘાત. ૧૬
મારી મહતા જોઇ સર્વે સર્પો, શરણ આવ્યા છે મારે;
કરય ઉપસંહાર અસ્ત્રતણો સુત, સિદ્ધ કારજ એટલે ધારે. ૧૭
મરૂત્ત કહે એ અપરાધીને, હું નથી ક્ષમા કરનાર;
સ્વધર્મ ત્યાગી હું આપકેરૂં, નહિ વચન માનું ગુણભંડાર. ૧૮
દંડવા યોગ્યનો દંડ કરીને, વળી કરી સજ્જન પ્રતિપાળ;
હું પુણ્યલોકને પામીશ પિતા, ભૂલી ન નરકે જવું આ કાળ. ૧૯
માર્કંડેય કહે એમ અનેક પ્રકારે, વાર્યો પુત્રને ત્યાંય;
તોપણ તેણે કાંઇ ન માન્યું, જોયો વધતો કોપ જ્યાંય. ૨૦
તદા અવૈક્ષત પુનઃ બોલ્યો, હું તુંને કહુંછું ન્યાય;
તોપણ તું ભય પામી શરણે આવેલા, સર્પની કરે ન સા'ય. ૨૧
માટે તારાથી અવળે માર્ગે, મારે જવું જોઇએ;
હું પણ અસ્ત્ર શીખેલો છું સુત, નવ કરવી હુંપદ કોઇએ. ૨૨
આ પૃથ્વીમાં તું એકલો નથી, શસ્ત્રાસ્ત્ર જાણનહાર;
અત્યંત દુર્બળ છે મારી આગળ, તારૂં પરાક્રમ નિર્ધાર. ૨૩

---

૧૫ પ્રયત્નશાળી—ઉદ્યોગી. ૧૭ સિદ્ધ ૪૦-એટલાથીંજ કારજ સિધ્ધ થયું એમ ધારય.

હે મુનિસત્તમ એમ કહીને, કોપ કર્યો ત્રિકાળ;
રક્તનેત્ર અતિશે થયાં તેનાં, લાગ્યો દેખાવા અવૈક્ષત મહાકાળ. ૨૪
તેણે ધનુષ્ય ચઢાવી કાલાસ્ત્ર લીધું, સ્વકરમાં તેણી વાર;
શત્રુસમૂહને નાશકર્તા શર, અગ્નિજ્વાળે આચ્છાદેલું અપાર. ૨૫
એવું મહાવીર્યવાન કાલાસ્ત્ર નામનું, અસ્ત્ર ધનુષ્યે કર્યું સંધાણ;
તદા સંવર્તાસ્ત્રથી તૃપ્ત થએલી, નગ સમુદ્રવતી મહી જાણ. ૨૬
ક્ષોભ પામી ગઇ જોત જોતામાં, કંપ્યા દાનવ દેવ;
અવૈક્ષતે સિંહગર્જના કીધી, જેણે સિદ્ધ સાધી'તી ગુરૂસેવ. ૨૭
માર્કંડેય કહે પિતાએ પૂરૂં, કાલાસ્ત્ર ચઢાવ્યું જ્યાંય;
તે નીરખી મરૂત્ત દીર્ઘસ્વરે કહ્યું, (કે) જે મેં અસ્ત્ર ચઢાવ્યું છે આંય. ૨૮
તે છે અધમ નાગને શિક્ષા કરવા, નથી કરવા તમારો વધ;
હું આજ્ઞા વર્તીછું આપનો, મેં સદ્ધર્મની જાણી છે હદ. ૨૯
એવા તમારા પુત્ર ઉપર, થયા અસ્ત્ર મૂકવા તૈયાર;
એ શું પિતાજી ઘટિત છે રજ, કાંઇ કરી જુઓ વિચાર. ૩૦
હે મહાભાગ મારે કરવું જોઇએ, પ્રજાતણું પાલન;
કિંતુ તમે મારો વધ કરવા પિતાજી, કયમ ચઢાવ્યું અસ્ત્ર રાજન. ૩૧
અવૈક્ષત કહે શરણે આવેલાનું, રક્ષણ કરવું મારે;
એ મારો દૃઢ નિશ્ચય તું બેઠો ફેરવવા, હવે આવે શો તું વિચારે. ૩૨
આડે આવે એ કૃત્યમાં માટે, હું હણું નિશ્ચે તુંને આજ;
વા મારી તુજને અસ્ત્ર પ્રભાવે, કરચ દુષ્ટ નાગઘાત મહારાજ. ૩૩
કે મારા અસ્ત્રથી મારી તુજને, હું સર્પરક્ષણ કરૂં હે બાળ;
કોઇ નર શરણે આવિયો, પછે હોય ગમે તેવો કાળ. ૩૪

---

૨૬ નગ સમુદ્રવતી—પર્વત અને સમુદ્રવાળી. ૩૪ હે બાળ—હે બાલિશ—નાદાન!

વળી હોય શત્રુપક્ષનો તે સહી, પણ તેને રક્ષવો નિરધાર;
તેને જેહ નર નથી રક્ષતા, છે તેના જીવિતને ધિક્કાર. ૩૫
હું ક્ષત્રિય છું મરૂત્ત સાંભળ્ય, આવ્યા સર્પ ભયગ્રસ્ત એવું જાણી;
છે તેનો નાશકર્ત્તા સુત મારો, તેને કયમ નવ હણું પ્રમાણી. ૩૬
મરૂત્ત કહે જો મિત્ર હોયે, વા બંધુ પિતા ગુરૂ હોય;
અન્યથા હોય ગમે તે પણ, પ્રજાપાલન કરતાં સોય. ૩૭
જે વિઘ્ન કરતા નીપડે તેને, હણવો નૃપે નિર્વાણ;
એમ છે માટે પિતા આજે, હું કરીશ તમ પર પ્રહાર પ્રમાણ. ૩૮
હે પિતા ક્રોધ કંઇ મારા ઉપર, કરવો ઘટે નહિ શૂર;
મારે સ્વધર્મ પાળવા રૂપી છે, હે પિતા કૃત્ય મહાપૂર. ૩૯
રજ તમારા પર નથી મુજને, પિતાશ્રી કંઈ ક્રોધ;
કિંતુ ક્ષત્રીકેરો ધર્મ એ છે, તમે એવો કર્યો છે મુને બોધ. ૪૦
માર્કંડેય કહે જોઇ ઉભય એવા, પરસ્પરનો કરતા નાશ;
ત્યાં ભાર્ગવાદિ મુનિ આવ્યા, નિશ્ચય તજાવવાને પાસ. ૪૧
પિતાપુત્રની મધ્યે આવી, ઊભા રહ્યા દ્વિજદેવ;
મરૂત્તને કહ્યું મુનિ સઘળે, તારે પિતાની કરવી સેવ. ૪૨
તેના સામે અસ્ત્ર તું નવ, કદી મૂકવું બાળ;
હે રાજન્ તારે પણ ન હણવો, પરાક્રમી પ્રખ્યાત ભૂપાળ. ૪૩
મરૂત્ત કહે હે દ્વિજસત્તમ, છે નૃપધર્મ પ્રખ્યાત;
સંતકેરૂં કરવું રક્ષણ, કરવો દુષ્ટ જનનો ઘાત. ૪૪
આ નાગ સર્વે દુષ્ટ છે, તેને હણું છું હુંય;
એમાં અપરાધ શો છે મુનિ મારો. હું અશુભ આચરૂં શુંય? ૪૫
અવીક્ષિત કહે ભૂદેવ સુણીએ, શરણાગતનું રક્ષણ જેહ;
મારે કરવું જોઇએ દૃઢ થઇ, એમાં ન કંઇ સંદેહ. ૪૬
મુજ શરણ આવ્યા તેહને એ, હણું છે નિર્વાણ;

માટે અપરાધી છે એ પુત્ર મારો, એમ કહી તાણતો બાણ. ૪૭
ઉભયને ઋષિ વારતા, વળી કહેતા આમ;
છે ભયથી ચંચળ નેત્ર જેનાં, એવા કહે નાગ કરીએ કામ. ૪૮
અમે દંશ જે જે દ્વિજને, કરિયા છે અતિશે સાર;
તેને સહુ મળી કરીએ જીવતા, તમે સુણો રાય રાજકુમાર. ૪૯
એવું છે માટે જવા દેવો, કરવો વિગ્રહ સુજાણ;
ઉભય ઉત્તમ નરપતિ છો, વળી ઉભય પ્રતિજ્ઞા પ્રમાણ. ૫૦
છો ઉભયજન તમે ધર્મમાંહી, કુશળ જ્ઞાતા આજ;
માર્કંડેય કહે પછે વીરા માતા, આવી સમાધાન કરવા કાજ. ૫૧
તે કે'વાલાગી પુત્રને, મારા વચનથી તુજ પુત્ર;
પ્રવૃત્ત નાગને હણવા થયો છે, વળી ભાંજવા તેહનાં ઘરસૂત્ર. ૫૨
જો મુઆ જીવે દ્વિજ તો તો, કાંઇ નથી રાઢ કે આડ;
કાર્ય થાયે આપણું ને, મટે ઉભયની વઢવાડ. ૫૩
પછે હણવાતણું નથી કાંઈ, કારણ મરુત્તને જાણ;
જીવિતદાન દેવું શરણાગતને, એમાં કંઇ વાંધો નથી નિર્વાણ. ૫૪
ભામિની કહે પૂર્વે પાતાળવાસી, નાગના જે લોક;
તેણે કરી પ્રાર્થના માહરી, ટળવા મૃત્યુકેરો શોક. ૫૫
તે કાર્ય માટે સ્વામીને મેં, પ્રેરિયા છે માત;
હે આર્યે અતિ ઉત્તમ આણિયો, આજ નીવેડો સાક્ષાત. ૫૬
જેણે કરી મારા સ્વામી સુત ને, વળી તમારા પુત્રપૌત્રની જાણ;
શોભા રહી એ ઉભયકેરી, વળી રહ્યા એકના તો પ્રાણ. ૫૭

---

૫૦ ઉભય પ્રતિજ્ઞા પ્રમાણ–ઉભય (બન્ને) પ્રતિજ્ઞાને પ્રમાણ કરો એવા છો, અને બન્નેની પ્રતિજ્ઞા પ્રમાણ છે.

૫૭ એકના ઈ૦– યુદ્ધ થતાં બેમાંથી એક તો મરત માટે આ નીવેડાથી બેના નહિ તો ગમે તે એકના તો પ્રાણ રહ્યા ( બચ્યા ).

માર્કંડેય કહે પછે વિષહારક, દિવ્ય ઔષધિઓથકી;
નાગલોકે દ્વિજ જીવાડ્યા, રહ્યા ધર્મ ઉભયના ટકી. ૫૮
મરૂત્ત રાયે પણ કર્યો પછી, પિતાચરણમાં પ્રણામ;
અવૈક્ષતે ભેટી સુતને, કહ્યું ઉત્સાહ આણી આમ. ૫૯
હે સૂનું તું થા શત્રુકેરાં, માન ખંડન કરનાર;
કરય દીર્ઘકાળ લગી પૃથ્વીપાલન, થાશે તુંને પુત્ર પૌત્ર અપાર. ૬૦
તેમના હિતમાં આનંદ પામ્ય તું, વળી તારે શિર અરિ ન થાયે કોય;
પછે મુનિગણની આજ્ઞા લેઇ, ઉભય નૃપ ઘેર જાતા સોય. ૬૧
ભલી ભામિની પતિ સાથ જાતી, સ્વનગર મોઝાર;
ધર્મજ્ઞ વીરા તપાચરતી, મુનિઆશ્રમ રહી નિરધાર. ૬૨
મહાભાગ્યશાળી પતિવ્રતા તે, પામી સાલોકયમાં વિશ્રામ;
જઇ પતિને આલિંગી પત્ની, એમ થયું ગયું સહુનું કામ. ૬૩
ધર્મ પ્રમાણે પૃથ્વીપાલન, કર્યું મરૂત્તે તે કાળ;
ષટ્ અરિને જીતી જાતે, ભોગવ્યા ભોગ વિશાળ. ૬૪
વિદર્ભપુત્રી પ્રભાવતીને, સુવીરસુતા સૌવીરી નામ;
માગધરાય કેતુવીર્યકેરી, નારી સુકેશી કામનું ધામ. ૬૫
મદ્રરાજ સિંધુવીર્યની, પુત્રી કૈકેયી અભિરામ;
કેકયરાય સિંધુભર્તાતણી, સુતા સૈરંધ્રી કામવિશ્રામ. ૬૬
ચેદિરાજસુતા વપુષ્મતી, એ સર્વ સુંદર નાર;
ભાગ્યવતી પત્નીઓ મરૂત્તકેરી, હતી તોણી વાર. ૬૭
તે સ્ત્રીમાંથી તેહને, અષ્ટાદશ થયા'તા સુત;
તે સર્વમાં મુખ્ય અને મોટો, હતો નરિષ્યંત નામ અદ્દભુત. ૬૮
એવો પરાક્રમી મરૂત્તરાજા, પૂર્વે થયો'તો સોય;

૬૨ તપાચરતી — તપ આચરતી. ૬૩ સાલોકયમાં — પતિના લોકમાં.

જેની આણ કંઇ વાંધા વિના, વરતાઇ સપ્ત દ્વીપમાં સોય. ૬૯
બળ પરાક્રમ વીર્ય અતુલિત, હતું મરૂત્ત મધ્યે જાણ;
તેના સમો મખ કરનાર કોઇ, નથી થયો ભૂમિપૃષ્ઠ પ્રમાણ. ૭૦
કોઈ થશે નહિ એ ભવિષ્ય ભાખ્યું, સુણ્ય દ્વિજસત્તમ આજ;
તે મહાત્મા મરૂત્તનો જન્મ જે જન, વા સુણે ચરિત્ર દ્વિજરાજ. ૭૧
કથાવક્તા નાશ કર્તા, સર્વ પાપનો જાણ;
કિંતુ મન ન ભમતું હોય તો, થાયે ફળશ્રુતિ પ્રમાણ. ૭૨
આવી આવી કથાઓ આ કાળમાં, નથી મોટી લાગતી રજ;
કાં જે પુરાણીને પુરાણીસુનુ, થતા લઢવા ધર્માધર્મે સજ. ૭૩
સંવત સત્તરસેં પાંસઠ્ય મધ્યે, ગાયું મરૂત્તનું ચરિત્ર;
સુણે ભણે જે શ્રોતાવક્તા, તે થઇ રહે પરમ પવિત્ર. ૭૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, મરૂત્તચરિતસમાપ્તૌ નામ;
એકત્રિંશદાધિકશતતમોધ્યાય, થયો પ્રેમાનંદ પ્રભુ ઘનશ્યામ. ૭૫

## વલણ.

ઘનશ્યામ એવા શ્રીકૃષ્ણપ્રભુની, કૃપાદૃષ્ટિ થઇ આ વાર રે;
દ્વિજ ચાતુર્વિંશી મૂઢ જનને, અલ્પ મતિ અર્પી કર્યો ઉપકાર રે. ૭૬

---

૭૨ કથાવક્તા ઇ૦—અથવા જે તેની કથાનો વક્તા ( કહેનાર ) હોય તે સર્વનાં પાપનો નાશ કરનારું એ આખ્યાન છે.

૭૩ ધર્માધર્મે—એક ધર્મવડે તો બીજો અધર્મવડે, એમ લઢવાને સજ થાય છે. ૭૫ મરૂત્તચરિતસમાપ્તૌ—મરૂત્તના ચરિત્રની સમાપ્તિમાં.

# नरिष्यंतचरित्र.

## કડવું ૨૧૦ મું.

### રાગ કાલેરો.

ગુણનિધિ ગુરૂ સમજાવો દ્વિજને, ગણેશ કહો આખ્યાન;
[1]કામી કથાનો ક્રૌષ્ટુકિ પૂછે, માર્કંડેયને માની મહાન. ટેક. ૧
તેમ કહો ગુરૂજી ગરવા તમે, વિપ્રને કરી વ્યાખ્યાન;
વિપ્ર યથામતિએ પ્રાકૃત કરશે, મળશે ગુરૂ જો મતિમાન. ગુણનિધિ૦ ૨
મરૂત્તઆખ્યાન કહ્યું પૂરેપૂરૂં, કહો તેની સંતતિનું ચરિત્ર;
એ સાંભળવા છે ઇચ્છા મુજને, થાઉં જેણે પુણ્યે પવિત્ર. ,, ૩
હે મુનિસત્તમ મરૂત્તવંશે, જે રાજ્યયોગ્ય થયા નૃપાળ;
પૂર્ણ પરાક્રમ કરી શોભતા, તમારે મુખે સુણું આ કાળ. ,, ૪
માર્કંડેય કહે મરૂત્તનો, પુત્ર નરિષ્યંત નામ;
મરૂત્તના અષ્ટાદશ પુત્રમાં, તે જ્યેષ્ઠ શ્રેષ્ઠ હતો મહાધામ. ,, ૫
ક્ષત્રિયસત્તમ મરૂત્ત રાયે, પંચાશી સહસ્ર વર્ષ પર્યંત;
સકળ પૃથ્વીનું રાજ્ય ભોગવ્યું, શુદ્ધ ધર્મ ધરી મતિવંત. ,, ૬
વળી યજ્ઞ અપાર કરી તેણે, સર્વેશ્વર પૂજન કીધું;
પછી નરિષ્યંતને રાજ્ય સોંપીને, વનવાસ જાવા મન લીધું. ,, ૭
વન જઇને તપ આરંભ્યું, પામ્યો સ્વર્ગ તે કેટલે કાળે;
તેના મતિમંત સુત નરિષ્યંતે, રાજ્ય કર્યું વર વાને. ,, ૮
સ્વપિતા અને પિતામહનાં, જોઇ આચરણ કર્યો વિચાર;
આ વંશમાં મારા પૂર્વજ રાજા, થઇ ગયા મહાત્મા મખકરનાર. ,, ૯
તે મહાબલિષ્ટને ધર્માચારી, પૃથ્વીપાલક હતા પૂર;
દ્રવ્યતણું દાન કરવામાં તે, સાચે સાચા હતા શૂર. ,, ૧૦

---

૧ કામી—ઇચ્છાવાળો—( કથા સાંભળવાની ).

સંગ્રામે પાછા હઠે એવા નહિ, એમ સર્વ ગુણે હતા સંપૂર્ણ;
તે મહાત્માચરિત્ર વર્ણવતાં, થાય પાપ માત્ર તો ચૂર્ણ. ગુણનિધિ૦ ૧૧
પણ ચરિત્ર તેમનું કે'વા છે કોણ, સમર્થ આણી વાર;
તેમણે ધર્માદિ યજ્ઞકાર્ય કર્યાં તે, હું કરવા ઇચ્છુછું નિર્ધાર. ,, ૧૨
પણ કેવી રીતે મારે તે કરવાં, તેનો નૃપ કરતો વિચાર;
ધર્મથી પૃથ્વીનું પાલન કરવું તેમાં, વર્ણનીય નૃપ ગુણ છે શો સાર ?,, ૧૩
સમ્યક્ પ્રકારે પાળે ન પ્રજા તો, જાય નૃપ તે નરક મોઝાર;
રાય પાસે દ્રવ્ય સંગ્રહ હોય તો, કરવા જોઇએ યજ્ઞ અપાર. ,, ૧૪
ગુણજ્ઞ દ્વિજને દાન દેવું, એમાં છે આશ્ચર્ય જેવું શું ય ?
જ્યારે ધન ખૂટી જાયે છે ત્યારે, છે સર્વેશ્વર ગતિ જાણું હું ય. ,, ૧૫
કુળવાનપણું ને ક્રોધ લજ્જા, શત્રુપક્ષનો આશ્રય જેહ;
સ્વધર્માદિક ગુણોવડે નર, નથી સંગ્રામે નાસતો તેહ. ,, ૧૬
એ સર્વે મારા પૂર્વજ ને પિતાએ, આચર્યું છે નિર્વાણ;
તેમના જેવું થાયે કોનાથી, તે હું કેમ જાણું અજાણ. ,, ૧૭
મારા પૂર્વજ હતા યજ્ઞશાલી, અતિ ઉત્તમ ને દાતાર;
જે સંગ્રામમાંથી પાછા નવ ફરતા, તેમણે સહુ કરવાનું કર્યું સાર. ,, ૧૮
એમ છે માટે હવાં મારે શું, વિશેષ કરવું આ વાર;
મહાસંગ્રામે સંમર્દ મધ્યે, પમાયો તેમના પુરૂષત્વકેરો પાર. ,, ૧૯
હવાં તેમની સ્પર્દ્ધા કરવા માટે, હું કયું કર્મ કરૂં દેવેશ !
વા સ્વજાતે જેમણે સદૈવ કીધા, મખ રાખ્યા વિના અવશેષ. ,, ૨૦
કિંતુ દ્રવ્ય આપી કોઇ અન્યને, નથી મખ કરાવ્યા જાણ;
માટે તેહ કૃત્ય હું આચરૂં, માર્કંડેય કહે શ્રવણ કરય સુજાણ. ,, ૨૧

---

૧૩ વર્ણનીય—વખાણવા જેવો. ૧૫ સર્વેશ્વર—ઇશ્વર. ૧૮ યજ્ઞશાલી—યજ્ઞ કરવામાં શોભતા. ૧૯ સંમર્દ—યુદ્ધ. ૨૦ જાતે—પોતાની જાતથી. અવશેષ—બાકી.

એવો દૃઢ નિશ્ચય કરી તેણે, એક મહાદ્રવ્યદાન સમેત;
શોભિનો યજ્ઞ નરિષ્યંતે કીધો, લાવી વિપ્ર ઉપર અતિ હેત. ગુણ૦ ૨૨
તેના જેવો અન્ય યજ્ઞ નથી કંઇ, આજસુધી થયો સોય;
જીવિતપર્યંત ચાલે એટલું આપ્યું, યજ્ઞે દ્વિજને ધન જોય. „ ૨૩
વળી દ્રવ્ય એટલું આપ્યા પૂઠે, શતગણું યજ્ઞ કરવા ધન આપ્યું;
અખિલ પૃથ્વીમાં વસનાર દ્વિજને, અત્યંત ધન આપી દુઃખ કાપ્યું. „ ૨૪
સુરભિ વસ્ત્રાલંકાર આપ્યાં, ધાન્ય ભરી અર્પ્યાં ઘરબાર;
પછે તે નૃપે અન્ય યજ્ઞ આરંભ્યો, વળી તેને ચલાવ્યો તે વાર. „ ૨૫
તદા તેમાં બ્રાહ્મણ નવ મળિયા, જે જે દ્વિજને કે'તો રાય;
ઋત્વિક થા તું મારો આજે, અર્પું મનમાની દક્ષિણા દ્વિજરાય. „ ૨૬
ત્યારે બ્રાહ્મણોએ ઉત્તર તેને વાળ્યો, અમે પણ આરંભિયો છે યજ્ઞ;
માટે અન્ય દ્વિજને શોધી કાઢો, સુણી રાયનું મન થયું મગ્ન. „ ૨૭
દ્વિજ કહે તમે ધન જે અર્પ્યું, તેનો કદાય ન કોથી અંત;
વળી બીજું અર્પવા કયમ સજ્જ થયા છો, જે નથી સમજાતું મહંત. „ ૨૮
માર્કંડેય કહે જ્યારે ઋત્વિક તેને, બ્રાહ્મણ ન મળ્યા કોઈ;
ત્યારે વેદી બા'ર દાન મૂકવા માંડ્યું, જાણ્યું નૃપે લેશે કોઇ જોઇ. „ ૨૯
કિંતુ કોઇએ નવ તે ધન લીધું, તેનું કારણ સુણ્ય દ્વિજરાજ;
સર્વનાં ઘર સંપૂર્ણ થયાં'તાં, નૃપકૃપાએ ધન ધાન્ય ને સાજ. „ ૩૦
ધન લેનાર ન દ્વિજ કો મળિયો, ત્યારે નૃપ નિર્વેદ પામી બોલ્યો;
શું જગતીમાં કોઈ દ્વિજ નથી, નિર્ધન તોલ એવો મેં તોલ્યો. „ ૩૧
એ અત્યંત સમ્યક્ વાત છે, કિંતુ યજ્ઞાર્થે મારા ભંડારકેરૂં;
ધન ખરચાતું નથી તેણે થાય છે, અતિ નિષ્ફળ ને અવેરૂં. „ ૩૨
શોકજનક છે એહ વારતા, શું થયા સર્વ યજ્ઞ કરનાર ઉદ્યોગી;
શું ઋત્વિક મુને નથી કોઈ મળતો, હું બેઠો ધનનો કરવા સંયોગી. „ ૩૩
એમ છતાં કોઇ દ્વિજ ન ઇચ્છે, ધન લેવાને આજ;

---

૨૯ વેદી બા'ર—યજ્ઞની વેદીની બાહાર. ૩૧ નિર્વેદ—ઉદાસીનતા. ૩૨ અવેરૂ—વેહેચ્યા વગરતું અર્થાત્ નકામું.

માર્કંડેય કહે પછે નરિષ્યંતે, ક્યમ કરી લીધું નિજકાજ. ગુણનિધિ૦ ૩૪
વારંવાર નમસ્કાર કરી દ્વિજને, સંતોષ્યા ભક્તિસહિત;
એમ કરી ઋત્વિક્ યજ્ઞ કીધા, આચર્યો મહામખ ધરી પ્રીત. ,, ૩૫
એ નરવરે યજ્ઞ કર્યો જ્યારે, ત્યારે પૃથ્વીતણા સહુ લોક;
ઘેર ઘેર યજ્ઞ કરતા હતા, એ હતું મોટું અવનવું આલોક ,, ૩૬
સદસ્ય તેમાં કોઇ હતો નહિ, ઘણા દ્વિજ હતા યજ્ઞ કરનાર;
કેટલાક યજ્ઞ કરાવનાર હતા, નો'તો કોઇ ભિક્ષુવૃત્તિ ધરનાર. ,, ૩૭
નરિષ્યંત નૃપે જ્યારે યજ્ઞ કર્યા, ત્યારે તેના અપેક્ષા ધનથી જાણ;
સકળ પૃથ્વીમાં યજ્ઞ થતા હતા, મુનિસત્તમ સિદ્ધ પ્રમાણ. ,, ૩૮
અષ્ટાદશ કોટિ કરતાં અધિક મખ, થતા હતા પૂર્વ દિશા મોઝાર;
પશ્ચિમ દિશામાં સપ્તકોટિ મખ, થતા હતા તે વાર. ,, ૩૯
ચતુર્દશ કોટિ મખ થતા હતા, દક્ષિણ દિશા મોઝાર;
હે મુનિ જદા નરિષ્યંતે મખ કીધો, ત્યારે પમાડું ઉત્તરનો તુંને પાર.,,૪૦
પંચાશ કોટિ મખ થતા હતા, ઉત્તર દિશાએ દ્વિજદેવ;
પ્રખ્યાત છે બળ પૌરૂષ જેનું, એવો મરૂત્ત સૂનું ધર્માત્મા એવ. ,, ૪૧
નરિષ્યંત નામ હતું જેહનું, પૂર્વે હતો એવો રાય;
પુરાણી જો આ વાત જાણે તો, કરે હાયવરાળ લેવા ધન ધાય ! ,, ૪૨
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નરિષ્યંતચરિતં નામ;
દ્વાત્રિંશદધિકશતતમોધ્યાય, થયો પ્રેમાનંદ પ્રભુ ભજતાં રામ. ,, ૪૩

## વલણ.

રામ નામ ભજતાં થયો પૂરો, અધ્યાય આણે ઠામ રે;
વિપ્ર ચાતુર્વિંશી વર્ણવે, વળી યથામતિએ સજ્જન કામ રે. ૪૪

---

૩૬ આલોક—દર્શન. અથવા આ લોકને વિષે. ૩૭ સદસ્ય—સભાસદ ( યજ્ઞકર્મનો એક અધિકારી ).

## કડવું ૨૧૧ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કે' નરિષ્યંતનો સુત જી, થયો દમ નામે અતિ અદ્ભુત જી;
દુષ્ટ અરિને દમન કરે એવો જી, પરાક્રમમાં પુરંદર જેવો જી. ૧

### ઢાળ.

પુરંદર જેવો પરાક્રમી દમ, થયો મુનિ જેવો દયાળ;
આચરણ સર્વે મુનિ જેવાં, હતો મહામતિમાન કૃપાળ. ૨
બભ્રુસુતા ઇંદ્રસેનાથકી તે, પ્રગટિયો નરિષ્યંતકુમાર;
તે મહાયશવાન કુંવર માતઉદરે, રહ્યો નવ વર્ષ નિરધાર. ૩
જનનીને દમન જઠરે રહી કર્યું, તેણે રાજસુત દમન કરનાર;
થશે એવું જાણ્યું સર્વે, ત્રિકાળજ્ઞાની પુરોહિત નિર્ધાર. ૪
તેણે નરિષ્યંતકેરા કુંવરનું, દમ નામ પાડ્યું તેથી;
અસુરરાય વૃષપર્વા કનેથી, સમગ્ર ધનુર્વેદ શીખ્યો એથી. ૫
તપોવન વિશ્રામ કરતા, દૈત્ય શ્રેષ્ઠ દુંદુભિ નામ;
તેની કનેથી સર્વાસ્ત્રસમૂહ શીખ્યો, નરિષ્યંતકુંવર ઉદ્દામ. ૬
ઈંદ્ર પાસેથી સહુ વેદ શીખ્યો, વળી સર્વ શીખ્યો વેદાંગ;
આર્ષ્ટિષેણ રાજઋષિકનેથી, તે શીખ્યો યોગવિદ્યા સાંગ. ૭
એ રીતે અસ્ત્રાદિવિદ્યા શીખેલો, થયો મહાત્મા મહાબળવાન;
એ રાજપુત્રને દાશાર્ણ દેશના, નૃપની પુત્રી ગુણવાન. ૮
બળવાન નૃપ ચારૂધર્માતણી, સુતા સુમના અભિધાન;
સ્વયંવર કર્યો પિતાએ, તેમાં તે દમ વરી મહાન. ૯
તે કન્યા અર્થે જે આવ્યા'તા, મહાબળવાન નૃપાળ;

---

૪ જઠરે—ગર્ભમાં.

તે સહુ જોઇ રહ્યા ત્યાં, કન્યાએ દમને આરોપી વરમાળ. ૧૦
તે સમે મદ્રરાજનો સુત, મહાનંદ મહાબળવાન;
વળી પૂરેપૂરો હતો પરાક્રમી, મહાયુદ્ધમાં મતિમાન. ૧૧
બીજો વિદર્ભ નૃપ સંક્રંદનસુત, ત્રીજો ઉદારમતિ વપુષ્માન;
એ ત્રણ રાજકુંવર જોઇ સુમનાને, મોહિત થયા હતા મહાન.૧૨
સ્વયંવરમાં સુમનાને, વરવાતણી હતી ઇચ્છાય;
તે તો દુષ્ટ અરિને દમન કરતા, દમ વર્યો મહાકાય. ૧૩
પછે મોહિત થયેલા કામથી, તેમણે કર્યો નિશ્ચય એક;
આપણ ત્રેણે મળી રૂપવતી કન્યા, હરણ કરીએ બળાત્કારે છેક. ૧૪
એ કન્યાને લેઇ જઇ કરી, પછે પૂછિયે તેને વાત;
ત્રણમાંથી જેને સ્વેચ્છાપૂર્વક, તે વરે વર માની પ્રખ્યાત. ૧૫
તેની સ્ત્રી તે થાય નિશ્ચે, એમાં નહિ કાંઇ સંદેહ;
એ તન્વંગી સ્વયંવર વિધિએ, સ્વઇચ્છાથકી અર્પે દેહ. ૧૬
જેનાપર પતિમતિ કરે તેની, એ ધર્મે પ્રાપ્ત થયેલી નાર;
જાણવી સર્વે જણે સહી, વળી કરીએ દૃઢ વિચાર. ૧૭
આપણ ત્રણમાંથી મદિરેક્ષણા, કોઇને ન ઇચ્છતી હોય;
તો કરે નાશ જે દમતણો, થાયે તેની સ્ત્રી તે સોય. ૧૮
માર્કંડેય કહે કરી નિશ્ચય એવો, તે ત્રણ રાજકુંવરે ત્યાંય;
દમનિકટ બેઠેલી સુંદરીને, લીધી હરિ જોતજોત માંય. ૧૯
તે સમે મળ્યા'તા મહાનૃપ ત્યાં, તેમાંથી તેમના પક્ષના જેહ;
હતા છતા થઇ તેહ બોલ્યા, મન ગમતું થઇ નિઃસંદેહ. ૨૦
કેટલાક મધ્યસ્થ થઇને, લાગ્યા ગર્જના કરવા ત્યાંય;
તે સમે હે મુનિસત્તમ, દમ નિરખતો ચોદિશે નૃપમાંય. ૨૧
ગંભીરતાથી નજર નાખી, જોયું તેણે કરી તોલ;

૧૮ મદિરેક્ષણા—મદ્યના જેવાં રાતાં અથવા માદક નેત્રવાળી સ્ત્રી.

વ્યાકુલ થયા પાછે પરાક્રમી તે, બોલ્યો આ પ્રમાણે બોલ. ૨૨
દમ કે' ધર્મકૃત્ય સ્વયંવરમાં, પધારેલા ધાર્મિક ભૂપ;
આ રાજકુંવરો બળાત્કારથી, કન્યા લેઇ જાય છે અનુપ. ૨૩
તદા તમે આ સ્વયંવરકર્મને, અધર્મ માનોછો નરેશ !
જો અધર્મ માનતા હો અવનિપતિ, તો કંઇ કે'વું મારે લેશ. ૨૪
જો અધર્મ કર્મ આ માનતા હો, તો મારે નથી નારીનું કામ;
હું કોઇ બીજી પરણીશ બાલિકા, એનાથકી અતિ અભિરામ. ૨૫
કિંતુ જો ધર્મ માનતા હો તમે, તો તેનો થવા ન દેવો લોપ;
પ્રાણરક્ષણ કરવા કરતાં, ધરવો એ અર્થે પ્રાણહરણ આરોપ. ૨૬
તે સમે દાશાર્ણનૃપ ચારૂધર્મા, કરી સભા સર્વે શાંત;
હે મુનિસત્તમ ! બોલિયા તે, આ રીતે મહાંત. ૨૭
અહો નૃપમણિ આ દમ જે પૂછે, ધર્મ અધર્મ વિષે પ્રશ્ન;
તેના ઉત્તર અવિછિન્ન આપો, જેમ ન લોપાય ધર્મની તૃષ્ણ. ૨૮
પછે કેટલાક રાજા દમમતિ, કે'વા લાગિયા તે ઠામ;
પરસ્પર પ્રીતિ થતાં થાય લગ્નજ, તે કે'વાય ગંધર્વવિવા' આમ. ૨૯
એ કર્ત્તવ્ય છે ક્ષત્રી સર્વનું, કિંતુ ન દ્વિજ વૈશ્ય શૂદ્રનું સાર;
તે પૃથ્વીપતિ તારી પુત્રીનો, છે પ્રેમ દમ ઉપર અપાર. ૩૦
તે દમને દેવી પુત્રી એ છે, મહાધર્મ ધીમાન !
હે વિપ્રસત્તમ વળી અન્ય બોલ્યા, જે દાશાર્ણ નૃપપક્ષીય મહાન. ૩૧
જે કહ્યું તે સહુ સત્ય છે, વિરૂદ્ધ આચરે ધરી કામ;—

---

૨૪ તદા ઈ૦—ત્યારે, તમે આ સ્વયંવર કર્મને શું અધર્મ માનો છો!
૨૬ તેનો—ધર્મનો. એ અર્થે—ધર્મ અર્થે.
૨૭ ચારૂધર્મા—એ નામનો દાશાર્ણ દેશનો રાજા. હે મુનિસત્તમ!
—ક્રૌષ્ટુકિ! ૩૧ દેવી—આપવી.

વા મોહથી કોઇ કરે એવું, તે અધર્મ જાણવો ઉદ્દામ. ૩૨
બોલિયા ત્યાં બીજા ભૂપત, કહો શું મોહથી શૂરવીર;
છે ક્ષત્રિયધર્મ જ્યમ ગંધર્વવિવા', ત્યમ અસ્ત્રપર જીવનારા ધીર. ૩૩
ગંધર્વવિવાહથકી માનતા, ઉત્તમ રાક્ષસવિવાહ;
હે નૃપ બળાત્કારે શત્રુ હણી, લેઇ જાય નારી કહી વાહવાહ.૩૪
તેમનીજ થાયે રાક્ષસવિધિએ, નારી તો નિર્વાણ;
ઉભય પ્રકારના વિવા'વિધિમાં, છે રાક્ષસ શ્રેષ્ઠ પ્રમાણ. ૩૫
એમ છે માટે મહાનંદાદિકે, ધર્મ આચર્યો છે આજ;
માર્કંડેય કહે પછે પૂર્વકેરા, બોલ્યા ત્યાં મહારાજ. ૩૬
પરસ્પર પ્રીતિથકી વા, જાતિ ધર્માશ્રય વચન;
બોલિયા તે બળ કરીને, વિરૂદ્ધ પક્ષી રાજન. ૩૭
રાક્ષસવિવાહ ઉત્તમ અતિ છે, એ સત્ય સર્વે વાત;
ક્ષત્રિયકેરૂં ભૂષણ એ છે, જેમાં થાય પરાક્રમ પ્રખ્યાત. ૩૮
કિંતુ આ ઠામ તેનો નથી સંભવ, હોય પિતાસ્વાધીનમાં કન્યાય;
ત્યાં સુધી સંભવે રાક્ષસવિવાહ, પણ અહીં થયું કેવું રાય. ૩૯
અહીં સ્વેચ્છાએ કુમારિકાએ, કર્યો મનગમતો સ્વામ;
તેથી વાત વિપરીત એ થઇ છે, સુણો નૃપ તમે મહાનામ. ૪૦
પિતા આદિક સંબંધીઓને, મારી કરી બળાત્કાર;
કન્યા લેઇજવી એ છે સહી, રાક્ષસવિવા' નિર્ધાર. ૪૧
કિંતુ સતી સ્વામીકેરા હાથમાંથી, લેઇ લેવી જેહ;
તેને કેવો વિવાહ કે'વો, એ વિષે ઉપજે સંદેહ. ૪૨

---

૩૫ તેમનીજ ઇ૦—જે બળાત્કારે હરણ કરીને લેઈ જાય તેમનીજ તે નારી થાય, એ અન્વય. ૩૬ પૂર્વકેરા—પેહેલાં બોલ્યા હતા તે—દમપક્ષીય.

૩૭ શું બોલ્યો તે કહે છે: વિરૂદ્ધ પક્ષી રાજાઓ પરસ્પરની પ્રીતિથી અથવા જાતિધર્મ ( ક્ષત્રિયધર્મ )ને આશરીને જે બળ કરીને વચન બોલ્યા, કે રાક્ષસવિવાહ અતિ ઉત્તમ છે, ઇત્યાદિ—સ્પષ્ટ છે.

સર્વ રાયના દેખતાં, કન્યાએ દમને પે'રાવી વરમાળ;
માટે ગંધર્વવિવાહ થયો અહીં તો, સુણો સહુ મળ્યા ભૂપાળ. ૪૩
હવાં રાક્ષસવિવાહતણો અહિંયાં, કહો કશો છે સંભવ;
વિવાહ કરેલી કન્યકાનું, કન્યાત્વ રે'તું નથી કંઇ લવ. ૪૪
કન્યાકેરો વિવાહવિધિએ, થયો જેની સાથ સંબંધ;
તે તેનો સમ્યક્ પ્રકારે, થાય સ્વામી શુદ્ધ સુગંધ. ૪૫
હવાં જેઓ આ કન્યાને, બળાત્કારે કરી નિર્વાણ;
દમકનેથી લેઇ જવા ઇચ્છે, તે જો હોય બળવાન મહાન. ૪૬
તો ભલે એવો કરે ઉદ્યમ, કિંતુ તે ન શુભ કે'વાય;
માર્કંડેય કહે આ વચન સાંભળી, ત્યાં દમને કેવું થાય. ૪૭
થયાં ક્રોધથી રાતાં નેત્ર જેનાં, એવા દમે ચઢાવિયું ધનુષ્ય;
પછે આ પ્રમાણે તે બોલિયો, રે કોઇ માયે જણ્યો છે મનુષ્ય. ૪૮
જો બલિષ્ટ નૃપ મારા દેખતાં, મારી પત્નીને લેઇ જાય;
તો મારો અવતાર નપુંસકતણો, સહુએ જાણવો મહાકાય. ૪૯
છે મહાન કુળ જે માહરૂં, વળી ભુજબળ માનું હુંય;
તે કશા કામનું જો આમ થાયે, કહું વારંવાર હું શુંય. ૫૦
જો એમ થાયે તોજ મારાં, અસ્ત્ર શૌર્ય ને બાણ;
ધનુષ્ય ને વળી મહાત્મા મરૂત્તકુળમાં,મારો વ્યર્થ જન્મ પ્રમાણ. ૫૧
જો આ બળથકી ઉન્મત્ત થયલા, ત્રાણ મળિયા મૂર્ખ;
મારી પત્ની લેઇ જીવતા પળે તો, હું ધિઃક જન્મ્યો પુર્ખ. ૫૨
એ રીતે મહાબલિષ્ટને, મહાઅરિદમન કરનાર;
દમન મહાનંદાદિક સન્મુખ બોલી, અન્ય નૃપને કે'તો સાર. ૫૩
આ કન્યકા આ બાલિકા છે, અહિ સુંદર વેશ;

---

૫૨ પુર્ખ—પુરૂષ.

અવયવ મનોહર એહના છે, મદિરેક્ષણા અંગ ઉજેશ. ૫૪
છે કુલવતી એ કામિની, જેને ઘેર નથી એવી નાર;
તેનો જન્મ છે શા કામનો, એમ વધો નરિષ્યંતકુમાર. ૫૫
હે સહુ મહામાની મહીપતિ, મેં કહ્યો તેવો કરી વિચાર;
યુદ્ધ કરવા થાઓ તત્પર, કે મુને જીતી પામો નાર. ૫૬
એમ વદીને જેમ ઢાંકે, અંધકાર વૃક્ષને નિર્ધાર;
ત્યમ બાણની વૃષ્ટિથકી ત્યાં, ઢાંકયા સર્વે રાજકુમાર. ૫૭
તે વીર નરે પણ બાણ શક્તિ, ઋષ્ટિ મુદ્ગર ત્યાંય;
નાખવા માંડયાં એકીવારે, ઊભો નરિષ્યંતકુંવર જયાંય. ૫૮
તેને કાપી નાખ્યાં રમત રીતે, દમ મહાપરાક્રમી પૂર;
નરિષ્યંતસુતના શર મૂકેલા, કાપી નાખતા તે ભૂર. ૫૯
તેમના દમ નાશ કરતો, એમ મચ્યું યુધ્ધ ભરપૂર;
તે સમે હસ્તમાં ખડ્ગ સાહી, જે ગમ દમ ઊભો હતો શૂર. ૬૦
તેના ભણી મહાનંદ ધાયો, કરી એકાએક પ્રવેશ;
તેને હસ્તમાં લેઇ ખડ્ગ આવતો, જોયો યુદ્ધ કારણ દમ નરેશ. ૬૧
તદા ઈંદ્ર જ્યમ વૃષ્ટિ કરે તેમ, દમે વૃષ્ટિવત મૂકયા બાણ;
તેનાં અસ્ત્ર ને સહુ બાણ કાપ્યાં, મહાનંદે ખડ્ગથી નિર્વાણ. ૬૨
કેટલાંક શરથી તેણે બચાવી, સ્વકાયા તેણી વાર;
પછે ક્રોધ કરી દમ રથે ચઢિયો, બલિષ્ટ મહાનંદ અપાર. ૬૩
ત્યાં જઇ યુદ્ધ કરવા લાગિયો તે, દમની સાથે કરાળ;
તેને જોઇ બહુ પ્રકારે યુદ્ધ કરતો, દમે શર મારિયો વિકાળ. ૬૪
જે ચપળતાથી ચેતી માર્યો, દમે મહાનંદ હૃદયે બાણ;
તે તેણે પોતાની મેળે ખેંચી કાઢયો, વીરત્વ ધારી પ્રમાણ. ૬૫

---

૫૮ શક્તિ—સાંગ ( એ નામનું આયુધ ).

હતું હૃદય ભેદાયલું મહાનંદનું, કિંતુ દમ સન્મુખ જાતો તેહ;
ચળકારકરતી તરવારકેરો, ઘા મહાનંદે કર્યો દમદેહ. ૬૬
સળગતા તારા સમી બળમાં, જોઇ આવતી તરવાર;
દમે શક્તિ નાખી તોડી તેને, લાગી નહિ ક્ષણવાર. ૬૭
વળી એક લઘુ પણ મહાઝેરી ભલ્લથી, છેદ્યું મહાનંદનું શિર;
હણાયો મહાનંદ જ્યારે, ત્યારે નાઠા નૃપ તજી ધીર. ૬૮
કિંતુ કુણ્ડિન નૃપ વપુષ્માન આવ્યો, દમ સન્મુખ તે કાળ;
યુદ્ધ રણાંગણમાં ઉતરી તેણે, લીધી દમતણી સંભાળ. ૬૯
તે દક્ષિણદેશના નૃપતણો કુંવર, હતો બળ ગર્વ મદથી પૂર;
ચપળતાએ કરી યુદ્ધ કરતાં, દમે કરથી ખડ્ગ પાડ્યું દૂર. ૭૦
પછે સંગ્રામે તેના સારથિનું, મસ્તક વિડાર્યું સાર;
વળી તેની રથ ધ્વજાને કરી નાખી, જોતાં જોતાં તારોતાર. ૭૧
ભગ્ન ખડ્ગ થતા મધ્યે તેણે, અતિ કંટકવતી લીધી ગદાય;
તે તેણે પૂરી હસ્તે ધરી નો'તા, એવામાં દમે કરી ત્વરાય. ૭૨
તેના હસ્તમાં ને હસ્તમાં તે, છેદી ભેદી કરી છિન્ન ભિન્ન;
વપુષ્માન જેવો જાય છે વળી, લેવા અન્ય ઉત્તમ શર પીન. ૭૩
તેવોજ તેને વીંધો શરથી, દમે પૃથ્વી પાડ્યો ભૂપ;
પૃથ્વી પર પડ્યો વિહ્વળ થયો તે, વળી કંપિત કાય થઈ કુરૂપ. ૭૪
તે રાજસૂનુ વપુષ્માનકેરી, ગઇ યુધ્ધ કરવાની મતિ જેહ;
તેને જોઇ યુધ્ધથી નિવૃત્તિ પામ્યો, તદા ધર્મ વિચારી દમ તેહ.૭૫
નવ અસ્ત્ર વિહોણા અરિને કદી, મારવો નિર્વાણ;
એમ સમજી પૃથ્વીપર પડ્યો મૂકી, ચાલ્યો ઉદાર દમ પ્રમાણ. ૭૬
મન પ્રસન્ન થઇ લેઇ સુમનાને, ચાલવા લાગ્યો ભૂપ;
તદા દાશાર્ણ નૃપે પ્રીતિ સહિત, દશ દિન દમ રાખિયો અનુપ.૭૭

૭૨ કંટકવતી—જેમાં ભાલા જડેલા એવી (ગદા).

સુમનાનો વિધિપુરસ્સર, આરંભિયો વિવાહ;
પદ્મિની પરણી દમ રહ્યો ત્યાં, દાશાર્ણ દેશે પૂર્ણ પ્રવાહ. ૭૮
તેને કેટલાક દિન એમ વીત્યા, પછે થયો સ્વગેહ જાવા સજ;
દાશાર્ણના નૃપતિએ આપ્યા, તેને હય રથ બળદ ને ગજ. ૭૯
અતિ ખાંતે ખચ્ચર આપિયાં, વળી અર્પ્યાં ઉષ્ટ્ર તો અનેક;
દાસી દાસ વસ્ત્રાભૂષણ આપ્યાં, જોઈ જાગાત વર વિવેક. ૮૦
ઉત્તમ સાહિત્ય ધનુષ્યાદિ સ્વરનુ, વળી અન્ય અર્પિયાં ભાજન;
ઇત્યાદિક પરિપૂરણ દઇને, કર્યો વિદાય કરી પૂજન. ૮૧
હે પુરાણી કામ મોહે આમ થાયે, વામ નામ ભજતાં સાર;
સમજો ધામમાં નવ ધ્યાન કોઇનુ, પણ જુએ બેઠો મુરાર. ૮૨
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, નરિષ્યંતસુત દમચરિત;
ત્રયસ્ત્રિંશાધિકશતતમોધ્યાય જયાં, ત્યાં થયું પૂરણ પ્રીત. ૮૩

### વલણ.

પૂરણ પ્રીતે ચરિત્ર ગાયું, જન ચાતુર્વિંશીએ આજ રે;
પાધરૂં થાવા પુરાણીબાવા, આવ્યુ આવ્યું અતિ નિકટ કાજ રે. ૮૪

## કડવું ૨૦૬ મું.

### રાગ મારૂની ચોપાઈ.

માર્કંડેય કહે મહામુનિ, તે દમ રાજકુંવર મહાગુણી;
સુમના પત્ની પામ્યો પ્રખ્યાત, જઇ નમ્યો વૃદ્ધને ચરણે વિખ્યાત. ૧
જોઇ સ્વમાતા પિતાને કર્યો પ્રણામ, સુભ્રૂ સુમના નમતી વૃદ્ધને તે ઠામ;
કર્યો સાસુ સસરાને નમી નમસ્કાર, સુણય દ્વિજસત્તમ ક્રૌષ્ટુકિ સાર. ૨
તે વૃદ્ધ માતપિતાએ ત્યાંય, આનંદી અભિવદન આપ્યું જ્યાંય;

---

૮૧ ભાજન—વાસણ.

પછે હર્ષિત થઇ દીધો આશિર્વાદ, ગર્જ્યો જ્યાં ત્યાં ઉત્સવકેરો નાદ. ૩
સ્ત્રી પરણી દાશાર્ણ નગરથી આવ્યો, તે નરિષ્યંતે મહોત્સવ ઉપજાવ્યો;
થયો દાશાર્ણાધિપતિ સમો સંબંધી, વળી ધીંગ મચતાં થયો દઢ ધ્રંધી.૪
સર્વ નૃપને જીતી આવ્યો કુમાર, એ સહુ સુણી નરિષ્યંત આનંદ્યો અપાર;
પછે સુત નરિષ્યંતનો દમ, નીરખી સુમના રંભાસમ. ૫
લાગ્યો તેની સાથે કરવા વિહાર, ઉત્તમ ઉદ્યાન ઉપવન મોઝાર;
મેંહેલ મંદિર પર્વત મધ્ય, ઇત્યાદિક સ્થળ નીરખી અવધ્ય. ૬
લાગ્યો લલનાશુ કરવા કામકેલિ, ત્યમ ત્યમ વરસ્વરૂપા થતી અલબેલી;
એમ વિહાર કરતાં વીત્યાં ઘણાં વર્ષ, કરે કામકેલિ સુમના પામી હર્ષ. ૭
પછે રહ્યો મહીષિને મહાગર્ભ, જન્મ્યો સુત શત્રુકેરો શર્ભ;
નરિષ્યંત વિધ વિધ ભોગવી ભોગ, પછે પામી વિરામ ને ધર્યો જોગ. ૮
વૃદ્ધ વય જોઇ પોતાતણું, તેણે કર્યું મન અતિ દયામણું;
પછે દમને બોલાવ્યો ત્યાંય, રાજ્યમંત્રી મહાજન મળિયા જ્યાંય. ૯
સર્વની સંમતિ લેઇ સાર, કર્યો દમને રાજ્યાભિષેક નિર્ધાર;
પછે સાથે લેઇ ઇંદ્રસેના નાર, થઈ તપસ્વી ગયો વન મોઝાર. ૧૦
ત્યાં વાનપ્રસ્થાશ્રમ તેણે ધાર્યો, જેણે એ માર્ગ તરવાનો વિચાર્યો;
પછે ધ્યાની થઇ બેઠો ત્યાં ભૂપ, કરે સેવા ઇંદ્રસેના અનુપ. ૧૧
હવાં બેઠો રાખી નૃપને અહીં, જઇએ જોવા દમનું ચરિત જહીં;
તેમાં થાશે એ નૃપનું દર્શન, સુણશે ભણશે તે થાશે પ્રસન્ન. ૧૨
પાપ સંતાપ ટળશે સર્વ, ટળી જાશે તન મનકેરા ગર્વ;
થશે શ્રોતા વકતાનું કલ્યાણ, સુણશે ભણશે નરિષ્યંતચરિત્ર પ્રમાણ. ૧૩

---

૪ ધીંગ—ધીંગાણું—લઢાઇ. ધ્રંધી—યુદ્ધ કરનારો. ૫ સુમના—દમની પત્નીનું નામ.

વલણ.

નરિષ્યંતચરિત્ર પ્રમાણ કરતાં, તરશે શ્રોતા વકતા જન રે;
ભટ પ્રેમાનંદ હરિ સ્મરી, ગાયે સૂર્યવંશ પાવન રે. ૧૪

———o✱o———

## દમચરિત્ર.

### કડવું ૨૧૩ મું.

રાગ સોરઠી.

ગુરૂગણપતિ શારદા, નારદાદિ કરૂં પ્રણામ રે;
હવાં આ ગ્રંથ મધ્યે છેલ્લવેલી, કરો કૃપા મહાધામ રે. ૧
સુરગણ કૃપા કરો મુજ ઉપર, જેણે થાય તમારૂં પણ કામ રે;
હું એક વાર વિનતિ કરૂં, તે અનેક મુખે થાય મહાનામ રે. ૨
જો દેવ રીઝો સેવ કરતાં, તો શું આ સેવ નવ કે'વાય રે;
જો કે'વાય તો કરૂણા કરો, દ્વિજજન તમારો ગવાય રે. ૩
નરબુદ્ધિએ કંઇનું કંઇ કહે, કિંતુ ક્ષમાભૂષણ આપ મનાવ રે;
એ ન્યાયથી કરૂણા હું વાંચ્છું, તન મને રાખી ભરપૂર ભાવ રે. ૪
માર્કંડેય કહે ક્રોષ્ટુકિ પ્રતિ, સુણાવું દમચરિત્ર નિરધાર રે;
નરિષ્યંત નૃપ વનમાં ગયો, દમ થયો પૃથ્વીપતિ તે વાર રે. ૫
તે પૂર્વજને પંથે પળ્યો, કર્યા ઘણા યજ્ઞ ને યાગ રે;
વપુષ્માન સાથે યુદ્ધ મોટું, કરી જીતિયોગ મહાભ રે. ૬

---

૨ તમારૂં ૦—હે દેવો! મારા ઉપર કૃપા કરતાં તમારૂં પણ કામ થશે અર્થાત્ તમારી સ્તુતિરૂપ સેવા થશે.

૪ ક્ષમાભૂષણ—ક્ષમારૂપ અલંકારવાળા. આપ—દેવ. ૬ પુર્વજને પંથે પળ્યો—પૂર્વજે જેમ આચર્યું હતું તેમ કર્યું.

અકાએક ક્રોષ્ટુકિ બોલ્યો, કહો એ કથા મુનિદેવ રે;
હું એક ચિત્તે સર્વ સાંભળું, તજી તન મનથકી અહમેવ રે. ૭
માર્કંડેય કહે સંક્રંદન નૃપનો, મહાદુરાચારી પુત્ર રે;
વપુષ્માન દક્ષિણ દેશનો, જેનું એ દિશાએ ઘરસત્ર રે. ૮
તે સ્વલ્પ સેના સાથ લેઇ, મૃગયા કરવા ગયો વનમાંય રે;
તેણે મલિન દેહવાળો નિરખિયો, નરિષ્યંત તપસ્વી ત્યાંય રે. ૯
તપવડે કૃશ થઇ કામિની, એવી ઇંદ્રસેના જોઇ નાર રે;
તેને પ્રેમ આણી પૂછિયું, તું કોણ છે નિર્ધાર રે. ૧૦
તું છું બ્રાહ્મણી કે અન્ય જાતિ, વા વનવસતા ક્ષત્રીકેરી કામિની રે;
વાનપ્રસ્થાશ્રમી કોઇ વૈશ્યકેરી, શું તું છું સ્વરૂપા ભામિની રે. ૧૧
જે હોય તે કહે સર્વ મુજને, તું તપાચરણને નથી યોગ્ય રે;
વામલોચના! થઇ વૃદ્ધ અતિ તું, તારે જુવતી ન જોઇએ જોગ રે. ૧૨
તદા મૌનવ્રત ધારી નૃપ બેઠો, તે નરિષ્યંત ન બોલ્યો કાંઇ રે;
કિંતુ ઇંદ્રસેનાએ કહ્યું તેને, જેવું હતું સો ત્યાંહી રે. ૧૩
આ દમ નરપતિકેરા પિતા છે, છું હું દમ સાર્વભૌમની માત રે;
વાનપ્રસ્થાશ્રમી થઈ રહ્યાં અહીં, એ અમારૂં ચરિત્ર છે પ્રખ્યાત રે. ૧૪
માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ, વપુષ્માને ઓળખ્યો નરદેવ રે;
કે તેને પૂર્વ વૈર તાદૃશ થઇ ગયું, જે હણ્યો દમે મુજ અહમેવ રે. ૧૫
એ મારા અરિકેરા આ પિતા, આજ આવી ચડ્યો મુજ હાથ રે;
એમ વદી અતિ કોપ કરીને, ઝાલ્યો જટાએ નરનાથ રે. ૧૬
ઇંદ્રસેના હા હા કરી, આણ્યાં અશ્રુ નેત્રમાં અપાર રે;

---

૧૨ વામલોચના—વાંકી દૃષ્ટિવાળી—સ્ત્રી! ૧૪ તાદૃશ — તેના (પૂર્વના) જેવું. અર્થાત્ પૂર્વનું વૈર જેવું હતું તેવુંજ આ કાળે પણ મનમાં પ્રકટી આવ્યું. અહમેવ—અહંકાર. ૧૬ જટાએ—જટા આગળથી.

ગદગદ સ્વરે પોકાર કરતી, પણ કો ન સુણે તેની વા'ર રે. ૧૭
એવામાં તો ખડ્ગ ખેંચી, બોલ્યો વપુષ્માન તે વાર રે;
જેણે સંગ્રામમાં હરાવ્યો મુને, પ્રિયા લેઈ ગયો સુમના નાર રે. ૧૮
તેજ આ દમના પિતાને, હું આજ નાખીશ મારી રે;
જોઇએ ઉગારે કયમ દમ એને, એમ વદ્યો દુષ્ટ ખુંખારી રે. ૧૯
જેણે કન્યાઅર્થે રાજકુંવરને, ધ્રુજાવિયા'તા ધરણી રે;
તે દુર્મતિમાનકેરા પિતાને હું, હણું દમ જુએ મારી કરણી રે. ૨૦
એ મહાદુરાત્મા સંગ્રામ મધ્યે, છે ગર્વતણો મૂર્તિમાન રે;
તે અટકાવી દમ કયમ રહે આજે, તે હું જોઉં છું બળવાન રે. ૨૧
હું તેના પિતાને આ હણું છું, માર્કંડેય કહે એમ ભાખી રે;
દુષ્ટ વપુષ્માને ઇંદ્રસેના, ત્યાં અતિ રડતી રાખી રે. ૨૨
હાં કહી ધાયો હાકટી, મારી છાણમાં તરવાર રે;
નરિષ્યંતકેરૂં શીર્ષ તેણે, કાપી લીધું તે વાર રે. ૨૩
એ જોઇ તે સ્થળના મુનિ સહુ, વળી વનવાસી બીજા જેહ રે;
કે' ધિક્ક છે તુંને ધિક્ક છે, બળો વપુષ્માન તારી દેહ રે. ૨૪
વાનપ્રસ્થાશ્રમ ધરીને, રહ્યો મુનિવેશે રાય રે;
તેને અધમ તેં કયી પેર માર્યો, એ શું ક્ષત્રીધર્મ કે'વાય રે. ૨૫
તેણે કાન ધર્યું નવ કોઇનું, ગયો વનમાંથી ચાલી ઘેર રે;
તે ગયા પૂઠે ઇંદ્રસેના, ધરતી મન વિષે મહાવેર રે. ૨૬
તેણે એક શૂદ્ર તપસ્વી તેડિયો, મોકલ્યો તેને દમ નગરે જાણ રે;
તેને કહ્યું જા તું ઉતાવળો, મુજપુત્રને કહી દાખ્ય મારી વાણ રે. ૨૭

---

૨૦ દુર્મતિમાનકેરા—દુષ્ટ બુધ્ધિવાળા દમના. ૨૧ ગર્વતણો ઇ૦—ગર્વની મૂર્તિવાળો—અતિ ગર્વિષ્ટ. ૨૨ રડતી રાખી—રડતી સ્થિતિમાં રહેવા દીધી.

૨૩ મારી ઇ૦—છાણમાં તરવાર મારી અર્થાત્ અતિ નિર્બળ પરાક્રમ કર્યું (નરિષ્યંત જેવા વાનપ્રસ્થને મારવા રૂપ).

વા તું સર્વ જાણે વારતા, માટે તુંને ફરી નવ કહું હુંય રે;
તદપિ રાયનું અપમાન કરિયું, એ ઓછો ગજાબ છે શુંય રે! ૨૮
એમ ધારી કહું તુજને, જેથી થાય મુજ મન શાંત રે;
તું મારૂં કહ્યું સહુ જઇ કે'જે, હે શૂદ્ર તપસ્વી મહાદાંત રે. ૨૯
મારા સ્વામીએ અર્પ્યો તુજને, ચતુર વર્ણાશ્રમ પાળનાર રે;
રાયનો અધિકાર સર્વે, તો તું આવો ક્યમ થયો આ વાર રે. ૩૦
નથી કરતો તપસ્વીતણું તું, રક્ષણ રૂડી રીત રે;
એ શું ઘટારત છે તુજને, ક્યમ બંધાઇ બેઠો પ્રેમની પ્રીત રે! ૩૧
તું પૃથ્વીપતિ છે સુત મારો, છતાં નરિષ્યંત મારો સ્વામ રે;
તપાચારી થઇ રહ્યો બેસી, વળી હું વિલપતી રહી વામ રે. ૩૨
તે માર્યો ગયો અનાથ પેરે, ઝાલ્યા જેના કેશ વિણઅપરાધ રે;
હણ્યો બળાત્કારે વપુષ્માને, કહે જન વિણઅપરાધથી મહાસાધ રે. ૩૩
એવું છે માટે સુત મારા, આચરય જેમ ન થાય ધર્મનો લોપ રે;
હવાં વધુ કે'વા જેવું નથી કાંઇ, ન ચઢે પિતાવધે કોને કોપ રે? ૩૪
હું તાપસી છું તનુજ મારા. માટે કહું એટલું આજ રે;
તારો તપસ્વી વૃદ્ધ પિતા હણિયો, વિના અપરાધથી મહારાજ રે. ૩૫
તેને શાસન જેહ કરવું ઘટે, તેનો કરી જો તું વિચાર રે;
છે શૂર સામંદ મંત્રી સર્વ તારા, નીતિશાસ્ત્રાર્થ જાણનહાર રે. ૩૬
તે મંત્રી સાથે મંત્ર કરીને, જે કરવું ઘટે આ વાર રે;
તે સત્વર થઇ કરય સર્વ તું, એમ કા'વે સુતને નાર રે. ૩૭
હે દમરાજન કરચ આમ તું, એવું પુનઃ કે'વાનો અધિકાર રે;
તે તપસી થાતાં તનુજ ગયો છે, સુણય સુત શાણા સાર રે. ૩૮

---

૩૩ હણ્યો ઈ૦—વપુષ્માને વગર અપરાધે મોટા સાધુને બળાત્કારે હણ્યો એમ જન કહેશે.

વિદૂરથકેરા બાપને જ્યારે, યવને હણ્યા મહાશૂર રે;
ત્યારે તેણે યવનકુળનો નાશ કરિયો, વંશ નિર્મળ કરી ભરપૂર રે. ૩૯
જંભાસુરકેરા પિતાને, સર્પે દંશ કરિયો હતો રે;
તે કારણ માટે તેણે સર્પક્ષય કર્યો, પાતાળ સુધી તો છતો રે. ૪૦
પરાશરે સ્વશક્તિ પિતાને, રાક્ષસે હણિયો સાંભળી રે;
સર્વ રાક્ષસકુળ મહાવન્હિ નાખ્યું, અરિ જીવ્યાની આશા નવ ફળી રે. ૪૧
સ્વપક્ષકેરા કોઇનું, જેહ થાય અતિ અપમાન રે;
તે ક્ષત્રિય સહી શકતા નથી, એમ કહે શાસ્ત્રમાં મહાન રે. ૪૨
તો હણ્યો એણે પિતા તારો, તેની કેયી પેર કે'વો વાત રે;
તુજ પિતાને એણે હણ્યો, વા તમને કર્યો શસ્ત્રનો ઘાત રે. ૪૩
એમ તારે ન કાંઇ જાણવું, પણ માનવું હણાયો તુંજ રે;
જે ઘા કર્યો તે તુજ ઉપર, માનું સુત પડિયો હુંજ રે. ૪૪
જેણે વનવાસી તાપસ ઉપરે, કર્યો શસ્ત્રપાત પ્રમાણ રે;
તેના શસ્ત્રકેરો ભય કશો છે, તું સહુ સમજ જાણ સુજાણ રે. ૪૫
કિંતુ એ રાયકેરા પુત્ર સર્વે, તુજ અસ્ત્રથી નિર્વાણ રે;
ભય પામો કે ન પામો પછે, કિંતુ તુજ ઉપમર્દ થયો પ્રમાણ રે. ૪૬
એમાં ન સંશય છે કહીં, સુણ્ય મહાપવિત્ર મોટા રાય રે;
પરિજન જ્ઞાતિ બંધવ સહિત, વપુષ્માનપ્રતિ ઘટે તે કરચ કાર્ય રે. ૪૭
માર્કંડેય કહે એ રીત તેને, કા'વી મોકલતી મહારાજ રે;
દૂત વિદાય કર્યા પૂઠે તે, શું કરતી ઇંદ્રસેના કાજ રે. ૪૮

---

૩૯ પિતૃવધનું વૈર લેવું ઉચિત છે તેનાં ઉદાહરણ બતાવે છે: વિદૂરથ ૯૦—૨૫૯ છે.

૪૫ શત્રુની નિર્બળતા વર્ણે છે: જેણે ૯૦—૨૫૯ છે. અર્થાત્ તપસ્વી ઉપર શસ્ત્રઘાત કરવા રૂપ અધર્મથી એનું બળ નાશ પામેલું છે માટે તું એને યુદ્ધમાં જીતી શકીશ એ વ્યંગ છે. ૪૬ ઉપમર્દ—અપમાન રૂપ વધ.

શબ સ્વસ્વામીકેરૂં હસ્તમાં લેઇ, તેણે કર્યો અગ્નિપ્રવેશ રે;
જો વેર કરશો પુરાણી તો, વરવો થશે આવો વેશ રે. ૪૯
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, નરિષ્યંતવધ દમચરિત રે;
થયો ચતુસ્ત્રિંશદધિકશततમોધ્યાય, કરી પ્રેમાનંદ પ્રભુએ પ્રીત રે. ૫૦

વલણ.

પ્રેમાનંદ પ્રભુએ પ્રીત કીધી, દીધી આશિષ રૂડી આજ રે;
હવાં આવી રહ્યું પુરાણી બાવા, આરંભેલું અંતે કાજ રે. ૫૧

## કડવું ૨૧૪ મું.

રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે ઇંદ્રસેનાએ જેને, આજ્ઞા કરી મોકલિયો જી;
તે શૂદ્ર તપસ્વી દમભણી આવ્યો, તેણે રાજ્યાસને મહારાજા કળિયો જી. ૧
જે પેર પૂર્વે ઇંદ્રસેનાએ કહ્યું, તે પેરે કહ્યું સહુ તેણે જી;
દમપિતા મૃત્યુની વાત નિવેદન, કરી જુક્તિ પ્રયુક્તિએ જેણે જી. ૨
શૂદ્ર તપસ્વીએ પિતામરણની, કહી વાત વિસ્તારી જી;
તે સુણતાં થઇ દશા દમની, આજ સર્વ કહું અવિધારી જી. ૩
પ્રદિપ્ત પાવક જેમ હુતધન પામી, બળવા માંડે બળમાં જી;
તેવી ક્રોધાગ્નિકેરી જ્વાળા, લાગી દમહૃદય નિર્મળમાં જી. ૪
હે મુનિસત્તમ તે વીર ક્રોધાગ્નિએ, થઇ પ્રજ્વલિત પૂર જી;
હસ્તેહસ્ત ઘશીને બોલ્યો મુખ, આવું વાક્ય મહાશૂર જી. ૫
હું પુત્ર સજીવન છતાં શું માર્યો, અનાથની પેરે મારો બાપ જી;
મારા કુળને તુચ્છકાર્યું તે દુષ્ટે, જેણે માપ્યું ન મારૂં માપ જી. ૬

---

૪ પ્રદિપ્ત—સળગેલો. હુતધન—આહુતિ.

જો હું નપુંસક થઇ ક્ષમા કરૂં તો, નિંદે જગતના મુને લોક જી;
દુષ્ટનાશ સદાચારીનું રક્ષણ, માન્યો ક્ષત્રીધર્મ એહ અશોક જી. ૭
પિતા હણેલો જોઇ જે જીવે, તે દુષ્ટ જીવ્યાથી શો લાભ જી;
ઉપકારી નથી કંઇ જગતતણો એ, પોલો ઢંઢ માનો આભ જી. ૮
હા જનક! કહી વિલપ્યાથી શું? ત્યારે શું કરવું જોઇએ આજ જી;
જે કરવું ઘટે તે હું કરૂં છું જાતે, મને માન્યું જેહ શુદ્ધ કાજ જી. ૯
જો હું વપુષ્માનકેરા અંગ મધ્યેથી, નીકળેલા શોણિતવડે જી; •
મારા પિતાનું તર્પણ કરૂં નહિ તો, આ દેહ અગ્નિમાં પડે જી. ૧૦
જો તેના રૂધિરથી જલાંજલિ ને, તેના માંસથી કરાવું ન દ્વિજભોજન જી;
વા પિતાને પિંડપ્રદાન કરૂં નહિ, તો નાખું અગ્નિમાં આ તન જી. ૧૧
જો કોઈ સુર અસુર યક્ષ ગંધર્વ, વિદ્યાધર વા સિદ્ધ સમુદાય જી;
એની સહાય કરવાને આવે તો, મારા શસ્ત્રાસ્ત્રથી ભસ્મ તે થાય જી. ૧૨
મહાક્રૂર અત્યંત અધર્મી, તે જન નિંદકને મારી જી;
ક્ષણિકવાસીને યુધ્ધમાં પાડી, હું ભોગવીશ ભૂમિ સારી જી. ૧૩
એમ કરતાં નહિ મરાય જો તે, તો હું કરીશ અગ્નિપ્રવેશ જી;
એ અત્યંત દુષ્ટમતિવાળાએ, નરિષ્યંત તપસ્વી માર્યો નરેશ જી! ૧૪
વનવાસી સાધુતણી ક્રિયાઓ, દહન કરતા એહ જી;
તે અધમોધમ મહાદુષ્ટને હું પણ હણીશ નિઃસંદેહ જી. ૧૫
તેના સર્વ બાંધવને મિત્ર પદાતિ, હસ્તિ સૈન્ય સહિત જી;
અધુના હું હણી હરખાઇશ, દેખાડીશ દુષ્ટને દુષ્ટ રીત જી. ૧૬
હસ્તમાં ધનુષ્ય ખડ્ગ ગ્રહીને, વળી બેશી રથ મોઝાર જી;

---

૧૦ વપુષ્માન વધની પ્રતિજ્ઞા કરે છેઃ જો ઈ૦—સ્પષ્ટ છે. ૧૧ દ્વિજ-ભોજન—રાક્ષસ કુળના બ્રાહ્મણોને ભોજન.

૧૩ ક્ષણિકવાસી—ક્ષણ વાર જેનું જીવતર છે એવો. સારી ભૂમિ—સારા લોક—સ્વર્ગાદિ.

શત્રુ સૈન્યમાં આજ જઇ હું, કરી નાખું તેમનો સર્વ સંહાર જી. ૧૭
તે નિર્જર વિમાનમાં બેશી જુઓ, મારી સાથે યુદ્ધ કરવા આવનાર જી;
તે દુષ્ટને સા'ય કરવા જશે જે, તે નરનું કુળ મૂળમાંથી હરનાર જી. ૧૮
વળી બાહુ માત્ર છે સેના જેની, એવો હું થઇ ઊભો છું સજ જી;
કદા તેનું રક્ષણ કરવા કાજે આવે, વજ્રધર ઇંદ્ર બેશી ગજ જી. ૧૯
વા કોપથી ભયાનક દંડ લેઈ, યમરાજા આવે સામે જી;
યત્ન કરે ધનદ વરૂણ કે, અરિહા સ્વતેજ નામે જી. ૨૦
તોયે હું ઉત્તમ તીક્ષણ બાણે, આચ્છાદી લેઇશ તેને જી;
હું સમર્થ પુત્ર સમક્ષ છતાં, થઇ નિયમિત વૃત્તિ જેને જી. ૨૧
સદૈવ વનમાં વાસ કરતા, કરતા ભૂમિ પડેલા ફળનું ભોજન જી;
સર્વ પ્રાણીમાત્રના પવિત્ર મિત્ર જે, મારા પિતા પાવન જી. ૨૨
તેમને હણનારાકેરૂં આજે, આમિષશોણિત સર્વ જી;
ગૃધ્ર તૃપ્ત થતા સુધી ખાઓ, માની મનથી મોટું પર્વ જી. ૨૩
સુત ઉપજાવો તો ઉપજાવો આવા, પુરાણી બાવા તમે જી;
માઇકાંગલા રાંડે જીત્યા, તે કામ આવે ન સારે સમે જી. ૨૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, દમચરિત નામ જી;
પંચત્રિંશદધિકશતતમોધ્યાય, થયો ભજતાં સીતાપતિ રામ જી. ૨૫

વલણ.

સીતાપતિ રામ ભજતાં જન, તર્યા કોટયાનકોટિ જાણ રે;
તો કથન પુરાણ મારૂં થશે ન પૂરૂં, નિરખો પુરાણી કરી પ્રમાણ રે. ૨૬

---

૧૮ નિર્જર—દેવો. ૨૦ અરિહા—સર્પ. ૨૩ ગૃધ્ર—ગીધ. અર્થાત્ માંસાહારી પ્રાણીઓ.

## કડવું ૨૧૫ મું.

### રાગ સારંગ.

મુનિવર માર્કંડેય કહે એ રીત,
કરી હણવાની પ્રતિજ્ઞા રણજીત;
દુરાત્માને હણવાને કર્યો ક્રોધ,
ચાલી રહ્યો જ્યાં ત્યાં અરિનો શોધ. મુનિવર૦ ૧
અમર્ષવડે થઇ વક્ર આંખ,
શકે કોઇએ તોડી ગરૂડની પાંખ;
તેણે મૂછ ઉપર ફેરવી હાથ,
બોલ્યો દમ વસુંધરાનાથ. મુનિવર૦ ૨
હાય મને હણે છે એવો,
સ્થિતિ પિતાની અંતરે આણી જેવી;
કરી પોતાના ભાગ્યતણો ધિઃકાર,
બોલાવ્યા મંત્રી પુરોહિત તે વાર. મુનિવર૦ ૩
દમ કહે આ શૂદ્ર તપસ્વીએ આજ,
કહ્યું તે તમે સાંભળ્યું દ્વિજરાજ;
મારો તાત ઘાતવડે પામ્યો સ્વર્ગ,
મેં તેનો અરિ મોકલવો નરકવર્ગ. મુનિવર૦ ૪
વા શું કરવું કહો તે સર્વ,
છો મંત્રી પુરોહિત મહાપર્વ;
તે નૃપ વૃદ્ધ તપસ્વી હતો,
વાનપ્રસ્થ વ્રત્ત ધરી થયો છતો. મુનિવર૦ ૫
મૌન વૃત્તિ ધરી બેઠો તેહ,
હતી જેની શસ્ત્રવિહોણી દેહ;
વળી મારી માતા ઇંદ્રસેના નામ,
હતી સ્વસ્વામી સમીપે મહાનામ. મુનિવર૦ ૬

તેથી તેના અંગના સંબંધે જાણ,
માની વપુષ્માનને નૃપ પ્રમાણ;
તેના પ્રશ્નના ઉત્તર આપ્યા યથાર્થ,
તેથી તેનું કારજ થાતું સાર્થ. મુનિવર૦ ૭
તેણે વામ હસ્તે ધરી તરવાર,
હણ્યો જટા ઝાલી જટિલ નિરધાર;
તે દુષ્ટે લોકનાથ અનાથની પેર,
મારી નાખ્યો સંભારીને વેર. મુનિવર૦ ૮
મારી માતા મોકલી મુને કે'વા સંદેશો,
ગઇ સ્વર્ગે ધરી અંતર અંદેશો;
હા ધિઃક ધિઃક બોલી બહુ વાર,
સ્વઅમંગલ મંદભાગ્ય નિંદતી સાર. મુનિવર૦ ૯
બળી મોઇ અગ્નિ મધ્ય બાઇ,
ધિઃક ધિઃક હું પુત્રકમાઇ;
દુઃખે કરી નરિષ્યંતને આલિંગન,
ગઈ સ્વર્ગે થઇ સતી પાવન. મુનિવર૦ ૧૦
તેણે જતાં જતાં કહ્યું છે જેહ,
તે તો મારે કરવું સર્વે તેહ;
તમો થાઓ સત્વર સહુ તૈયાર,
હસ્તિ રથ અશ્વ લેઇ આ વાર. મુનિવર૦ ૧૧
પાયદલાદિક ચતુરરંગ સેન,
વળી યોદ્ધા લેઇ ચઢો સહુ એન;
લીધા વિના પિતાકેરૂં વેર,

---

૮ જટિલ—જટાવાળો (નરિષ્યંત). લોકનાથ—રાજા. ૯ અંદેશો—વેરનો ખટકો. ૧૦ પુત્રકમાઇ-પુત્રરૂપી કમાઇ.

પિતૃઘાતકનો કર્યો પાખે ફેર. મુનિવર૦ ૧૨
માતાનું વચન માન્યા વિના,
શું હું ને જીવવું ગમે થઇ રહી હીના;
માર્કંડેય કહે મંત્રીએ ત્યાંય,
સુણ્યું વચન નૃપનું જ્યાંય. મુનિવર૦ ૧૩
કે અતિ ગ્લાનિ પામ્યા સહુ તેહ,
હા હા શબ્દ ઉચરવા લાગ્યા એહ;
મહામંદભાગ્ય કહી કહી દેહ,
સેન સજ્જ કરવા લાગ્યા સહુ તેહ. મુનિવર૦ ૧૪
મળ્યાં સેના સેવક ને પરિવાર,
વાહન આહન વળી અપરમપાર;
દમ કરી સર્વને ત્યાં તૈયાર,
વળી પૂર્વગામી કરી તે વાર. મુનિવર૦ ૧૫
નીકળ્યો અરિના પુર ઉપર,
તદા ત્રિકાળદર્શી દ્વિજ આવ્યા મહાવર;
દીધા પુરોહિતે આશિર્વાદ,
ભણી વેદમંત્રને સરવે સાદ. મુનિવર૦ ૧૬
મૂકતા મહાસર્પની પેઠ નિશ્વાસ,
આવ્યો દમ રાજા વપુષ્માન પાસ;
હણ્યા દેશ સીમાને સાચવનાર,
સત્વર કર્યા એવા સામંત તારતાર. મુનિવર૦ ૧૭
વળી આવ્યો દક્ષિણ દિશા ભણી નૃપાળ,
તેને આવતો જાણ્યો સંક્રંદનબાળ;

---

૧૨ એન—ઉત્તમ ( યોદ્ધા ). ૧૫ આહન—આયુધ પૂર્વગામી કરી—( દમને ). અર્થાત્ દમને આગળ કરીને બધી સેના નીકળી. ૧૬ સરવે—મધુરે.

સુણી વપુષ્માન ભરાયો ક્રોધે,
જાણ્યું દમ આવ્યો છે મારી શોધે. મુનિવર૦ ૧૮
પરિવાર પ્રધાન સેન સમેત,
ચઢી આવ્યો કાળ કરી શું વૃષભકેત;
તોપણ કંપાયમાન થયો નવ તેહ,
દેતો સેન સજ કરવા આજ્ઞા એહ. મુનિવર૦ ૧૯
જ્યાં સજ થઇ ગઇ સહુ સેન,
કે દર્શાવ્યાં યુધ્ધનાં તેણે ચેન;
નીકળ્યો નગરની બાહાર રાય,
પછે કે'ણે મોકલિયો દૂત ત્યાંય. મુનિવર૦ ૨૦
દૂત દમને કહેતો જઇ,
અતિ શૂરો પૂરો સામદ થઇ;
વપુષ્માન કે' વે'લો તું આવ,
તારા નરિષ્યંતને ધર્યો મૂકાવ. મુનિવર૦ ૨૧
તે સ્વર્ગે બેઠો જુએ છે તારી વાટ,
હે ક્ષત્રબંધુ કરીશ નવ ઉચ્ચાટ;
હું કુટુંબ સહિત તેની પાસ,
આજ મોકલીશ ત્રેવડી તુંને ત્રાસ. મુનિવર૦ ૨૨
મારા બાહુબળથી છૂટેલાં બાણ,
કરે છે તારૂં રક્ત પીવાની તાણ;
છે ઘણા દિનથી તરશ્યા એહ,
તે સંગ્રામે રૂધિર પીશે ભેદી તારી દેહ. મુનિવર૦ ૨૩
દૂતે કહેલા જે જે બોલ,
તે દમ સાંભળી કરતો તોલ;

---

૧૮ સંક્રંદનબાળ—વપુષ્માન. ૧૯ વૃષભકેત— રૂદ્ર.

પૂર્વે કરી સ્મરી પ્રતિજ્ઞા ત્યારે,
ચક્ષુઃશ્રવાવત્ ફુંફ્વતો વારંવારે. મુનિવર૦ ૨૪
ગયો વપુષ્માન સામે સત્વર,
આવી ઊભો લઢવાને દમ મહાવર;
વપુષ્માનની સેના મધ્યે જેહ,
અતિ બળદર્શક ધરતો દેહ. મુનિવર૦ ૨૫
તેને બોલાવ્યો પ્રથમ સામે તેણે,
કરી પિતા કાજે દૃઢ પ્રતિજ્ઞા જેણે;
થવા માંડ્યું દમ વપુષ્માનનું યુદ્ધ,
વઢે રથી રથી સાથે થઈ ક્રુદ્ધ. મુનિવર૦ ૨૬
લઢે છે હસ્તી હસ્તી સંઘાત,
કરે છે અસવાર અસવારને ઘાત;
ભાથી ભીંડતા સાથી વખોડી,
એવી બાધી ઘણી ત્યાં જોડાજોડી. મુનિવર૦ ૨૭
અહો વિપ્રસત્તમ તેણે ઠાર,
મહાઘોર સંગ્રામ પ્રવર્ત્યો સાર;
જોવા આવ્યા સુર સિદ્ધ ગંધર્વ,
યુદ્ધ જોઇ રાક્ષસ તજતા ગર્વ. મુનિવર૦ ૨૮
અહો વિપ્ર લઢવા લાગ્યો દમ જ્યારે,
વસુંધરા કંપવા લાગી છે ત્યારે;
કોઈ રથી સારથી કે મહાહાથી,
ભલે ઘોડેસ્વાર કે હોય ભાથી. મુનિવર૦ ૨૯
દમકેરાં છૂટે જે જે બાણ,
નો'તો કોઇ સહન કરી શકે એવો જાણ;
એવું જોઇ વપુષ્માનનો સેનાપતિ,

આવ્યો દમ સામે ક્રોધી દુર્મતિ. મુનિવર૦ ૩૦
લઢવા લાગ્યો દાવ કરી વિધ વિધ,
હરિ દમે યોગમથી તેની નિધ;
એક બાણ હૃદેમાં માર્યો કરાળ,
કે પામ્યો વિંધાઇ નિધન તતકાળ. મુનિવર૦ ૩૧
જદા સેનાપતિ પડ્યો માન્યો શૂર,
તદા વપુષ્માનસેન નાસવા લાગ્યું પૂર;
આવતો નીરખી સેનનાયક વપુષ્માન,
શત્રુદમન દમ કે'વા લાગ્યો મહાન. મુનિવર૦ ૩૨
અહો અધમોધમ દુષ્ટ ચાંડાળ,
હણ્યો તપસ્વી અસ્ત્રવિહીન તેં ભૂપાળ;
વ્રતધારી નિયમધારી નરદેવ,
હણી હવાં નાસે કાં તતખેવ. મુનિવર૦ ૩૩
તું છું ક્ષત્રિય વળ્ય વળ્ય પાછો,
આમ કેમ હીંડે છે આછો આછો;
વપુષ્માન કે' મૂક્ય મૂક્ય બડાઇ,
એમ વદી આવ્યો લઢવા લઇ સાથ ભાઇ. મુનિવર૦ ૩૪
પુત્ર બાંધવ સંબંધી શૂર,
કોઇને નવ રે'વા દીધા તેણે પૂર;
થઇ રથારૂઢ ને લઢવા લાગ્યો,
જેણે મોખરો દમતણો નવ ત્યાગ્યો. મુનિવર૦ ૩૫
ધનુષ્ય ભરી બાણ મૂક્યાં અસંખ્યાત,
કરી દિશા વ્યાપ્ત ને શર વરસાત;

---

૩૧ નિધ (નિધિ)—સામર્થ્ય રૂપી ભંડાર. નિધન—મૃત્યુ. ૩૩ અસ્ત્રવિહીન—હથિયાર વગરનો.

ઢાંકયો દમને રથ સહિત શરજાળ,
વળી ગર્જ્યો વપુષ્માન કરાળ. મુનિવર૦ ૩૬
પછે પિતાવધક્રોધે પૂરાયલા દમે,
સત્વર શર કાપી નાખ્યાં જેહ ભમે;
વીંધ્યા બીજા બાણે તેમના દેહ,
એકએક બાણે પ્રાણ હરંતો તેહ. મુનિવર૦ ૩૭
વા માર્યા વપુષ્માનના સપ્ત કુમાર,
સહુ બાંધવ સંબંધી તે વાર;
ગણી ગણી મૂકતો એક બાણ,
તે હણી હણી આવતાં નિર્વાણ. મુનિવર૦ ૩૮
હણાયા પુત્ર મિત્ર બાંધવ જેના સાર.
એવો વપુષ્માન ક્રોધ કરી તે વાર;
રથારૂઢ થઇ નાખી સર્પ સમ નિઃશ્વાસ,
ઉપજાવ્યો શરે કરી સંગ્રામે ત્રાસ. મુનિવર૦ ૩૯
વારેવારે યુદ્ધ કરવા તે આવે,
જેમ અતિ પતંગને દીપ ભાવે;
હે મુનિસત્તમ દમે જોયો તે ભમે,
વળી નાખતો તે બાણ ચોગમે. મુનિવર૦ ૪૦
દમે તેનાં જોતા જોતામાં બાણ,
છેદી ભેદી નાખ્યાં છે નિર્વાણ;
પછે થઇ ગયા ઉભય સન્મુખ,
મારવા માંડયાં બાણ તાણી તાણી રૂખ. મુનિવર૦ ૪૧
ભાગ્યું વપુષ્માનનું દમે ચાપ,
તદા વપુષ્માને સાંગ મારી અમાપ;
તે દમનું કાર્મુક કટકા કીધું,

ઉભય વીરે વૈર બરાબર લીધું. મુનિવર૦ ૪૨
છે પરસ્પરે જીતવાની ઇચ્છા જેને,
મેં હણ્યો માને છે જેને;
એવા વીર તીર વિના થયા ત્યાંય,
તદા ક્રોધે ત્વરાએ ધાતા જ્યાંય. મુનિવર૦ ૪૩
ઉભય ધરી હસ્તમાં ખડ્ગ કરાળ,
કૂદી પડ્યા રથ પરથી તે કાળ;
પરસ્પર ખેલવા લાગ્યા ખેલ,
માણી અટાપટાતણો મહામેળ. મુનિવર૦ ૪૪
આ હણાયો ને આ જીત્યો,
રે આ હણાતો થયો શોભિતો;
એમ એકમેકને જીતી જાતા,
પછે પૂર પંચાનન વિકરાતા. મુનિવર૦ ૪૫
ઘા દમને ખડ્ગનો લાગ્યો,
તે જોઈ વપુષ્માન અનુરાગ્યો;
તદા મહાવનમાં હણાયલા બાપ,
ધ્યાન તેનું ધરતા દમ અમાપ. મુનિવર૦ ૪૬
તેનું સ્મરણ થાતામાં થયો સંતાપ,
પ્રગટ્યો દમ અંગોઅંગે અતિ તાપ;
તેણે ધાઈ સા'યા વપુષ્માનના કેશ,
ખેંચી સત્વર ભૂમિ પાડ્યો નરેશ. મુનિવર૦ ૪૭
પછે મૂક્યો તેની ગ્રીવાપર પગ,
તદા વપુષ્માન થયો હગબગ;

---

૪૨ કાર્મુક—ધનુષ્ય. ૪૫ પંચાનન—સિંહ.

તદા દમે ઉંચો કર્યો અતિ હસ્ત,
બોલ્યો મુખ હે શૂર સમસ્ત. મુનિવર૦ ૪૮
માનવી દાનવી નાગ મહાભાગ,
જુઓ જીવ જંતુ પક્ષી આ જાગ;
હું આ અધમ ક્ષત્રી વપુષ્માનકેરૂં,
આજ હૃદય અદય થઇને વે'રૂં. મુનિવર૦ ૪૯
એમ ભાખી દમે તે વાર,
ફાડ્યું ફોડ્યું અરિહૃદય નિરધાર;
નીકળ્યો તે મધ્યેથી રૂધિરપ્રવાહ,
તે પાન કરવા તત્પર થયો વદી વાહ. મુનિવર૦ ૫૦
કિંતુ તેમ કરતાં તેને ત્યાંય,
અટકાવ્યો સુરગણે આવી જ્યાંય;
પછે તેના રક્તથકી નિર્વાણ,
અર્પી જલાંજલિ પિતાને પ્રમાણ. મુનિવર૦ ૫૧
થયો પિતૃઋણથકી એમ મુક્ત,
પછે રહ્યું બાકી શું કરતો સંયુક્ત;
વપુષ્માનમાંસે કરી નિર્ધાર,
પિતૃપિંડપ્રદાન કરતો તે વાર. મુનિવર૦ ૫૨
પછે રાક્ષસકુળમાં નિપજેલા જેહ,
તેણે તર્ત દ્વિજજન તેડ્યા તેહ;
તેમને અત્યંત ધન સહિત પિંડદાન,
અર્પી આમિષ જમાડ્યું વપુષ્માન. મુનિવર૦ ૫૩
પછે ગયો ઘેર તે રાજા ચાલી,
જેને જોઇ સુમના અતિશે મા'લી;

---

૪૯ અદય—દયાવિનાનો.

છે દ્વિજ થયા સૂર્યવંશ મોઝાર,
એવા એવા રાજા અપરમ પાર. મુનિવર૦ ૫૪
થયા સદ્દ્મતિવાળા ઘણા શૂર,
કેટલાક યજ્ઞ કરતા થયા ભરપૂર;
થયા ધર્મકુશળ કર્મે તૈયાર,
થયા વેદ પારંગત અપાર. મુનિવર૦ ૫૫
એવા સૂર્યવંશ નૃપની સંખ્યાય,
શત ભવ લેઇએ પણ નવ થાય;
એ સર્વ નૃપકેરાં ચરિત્ર,
થાયે સુણતાં ભણતાં પરમ પવિત્ર. મુનિવર૦ ૫૬
થાય પાપમુક્ત નર પ્રમાણ,
વળી અબુધ હોય તો થાયે સુજાણ;
છે દમનું ચરિત્ર પાવન અતિ,
પુરાણી ચરિત્રની સોંતી ગતિ. મુનિવર૦ ૫૭
જો વૈર કરો તો આવા થાઓ,
શું ખૂણે બેશી ગળ્યો ગોળ ખાઓ;
છે કરવું મરવું તરવું એક વાર,
ડરવું વરવું હરવું છે વારંવાર. મુનિવર૦ ૫૮
એવો કરી વિચાર થાઓ સામા,
નહિ તો રહો નમી પુરાણી નકામા;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે આમ,
દમચરિતે વપુષ્મદ્વધો નામ. મુનિવર૦ ૫૯
થયો ષટ્ત્રિંશદધિકશતતમોધ્યાય,
દમચરિત્ર સુણે ભણે તે નાકે જાય;

---

૫૯ વપુષ્મદ્વધ—વપુષ્માનનો વધ.

સંવત સત્તરસેં પાંસઠચ મોંથ,
સંપૂર્ણ દમચરિત્ર થાયે આંય. મુનિવર૦ ૬૦

વલણ.

અહિંયાં દમચરિત્ર સંપૂર્ણ થાયે, દમ જાયે પુરાણી દેવ રે;
મૂષક ન હોયે દરદરે, નીકળે કંઇ મણિધર તતખેવ રે. ૬૧

## કડવું ૨૧૬ મું.

રાગધનાશ્રી.

પક્ષીઓ કહે જૈમિની વિપ્ર જી, મહામુનિ માર્કંડેયે કથા કહી ક્ષિપ્ર જી;
ક્રૌષ્ટુકિ મુનિને કથા કહી દાખી જી, વિદાયગીરી આપી સમ્યક્ ભાખી જી. ૧

ઢાળ.

સમ્યક્ ભાખી દ્વિજ વિદાય કીધો, પછે કરી મધ્યાન્હસંધ્યાય;
એમ કરી તેમની કનેથી જે, અમે તમને કહ્યું મુનિરાય. ૨
તે પુરાણ સમ્યક્ સુણ્યું છે, હે મુનિસત્તમ અનાદિસિદ્ધ;
પૂર્વે માર્કંડેયને વિધિએ કહ્યું, તે અમે તમનિકટ કર્યું પ્રસિદ્ધ. ૩
આ પુરાણ ભણનાર સુણનારને, છે પુણ્ય ફળદા સાર;
છે પવિત્ર આયુષ્ય વૃદ્ધિ કરતા, છે ધર્માર્થ કામ દેનાર. ૪
વળી સર્વસ્વ પ્રાયશ્ચિત તજાવે, એવું એ છે જાણ;
પૂર્વે ચાર પ્રશ્ન જે કહ્યા છે તે, વળી પિતાપુત્રસંવાદ પ્રમાણ. ૫

---

૬૧ દરદરે—પ્રત્યેક દરમાં. ૫ પુરાણુનો ઉપસંહાર કરે છેઃ પૂર્વે ૬૦—પૂર્વે જૈમિનિએ કરેલા, પ્રશ્નો, ચાર જડ પુત્ર અને તેના પિતાનો સંવાદ, બ્રહ્માએ ઉત્પન્ન કરેલી સૃષ્ટિ, મન્વંતરની સ્થિતિ, અને રાજાઓનાં ચરિત્ર, એ પાંચ ભાગમાં આ પુરાણુ સંપૂર્ણ કર્યું છે.

બ્રહ્મસૃષ્ટિ ને મનુસ્થિતિ, વળી પવિત્ર નૃપચરિત્ર;
એ અમે તમને સર્વે કહ્યાં, જે મહાચિત્રવિચિત્ર. ૬
હવાં અન્ય શું સુણવાતણી છે, તમને મુનિદેવ ઇચ્છાય;
જે નર આ સર્વ સાંભળે, કે નરમંડળ મધ્યે ગાય. ૭
તેનાં પાપ ને સંતાપ સઘળાં, જૈમિનિ! પ્રલે થાય;
મહામોક્ષ મળે તેને, અંતે મોક્ષ તો સુખદાય. ૮
અષ્ટાદશ પુરાણ કહ્યાં જે, પિતામહે પ્રમાણ;
છે સપ્તમું માર્કંડેય તેમાં, મહાપ્રખ્યાત પુરાણ. ૯
હવાં નામ તેનાં દઉં ગણાવી, સુણો જૈમિનિદેવ;
તમે મહાત્મા ગુરૂતણી સાધી છે, સિદ્ધ પ્રસિદ્ધજ સેવ. ૧૦
બ્રાહ્મપુરાણ પે'લું જાણવું, પાદ્મપુરાણ બીજું સોય;
ત્રીજું વૈષ્ણવપુરાણ છે, ચોથું શૈવપુરાણજ હોય. ૧૧
ભાગવતપુરાણ છે પાંચમું, છઠ્ઠું નારદીય પુરાણ;
સપ્તમું માર્કંડેય નામે, અષ્ટમું આગ્નેયપુરાણ પ્રમાણ. ૧૨
નવમું ભવિષ્યપુરાણ છે, દસમું બ્રહ્મવૈવર્તપુરાણ;
અગિયારમું લિંગપુરાણ છે, બારમું વારાહપુરાણ સુજાણ. ૧૩
સ્કંધપુરાણ છે તેરમું, ચૌદમું વામનપુરાણ નિર્ધાર;
પંદરમું કૌર્મપુરાણ છે, સોળમું માત્સ્યપુરાણ અવિધાર. ૧૪
સત્તરમું ગરૂડપુરાણ છે, અષ્ટાદશમું બ્રહ્માંડપુરાણ;
જે નર અષ્ટાદશ પુરાણકેરાં, નામ પઠન કરે નિર્વાણ. ૧૫
વા જપે જપ કરી એહનો, તે હયમેધ ફળને પામે;
વિરાટાદિ સૃષ્ટિને વળી, બ્રહ્માદિ સુરસૃષ્ટિ નામે. ૧૬

---

૧૬ પુરાણમાં શું વર્ણવવું જોઇએ તે જણાવવાને તેનાં પાંચ લક્ષણ કહે છે: વિરાટાદિ ૯૦—વિરાટને આદિ લેઇને સઘળી સૃષ્ટિ( ઉત્પત્તિ ), જેને

વંશવિસ્તાર ને મન્વંતરકથા, મહાનૃપવંશચરિત્ર;
એ પુરાણનાં છે પંચ લક્ષણ, ભાખ્યાં મહામુનિ પવિત્ર. ૧૭
ચાર પ્રશ્ને સંયુક્ત જે આ, છે અનુત્તમ પુરાણ;
તે શ્રવણ કરતાં શતકોટિ કલ્પનાં, થાય પાપ નાશ પ્રમાણ. ૧૮
વળી બ્રહ્મહત્યાદિક પાપ જાયે, અન્ય અશુભ કર્મ નિર્ધાર;
જેમ મરૂત્ ભગ્ન તૃણ કરી નાખે, ત્યમ થાય પાપ નાશ અવિધાર. ૧૯
આ પુરાણ સુણવાથકી જૈમિની, જઇ કર્યાં અત્યંત ક્ષેત્રમાં દાન;
તેટલું પુણ્ય થાયે શ્રવણથી, વળી નરમણિ થાય મહાન. ૨૦
આ પુરાણકેરી સમાપ્તિ કરતાં, વેદાધ્યયનથકી અધિક;
ફળપ્રાપ્તિ થાયે સર્વથા, ટળે યમકિંકર બીક. ૨૧
શ્રવણ કરાવે પુરાણ આ જે, તેનું કરવું યથાવિધિ પૂજન;
ગંધ કુસુમ વસ્ત્ર ને બ્રહ્મભોજન, ગણવો કે'નાર વિધિસમ પાવન. ૨૨
તેને યથાશક્તિ કંઇ આપવું સહી, જો સુણનાર હોયે રાય;
તો તેણે ગામ ગરાસ વાહન અર્પવાં, જ્યમ દ્વિજજન રાજી થાય. ૨૩
વેદ અર્થવડે આ પુરાણ સઘળું, છે પમાડેલું વિસ્તાર;
એક ધર્મશાસ્ત્ર સ્થાનક છે સહી, સુણતાં મનોરથ સિદ્ધ થાયે સાર. ૨૪
આ પુરાણ પૂરૂં સાંભળીને, વિચક્ષણ નરે નિર્વાણ;
કે'નાર વ્યાસ મહત્માતણું પૂજન, શુદ્ધ મને કરવું પ્રમાણ. ૨૫
એવડે ધર્માર્થકામ ને, મળે મોક્ષ ફળ જ્યમ ભાખ્યું;

---

'સર્ગ' કહે છે તે પેહેલું લક્ષણ; બ્રહ્માદિ દેવોની સૃષ્ટિ એ 'પ્રતિસર્ગ' નામે બીજું લક્ષણ; મનુના વંશનું કથન એ 'વંશ' નામે ત્રીજું લક્ષણ; મન્વંતરકથન એ ચોથું લક્ષણ અને મોટા રાજાનાં ચરિત્ર એ પાંચમું લક્ષણ છે. ૨૨ ગંધ—ચંદનાદિ. વિધિસમ—બ્રહ્મા જેવો. ૨૪ એક ધ૦— પુરાણ તે એક ધર્મશાસ્ત્રને સ્થાને છે.

શ્રવણ કર્યાકેરી ફળપ્રાપ્તિ અર્થે, અર્પવાનું આવું દાખ્યું. ૨૬
કનક વસન આભૂષણ સંયુક્તે, સુરભિ ગુરૂને દેવી એક;
દાનાદિકે કરી ગુરૂ સંતોષવા, ધરી મન મધ્ય વર વિવેક. ૨૭
કથા કરનારની પૂજા કર્યા વિણ, જે સુણે છે એક શ્લોક;
તેને તેનું ફળ મળતું નથી, તે શાસ્ત્રચોર કે'વાય છે આ લોક. ૨૮
જે પૂજા નવ કરે તેનાથકી, નવ થાય દેવ પ્રસન્ન;
તેનો પુત્ર અર્પે શ્રાદ્ધ જે, તે નવ ગ્રહે પિતૃ પાવન. ૨૯
તીર્થસ્નાનાદિક ફળ સહુ. તેને પ્રાપ્ત થાય ન જાણ;
તેવો નર સદ્પુરૂષની સભામધ્યે, નિંદાય છે નિર્વાણ. ૩૦
એટલું બધું થાયે તેનું કારણ, એમ તો કે'વાય;
તે જન શાસ્ત્રચોર થાયે સહી, પછે તેનાથકી ક્યાંહી રે'વાય. ૩૧
વિચક્ષણ પુરૂષે કદાપિ, પુરાણનો કરી તિરસ્કાર;
કોઇ વાર સાંભળવું નહિ તે, એવો શાસ્ત્રાર્થ છે નિર્ધાર. ૩૨
સદ્ગુણી નર મળી વાંચતા હોય, અનુત્તમ શાસ્ત્ર અપાર;
તેની અવગણના કરનાર સપ્ત જન્મ સુધી, મૂક મૂર્ખ થાયે સાર. ૩૩
જે આ સપ્તમા પુરાણને, સુણી કરે તેનું પૂજન;
તેનાં સકળ પાપ સંતાપ થાયે, નાશ હે મુનિજન. ૩૪
વળી કુળ પવિત્ર થાય તેહનું, એ રીતે થયેલો પવિત્ર;
સનાતન વિષ્ણુલોક પામે, સુણી સંશયરહિત ચરિત્ર. ૩૫
કદાપિ પડિયો ત્યાંથકી તે, તો તેને નરદેહ ધરવો નવ પડે;
કિંતુ પુરાણકેરા શ્રવણ માત્રથી, પરમ યોગસિદ્ધિ તેને જડે. ૩૬
નાસ્તિક અધર્મી ને વેદનિંદક, ગુરૂવરસદાચારીવિપ્રનિંદક જેહ;
દુરાચારી માતપિતાનિંદક, વેદશાસ્ત્રનિંદક નિઃસંદેહ. ૩૭

---

૩૩ મૂક—મૂગો.

મર્યાદ વિહોણો અને વળી, જ્ઞાતિજન પર કરતા ક્રોધ;
તેવાને નવ આ પુરાણ કે'વું, કે શીખવી ન દેવો બોધ. ૩૮
ગળે ઝલાયા હઇએ કદાપિ, તદાપિ એવા દુષ્ટને જાણ;
લોભથી વા મોહથી તેને, વા હોય વિશેષ ભય પ્રમાણ. ૩૯
એવાને એ અર્પવું, તે છે મહાનિંદક કામ;
જે અર્પતા તે ભોગવે છે, યમયાતના ઉદ્દામ. ૪૦
એવો દુષ્ટ નર જે આ પુરાણજ, ભણી પુરાણી થાય;
વા ભણાવે પુરાણી થઇને, તે નિશ્ચે નરકે જાય. ૪૧
પુરાણીજી આ સુણી લેજો, નહિ તો નવીજી કે'વાશો;
જો હશે આવાં આચરણ અંગમાં તો, દુઃખમાં દે'વાશો. ૪૨
માર્કંડેય કહે એ સર્વ છે, આખ્યાન ધર્મ અનુપ;
સ્વર્ગ મોક્ષ દેનાર છે એ, કરનાર ભયનો ભૂપ. ૪૩
જે આ પુરાણ સુણે કે ભણે, તે ઇચ્છેલું કરતો સિદ્ધ;
આધિ વ્યાધિથી પીડાય નહિ તે, થાય સમ્યક્ સુણનાર પ્રસિદ્ધ. ૪૪
બ્રહ્મહત્યાદિક પાપથી તે, નિશ્ચય મૂકાયે માન;
સજ્જન મહાજન થાય તેના, મિત્ર હિતેચ્છક મહાન. ૪૫
અરિ પરાભવ કરી શકે નહિ, તેને ચૌરભય નવ થાય;
ધનકેરી ખોટ તેને, કદાપિ નવ કે'વાય. ૪૬
તેને ભોજન મળે મન ભાવતાં, નિત્ય નિત્યમતિ મિષ્ટાન્ન;
નવ મહાકાળ તેને પીડતો, ભરાય ભંડાર ગેહે ધાન્ય. ૪૭
હે દ્વિજસત્તમ પરસ્ત્રી પરદ્રવ્ય આદિક, પરહિંસાતણાં જે દુઃખ;
એવાં પાપથી મૂકાય તે જન, સમ્યક્ સુણ્યે પામે સુખ. ૪૮
જે આ કથા સુણે ભાવથી તે, પામે રિદ્ધિ વૃદ્ધિ શાંતિ;

---

૪૦ મહાનિંદક—મોટી નિંદા કરનારૂં. અર્થાત્ નિંદા થવા જેવું.

સ્મૃતિ લક્ષ્મી પુષ્ટિ પામે, વળી સંતોષ ને શુભ કાંતિ. ૪૯
એ નિરંતર તેને પ્રાપ્ત થાયે, નવ ઉણમ રહે અવિધાર;
સંપૂર્ણ માર્કંડેય પુરાણ જે, હોયે એક ચિત્તે સુણનાર. ૫૦
વળી આ રસમય પુરાણને, સમ્યક્ પ્રકારે જે કે'નાર;
તે શોકપાત્ર થાયે નહિ કદી, વળી થાય દુઃખને દે'નાર. ૫૧
યોગજ્ઞાનની અતિ નિર્મળ, થાય પ્રાપ્તિ તેને;
સ્વર્ગાદિલોક વિષે જઈ તે, પામે નેહ સમ્યક્ નેણે. ૫૨
ઈંદ્રાદિદેવો તેની યોગમ, આવી બેસતા નિર્ધાર;
પૂજન કરે વળી તેનું અતિશે, પામે જન કોણ તેનો પાર. ૫૩
આ જ્ઞાન ને વિજ્ઞાનમય છે, માર્કંડેય જેહ પુરાણ;
તે બેશી વિમાને શ્રવણકર્ત્તા, પૂજાય જાય પ્રમાણ. ૫૪
અક્ષરસંખ્યા આ પુરાણકેરી, તત્વદર્શીએ કહી જેહ;
તે સમ્યક્ પ્રકારે સુણો સર્વે, સહુ વર્ણવી કહું એહ. ૫૫
ષટ્ સહસ્રને અષ્ટ શત છે, શ્લોક એના સાર;
શ્લોક અક્ષર ઉભય માનો, એક તો નિર્ધાર. ૫૬
એમાં શત શ્લોક પૂર્વે કહ્યા છે, માર્કંડેય મુનિ મતિમાન;
સુણે ભણે તે થાય પાવન, તેને ગણે સર્વ જન મહાન. ૫૭
જૈમિની કહે હે પક્ષીસત્તમ, મારા ભારતતણા સંશય જેહ;

---

૪૯ રિદ્ધિ—દોલત. વૃદ્ધિ–( આયુષ્ય, બુદ્ધિ, સંતાન અને સંપત્તિની ). સ્મૃતિ—સ્મરણ ( વિદ્યાદિનું ). પુષ્ટિ—( દેહાદિકની ).

૫૪ તે ૯૦—પુરાણનો શ્રવણ કર્ત્તા વિમાને બેશીને જાય અને પૂજાય, એ અન્વય. ૫૫ અક્ષરસંખ્યા—અક્ષર ગણવા સંબંધી સંખ્યા. અર્થાત્ શ્લોક સંખ્યા.

૫૬ અક્ષરસંખ્યાનો અર્થ સ્પષ્ટ કરે છે: શ્લોક ૯૦—શ્લોક અને અક્ષર એ ઉભય ( બન્ને ) એક છે એમ માનો.

જે મટ્યા નહિ મુજથી મુનિ તે, તમે કર્યા નિઃસંદેહ. ૫૮
તમે જે પ્રકારે નિવાર્યા, મારા સંશય સાર;
મટાડનાર નથી તેવા સંશય, કો આ સમયમાં નિરધાર. ૫૯
તમો જ્ઞાનમાન ને મતિમાનજ, થાઓ ચિરંજીવ દ્વિજ;
સાંખ્ય ને વળી યોગતત્વે, ભ્રમરહિત મતિ પામો રીઝ. ૬૦
તમને પિતાએ જે શાપ આપ્યો, તે દુઃખથી થયેલો જે ખેદ;
તે નાશ પામો સ્વદેહે થાઓ, એમ વધ્યા જૈમિનિ નિર્વેદ. ૬૧
એટલું વચન ભાખી જૈમિનિ, દ્વિજે કહેલાં પરમ ઉદાર;
વિચાર કરતાં વાક્યફેરો, ગયા સ્વાશ્રમ મુનિ નિરધાર. ૬૨
પુરાણી પશ્ચાતાપ કરતા, દ્વિજ પામતો આનંદ;
હવાં ઉભય એ પરવારિયાં, આપણુ એક છે સ્વછંદ. ૬૩
નિંદકજન કદી નવ થવું, એમ ગુરૂએ કર્યો ઉપદેશ;
કિંતુ મૂઢમતિને હૃદય કયમ તે, સ્થિર થઇ રહે લવલેશ. ૬૪
કારમું કંઇ કર્યા પૂઠે, પશ્ચાતાપ કરવો પૂર;
શાસ્ત્રે કહી નિવૃત્તિ એથી, વધ્યા વચન વ્યાસ મધુર. ૬૫
વસિષ્ઠ જેવા મહામુનિએ, કર્યો સમયપરત્વે ક્રોધ;
દ્વિજ મૂઢમતિએ તેજ ગ્રહ્યો ઝટ, અશુભ એકજ બોધ ! ૬૬
જ્ઞાત હશે તે જાણશે, અજ્ઞાતને શું કે'વું;
કિંતુ અતિશય વૃધ્ધિંગત થયું'તું, નિંદકજનતણું શિર દેવું. ૬૭
તે આ ભવે નવ આપિયે તો, પડે પરભવે આપવું જાણ;

---

૬૦ જૈમિની પક્ષીઓ પાસેથી આ પુરાણ સાંભળીને ગુરદક્ષિણા બદલ વરદાન આપે છેઃ તમો ૪૦—૨૫૯૮ છે.

૬૧ સ્વદેહે—પોતાના પૂર્વ દેહે—અર્થાત્ બ્રાહ્મણપુત્ર. ૬૫ કારમું—કોઇ ખોટું કામ—નવાઇ સરખું. ૬૭ દેવું—ઘણા નિંદકજનની નિંદા જમા માંડી હતી તેથી.

ઝાડ માંહે ઝાડ ઊગી, વાળી લે માગતું નિર્વાણ ! ૬૮
એમ જાણી આપી દીધું, વળી થાય અન્ય માગણ કોઇ;
ત્યારે ધર્મ ધોઇશું સહુ જોઇશું, કહે કોઇ શું દ્વિજ સોઇ ! ૬૯
અષ્ટાદશ પુરાણ છે વ્યાસનાં, રમ્ય રચેલાં નિરધાર;
થઇ પડે શ્રીધર સમું માટે, કંઇ કરૂં નવ ઉચ્ચાર. ૭૦
પ્રેમ નેમે ક્ષેમ થાવા, એમ વે'મ ન આણી;
પૂરપુરાં પુરાણ પૂરશ, શ્રીવ્યાસકૃતિ પ્રમાણી. ૭૧
સંવત સત્તરસેં પાંસઠયે, શ્રાવણમાસ વૈધ્રુત યોગ;
વટપત્તને થઇ યત્નશાલી, કર્યો શુભ કર્મનો સંયોગ. ૭૨
વનમાર્જારીને ખીજવી મધ્ય મૂક્યો, પુરોડાશ પાવન;
પછે ચક્ષ મીંચી રેવું બેશી, કયમ પ્રસિદ્ધિપ્રાપ્તિ થાય પૂજન. ૭૩

---

૭૦ શ્રીધર સમું ઇ૦—શ્રીમદ્ ભાગવત વ્યાસ મુનિનું રચેલું છે એમ સર્વ કોઇ માનતા હતા; પણ તેના ટીકાકાર શ્રીધર સ્વામીએ પોતાની ટીકામાં એક જગોએ લખ્યું છે કે "बोपदेवकृतमिति न शंकनीयं—આ ભાગવત બોપદેવે કરેલું છે એમ શંકા ન કરવી." એ ઉપરથી તે પછીના પંડિતોને, બોપદેવ નામે કોઇ ભાગવતનો કર્તા છે કે કેમ, એવો સંદેહ ઉત્પન્ન થયો. તેમજ માર્કંડેય પણ વ્યાસનું કરેલું છે કે કોઇ બીજાએ એવો સંદેહ ઉત્પન્ન ન થાય, માટે હું તો કાંઇ બોલતોજ નથી. અર્થાત્ માર્કંડેય વ્યાસનું રચેલું હોવા વિષે મને શક છે.

૭૩ વનમાર્જારી—જંગલી બિલાડી. અર્થાત્ જેમ જંગલી બિલાડીઓને ખીજવીને તેમની વચ્ચે પુરોડાશ (બલિદાન) મૂક્યો હોય અને પછી પુરોડાશ મૂકનાર આંખ્યો મીંચીને બેશી રહે, તેમ આ પુરાણ રચીને તેને પુરાણીઓની વચમાં મૂકીને હું નિવૃત્તિયો બેશી રહ્યો છું. કયમ ઈ૦—એમ બિલાડાઓની વચમાં પુરોડાશ મૂકયા પછી તેની પ્રાપ્તિ કેમ થાય અને પુરાણીઓની વચ્ચે પુરાણ મૂકયા પછી તેની પ્રસિદ્ધિ કેમ થાય !

રે મૂર્ખજન કરતા શોચ એવો, નવ રે' ઉદય અસ્ત સદાય;
કોઇ મહાવ્યાઘ્ર આવી માર્જારી હણશે, વા પુરોડાશને દ્વેષી ખાય. ૭૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, એતત્‌પુરાણમાહાત્મ્ય મહાધામ;
ચૈતત્‌પુરાણ શ્રવણ પઠન, મહાફલશ્રુતિ નામ. ૭૫
સમત્રિંશાધિકશતતમોધ્યાય, સંપૂર્ણ અહીંઆં થાય;
ચાતુર્વિંશી જન પ્રેમાનંદ, કથા યથામતિએ ગાય. ૭૬

## વલણ.

યથામતિએ કથા ગાયે, ભજો ભવતારણ શ્રીહરી રે;
ક્ષમા કરજો પુરાણી બાવા, આવા થાશો ન કોઈ જુએ ફરી રે. ૭૭

---

એવો શોચ તો મૂર્ખ હોય તે કરે. શોચ ન કરવાનું કારણ કહે છેઃ ૭૪ નવ રે' ઇ૦—સ્પષ્ટ છે. કોઇ ઇ૦—કોઇ મોટો વાઘ આવીને બિલાડીઓનેજ ખાઇ જાય એમ બને, અથવા દ્વેષી ( બિલાડા ) પુરોડાશને ખાય, એમ પણ બને. તાત્પર્ય કે પુરાણીઓ પુરાણનો નાશ કરે કે કોઇ પુરાણીઓનોજ નાશ કરે, એમ પણ બને કેમકે ઉદય અને અસ્ત તો સદાય છેજ. ૭૭ જુએ—મારી પેઠે તમારી તપાસ લે.

